# ખુર્દેહ-અવસ્તા બા તરીકત

યાને

# અસલ તરીકત સાથની શુદ્ધ ઉચ્ચારવાળી ખોરદેહ અવસ્તા



જેમાં દરરોજની ભણવાની ફરજયાત બંદગીઓ—ગેહો, ન્યાયશો, યશ્તો ઉપરાંત, તમામ જરથોશ્તી તરીકતો (યાને જરથોશ્તી તરીકે જીંદગી ગુજારવાના અસલી કાનુનો) તથા માંથ્રની બંદગી તથા દીનઆઇનને લગતા જરથોશ્તી ઇલ્મે ક્ષ્નુમની રોશનીમાં મળતા ખુલાસાઓનો સંગ્રહ ખાસ આપવામાં આવ્યો છે.




**કર્તા—બેહેરામશાહ નવરોજી શરાફ,**

જરથોશ્તી ઇલ્મે ક્ષ્નુમના ઉસ્તાદ, તથા જરથોશ્તી ઇલ્મે ક્ષ્નુમ ઈન્સતીત્યુટના માલેક.





**સને યજદેઝરદી : ૧૨૮૭. મુંબઇ ઇ. સ. ૧૯૧૮.**



આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ કેપટન પ્રિંતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી બેરાંમજી મીઠાઈવાલાએ છાપ્યું છે અને મી૦ બેહેરામશાહ નવરોજી શરાફે, જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમ ઈન્સ્તીત્યુત, એરચશાહ બોલડીંગ, હોરનબી રોડ, કોટ, મુંબઈ મધેથી પ્રગટ કીધું છે.



# નજર-નામેહ
યાને
## અર્પણ-પત્ર ( Dedication )

અત્ હુવો વંઘ્હેઉશ્ વહ્યો
ના અઇબી જમ્યાત્,
યે નાઓ ઍરૅજાૂશ્ સવંઘ્હો
પથો સીષોઇત્,
અહ્યા અંઘ્હેઉશ્ અસ્ત્-
વતો મનંઘ્હુસ્ચા,
હુઇથ્યઁગ્ આ-સ્તીશ્ યઁગ્ આ-
ષ્એતી અહુરો,
અરૅદ્રો થ્વાવાંસ્ હુજૅન્તુશે
સ્પૅન્તો મજ્દા.

—ઉશ્તવદ ગાથા, હા ૪૩; ૩.

"ત્યારે તો તે નર ભલાંના કરતાં વધારે ભલાં તરફ પહોંચે કે જે અમોને આએ હાડમંદ તથા માનોઇ હૈયાતીને લગતા ફાયદાનાસીધા-રાસ્ત રાહ શીખવે છે—તે હસ્તીની આલમને લગતા જ્યાં અહુરા રહે છે; તે શખ્સ, એ મજદા, તારી ઉપર જાનફેશાન, ભલાં ડહાપણવાળો તથા વૃધ્ધિ કરનારો તારે લગતો છે."

આ નીસ્તીની આલમને લગતી ખનીરથબામી ઉપરથી ઉરવનને આગળ વધારી "ઉરૂ" યાને ઉરવનીક વૃધ્ધિની ગતીમાં ચાલુ

રાખવાને માટે વખ્શુરે વખ્શુરાન રમ્જ—ગો અશો સ્પિતમાન જર-તોશ્ત સાહેબ ( કે જેવણુના રૂહ ઉપર સદ ઓ હજાર આફ્રીન હોજો !) પોતાની આસ્ને વીરની બુલંદમાં બુલંદ સમજણ શકિત-ની ગતીથી જે “ મઝ્દયસ્નની દએન” તથા “જ઼રથોશ્તી દએન” યાને ઉરવનનું હસ્તીમાંથી નીસ્તીમાં નીચે ઉતરવું કેમ થયું તેને લગતો કાયદો, તથા ઉરવન હયાંથી નીસ્તીમાંથી પાછું હસ્તી તરફ કેમ જનાર છે તેને લગતો કાયદો—બરાબર જોઇ,

જાણીં તથા સમજી લઇને દાદાર
અહુરમજ્દ તરફથી, ગાથાના
૨૯ મા હાની શાહદત મુજબ
"યો નો અએવો સાસ્નાઑ
ગૂષતા" "જેવણે એકલાએજ
અમારી તરફથી ફરમાનો સાંભ-
ળ્યાં," તેવાં ખાસ ઉરવન તરીકે,
હયાં ખનીરથબામી ઉપર બેઉ
કાયદા તેના ઉસુલ્યાતી સરશોક
સાથે જાહેર કરયા છે, તે બુલંદમાં
બુલંદ કાયદાઓને લગતો ઇલ્મ
યાને જ્ઞાન સીના દર સીના,
પહેડી દર પહેડી, તેવણ સાહે-
બના શાગેર્દો તથા જાયનશીનોના

વસીલાથી જે હાલ જમાને—
હાસમની અંદર પણ જળવાઈ
તથા સચવાઇ રહ્યો છે, તે
જાળવનાર તથા સાચવનાર જે
આબેદ સાહેબ-દેલાન સાલેકો
અશોઇની અમલ્યાત સાથે જીં-
દગી ગુજારનારા પરહેજગાર
સાહેબો આજે બી ઈરાન સર-
જમીન ઉપર એક એકાંત "ગુશે"
યાને ખુણાની અંદર ખુશનુમા
ખીણુની બાજુએ બુલંદ જરથો-
શ્તી દએનના દીની ઇલ્મ યાને
"ઇલ્મે ક્ષ્નૂમ"ની પાસબાની અને
જાળવણી કરતા રહયા છે—તે

વખ્શુરે વખ્શુરાન સાહેબના વ-
સીલાથી ઉતરી આવેલા સાહેબ-
દેલાન સાલેકોના માનવંત રેહબર
આમેલ તથા આલેમ રસીદાંને--
રસીદ બાબીનનુન મેહેરબાને મન
સાષા-વરેજ મર્જબાન સાહેબ
કે જેવણુના મુબારક કદમથી તથા
જેવણુની પુષ્કળ મહેરબાનીની
શાહે મુજના ખુદાના ચાહવાથી
મુજના સાબેત કેશાશની મારેફતે
જે જરથોશ્તી ઈલ્મે ફનૂમનો એક
કતરો મુજ નાકેશની મકદુર
મુજબ તેહસીલાત પામ્યો છું,
અને જે ઇલ્મના કતરાની મદદથી-

જ તથા જે ઇલ્મના કતરાની કુમક-
થીજ મુજના આકેલ અને
ફાજેલ, આલેમ અને આમેલ,
ઉસ્તાદ સાહેબ લોબા-વરેજ મ-
જબાન સાહેબની ખાસ એજા-
જતથી હાલ જમાનને અનુસરતી
અસ્પંદીનાં મરતબામાં અને
મોકકાપર જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ
મુજના ખુદાની મહેરબાનીથી
હુમદીનોમાં ફાહેશ કરતો રહયો
છું, અને જે ઇલ્મના કતરાની
રૂએજ આ નાની કેતાબ "અસલ
તરીક્ત સાથની શુધ્ધ ખોરદેહ અ-
વસ્તા" દીની જ્ઞાનની તલબ. કર-

નાર હમદીનોની હાજરીમાં પેશ કરવાની મુજના ખુદાની રજા લઉં છું, તે કેતાબ ઘણીજ ખાકસારીથી તથા ઘણાજ એહેશાનની લાગણીથી તથા પુર જાનફેશાનીના મુબારક મીશ્રથી—નૂરે ચશ્મે મન, સાહયે પુશ્તે મનમાનવંત ઉસ્તાદ સાહેબ લોપાવરેજ મર્ઝબાન સાહેબને નજર કરવાની રજા લઉં છું!

# અસલ તરીકત સાથની શુધ્ધ ખોરદેહ અવસ્તા.

## એબ્તેદા યાને શરૂઆતનો દીબાચો.

અવ્વલ શએદાંન-શએદે ખુદ-બ-ખુદની ખુદીથી, રએ (યાને જ્ઞાનની રોશની)થી, રઑક્ષ (યાને જહલ જહલાહુ ભરેલી રોશની) ને, દેહ મરતબે, તેહદર-પે તેહદર-પે, પીશ કરીને, હોશોબામ મુનતઇ કીધી. આ હોશોબામથી અવ્વલ મરકજ મજ્દાનું, મજ્દરયાતમાં લઇને, દુયમ મરકજ અહુરાથી, તનાસુલી મરકજો—જ્રવાન, અર્ષેતખ્ત, અહુનવર અને ફ્રવશીથી,

અહુરમજ઼્દે કુલે જહાનની રચના કીધી; જેમાં બેહમન (યાને અકકલે અવ્વલ) અને અષ-વહિશ્ત (યાને રાદી વ્યવસ્થા) તથા ખુરદાદ (યાને ગોહરે મુફરદ) થી, જે મરકજ઼ મુનતઈ થયું, તે બધાં રાદી મરકજ઼ાને, વખ્શુરે વખ્શુરાંન રમ્જ઼-ગો અહુરાના અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબે મીથ્રે-શાદમાં લઇને, મીથ્ર, ખુરેહ અને અશોઇની બરકતથી, જે રાદી માંથ્ર—માંથ્ર સ્પેન્ત અને ફષુષો-માંથ્ર—(યાને માંથ્રના કાયદાઓ) જે મીનોઇ, જી઼રમાની, અરવાહી અને જીસ્માની આલમોમાં અચુક મોતેબર રીતે 'વીત' થઈને રહેલા છે, (યાને અખંડ હાલતમાં

વ્યાપી રહેલા છે), તે કાયદાઓની મીસાલ, અવસ્તા માંથ્ર રચીને, જે અવસ્તા તાવીલથી ભરપુર, ખોરેહ અને અશોઇની તરીકતો સાથે, આપણુને આપેલા છે, તે આસ્ને વીરવાલા "શાહે અમ્બીઆ"નાં રૂહપર, હજારાંન હજાર સના વ દરૂદ હોજો! તેઓ સાહેબના જાયેનશીન જરથુશ્ત્રતેમો, તથા તેઓના તનાસુલી હાલી જમાનના જાયેનશીન, આબેદ સાહેબ—દેલાંન સાલેકોના રેહબર, આમેલ વ આલેમ, રસીદાંને રસીદ, બાબીનનૂન, મહેરબાને મન, સોષાવરેજ મર્ઝબાન સાહેબ, કે જેવણુની મહેરબાનીથી, અને મારા ખુદાની મારેફતથી,

ઉસુલ્યાતી માજદયસ્નીં જરથોશ્તી ઇલ્મનો કતરો તેહસીલ કરવાને કામયાબ થયો છું, તે માટે, તેવણ સાહેબના તનાસુલી સીલસીલાને મીશ્રે-શુક્રથી આફ્રરીન વ તેહસીનમાં લઇને, આ કેતાબ બાબે એ બોલ જણાવવાની ખાકસારીથી રજા લઉંછું.

હાલ કેટલોક વખત થયો દરરોજની બંદગી કરવા માટે અસલ સમજણ સાથની એક સગત્રડ ભરેલી કેતાબ માટે માંગણી ચાલુ થતી હતી, અને મારા ઘણા મીત્રોએ એવી એક કેતાબ બહાર પાડવા માટે આગ્રહ કરવાથી આ કેતાબ મુજના ખુદાના ચાહવાથી પ્રગટ કરવામાં આવીછે.

અવસ્તા માંથ્રની બંદગીની એજમતી અસરો જે પુષ્કળ કારણો ઉપર લટકેલીછે તેમાંનું એક

કારણ માંથ્રના થવા જોઇતા શુદ્ધ ઉચ્ચાર અને ભણવાની 'કુરાહેત' યાને આબેહુબ લઅ્એ સાથનો ઇમ્લો અને ભણવાની ઢપ થઇ પડેછે. જે "સ્તોત યસ્ન" યાને અવાજની ધ્વનીથી ઉત્પન્ન થતા અણુદીઠ રંગોની મસાવત યાને વણતના કાયદાઓ કુદરતમાં કાર્ય કરેછે, તે કાયદાઓને પોતાની "આસ્ને વીર"ની સૌથી બુલંદ સમજણ શકિતથી વખ્શુરે વખ્શુરાન રમ્જ—ગો અહુરાના અશો સ્પિતમાન જરાતોસ્ત સાહેબે સમજી અને જાણી લઇને "અહુનવર"ના ઉસુ-ધ્યાતી કુદરતી નાદને પેશ પડતો "યથા અહુ વઇરયો" નો કલામ રચીને તે ઉપરથી તમામ અવસ્તા માંથ્ર રચી આપ્યાછે, તે "સ્તોત યસ્ન" ના કાયદાથીજ માંથ્ર વાણીની બંદગીમાં શુધ્ધ ઉચ્ચાર અને લઅ્એઅ સાથનો ઇમ્લો ઘણો અગત્યનો ભાગ બજાવેછે. આ કારણને લીધે

"અવસ્તા હરૂફ" યાને અક્ષરોની જુદી સમજણ જે આગળ ચાલતાં આપવામાં આવેલીછે, તે ઉપર બધાં હમદીન વાંચનારાઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે. અવસ્તામાં છ, ઢ અથવા ધ, લ અથવા ળ, અને ભ, આ ચાર જાતના અક્ષરો બીલકુલ આવતાજ નથી એ બાબદ ઉપર ખુબ ધ્યાન આપવાની જરૂર છે, કારણ કે આ અક્ષરોના સ્તોત ઘણાજ તનજ્જુલ યાને ઉતરતા મરતબાના હોવાથી અવસ્તા માંથ્રની રચનામાં એ અક્ષરો બીલકુલ લેવામાં આવેલા નથી. અવસ્તામાં જે "માંથ્ર"ના બે મરતબા સમજાવેલા છે, અને જેઓ "માંથ્ર-સ્પેન્ત" યાને "વૃદ્ધિ કરનારા માંથ્ર" તથા "ફ્ષુષો-માંથ્ર" યાને "ઘણી આગળ વધેલી વૃદ્ધિ સાથના માંથ્ર" તરીકે જણાયલાછે, તેમાં "ફ્ષુષો-માંથ્ર"ના કલામો કોઇ કોઇ વાર એવા તો બીકટ આવેછે કે તેઓના ઉચ્ચાર ઘણા

મુશ્કેલ હોવાથી ખાસ ધ્યાન આપવું પડેછે, અને તેવા :"ક્ષુષો-માંથ્ર"ના કલામો બીલકુલ "સ્તોત યસ્ન"ને કાયદેજ ગોઠવેલા હોવાથી તેઓનો સીલસીલાબંધ તરજુમો "નવસર્ફ" યાને વ્યાકરણને કાયદે કરી શકાંતો નથી. આ ઉપરથી સમજી શકાયછે કે અવસ્તા વાણીના "માંથ્ર"ના ખાસ ભેદો તરજુમાની મદદથી સમજી શકાતા નથી, પણ જે "સ્તોત યસ્ન"ના કાયદાથી એ માંથ્ર રચવામાં આવેલાછે તે "સ્તોત યસ્ન"ના કાયદાની મદદથીજ માંથ્રનાં ભેદ અને રમ્જ તથા તાવીલ યાને લાયક ખુલાસા મેળવી શકાયછે.

આએજ "સ્તોત યસ્ન"ના ગુહ્ય ભેદ ભરેલા કાયદાઓને આધારે અવસ્તા માંથ્રની રચના થયલી હોવાને લીધે હાલના ભણતરોના ગોઠવેલા આકારોમાંથી જેમ ગમે તેમ ફકરાઓ ચુંટી કહાડીને બંદગી કે હમ-બંદગી કરી શકાય

નહી, કેમજે "સ્તોત યસ્ન"ના બારીક કાયદા-ઓના જ્ઞાન વગર હેરફેર ફકરાઓ મગજના ફાંટા મુજબ યા તરજુમાને આધારે ચુંટી કહાડીને ભણવાથી માંથ્રની બંદગીની સ્તોતની અસર બીલકુલ રદ થઈ જાયછે. હાલની જે ન્યાએશો, યસ્તો વગેરે ટુંકા ભણતરો છે, તેને આસપાસ પાજંદ ફકરાઓ મુકીને સ્તોત યસ્નને કાયદે દસ્તુરાંન દસ્તુર આબેઃ આદરબાદ મારેસ્પંદ જેવા સાહેબે પોતાની અશોઈની અમલ્યાત ઉપ-રાંત સ્તોત યસ્નના બારીક જ્ઞાનની મદદથી ગોઠવી આપેલાં છે, તે ઘણા બરહકક છે, અને ઇજસ્ને, વંદીદાદ, વીસ્પરદ, ગેહસારણું યા કોઇબી બીજુ ભણતર પહેલો ભાગ, છેલ્લો ભાગ યા વચ્ચેના કોઇબી ભાગો કાપી નાંખીને ટુંકાં કરવાનો કોઇનેબી અધીકાર નથી, કેમજે અજ્ઞાનપણે અવસ્તા માંથ્રને ટુંકા કરવા જતાં બંદગીની જે

ખરેખરી અસર "સ્તોત"ને કાયદે આવવી જોઇએ, તે અસરમાં ઘણી ખલલ થાય છે. જાહેર મેળાવડાઓમાં હમ-બંદગી માટે ખાસ ચુંટી કહાડેલા ફકરાઓનો સંગ્રહ ભણાવવામાં આવે છે, તે રીતી ઇલ્મ્યતથી તદન દુર છે, કેમજે તેમ હમ-બંદગી કરયાથી "સ્તોત" બીલકુલ નીરમુળ થઇ જાય છે, અને તેનો બંદગી તરીકે કંઇબી ઇન્ફાલ યાને નતીજ મળી શકતો નથી. એવીજ રીતની ચુંટી કહાડેલા અવસ્તા ફકરાઓની કેતાબ ખાનગી વપરાસ માટે મારા જોવામાં આવેલી છે, જેમાં ફકત તરજુમાને આધારે જેમ ગમે તેમ કઢંગા ઑરડરમાં "સ્તોત"ને નુકસાન પહોંચે તેવી રીતે એક ફકરો ગાથાનો, તો એક તેની પછી હોરમજદ યસ્તનો, તો તેની પછવાડે એક આતશ ન્યાએ-

શનો, તો તેની પછી ઈજશ્નેના કોઇ હા માંથી લેવાથી બધો "સ્તોત"નો ગોયા ખીચડો થઇ જાય છે, અને જે સાબેત માંથ્રની અસર ભણનારને મળવી જોઇએ તેવી અસર આ ખીચડા થયલા સ્તોતથી કપાઇ જઇને બીલકુલ મળી શકતી નથી. જે પ્રમાણે જુદી જુદી રાગ રાગણીઓની એકેકી લીટી લઇને ગાયન બનાવવા જતાં તે બેસુર થઇ જાય છે તેજ મીસાલ આમાં બને છે. તેમાં જ્યારે આવી રીતે ચુંટી કહાડેલા ફકરાઓમાં જુદે જુદે વખતે ને પ્રસંગેજ ભણાતા ફકરાંઓ મુકેલા હોય છે ત્યારે વધુ ઘોંટાળો થાય છે જે "બરવકત"નાં કાયદાનો ભંગ કરે છે. જરથોસ્તી દએનમાં "રતુ—ફ્રીતી" યાને "વખતસરની બર-વખતની બંદગી"ને લગતા કાયદાઓ, તથા "પઇતિ—ફ્રસાઓ" યાને "બંદગીને લગતા સવાલ જવાબો"ના કાયદાઓ

સમજાવવામાં આવેલાં છે, તે "બર-વક્ત"ના કાયદાઓ જાળવીનેજ માંથ્રની બંદગી, તેમજ ક્રીયાઓના ભણતર થવાં જોઇએ છે. આપણી બંદગીના માંથ્રના સ્તોતની અસરનો મોટો આધાર ખોરશેદના "સ્વા" યાને અણુદીઠ કીરણો ઉપર રહેલો હોય છે, અને દરેક જુદી જુદી ગેહમાં જેમ જેમ ખોરશેદના "સ્વા"ની "અસ્પંદી" યાને ગતીના જોશ અને સ્તોતમાં ફેરફાર થતા જાય તેમ તેમ તે ફેરફાર થયલા સ્વાને માફક આવતા માંથ્રના સ્તોત આપણને દરેક જુદી જુદી ગેહનાં ભણતરો રૂપે રચી આપેલા છે. આ કારણને લીધે "ખ્રોશ યસ્ત રાતની વડી" ફક્ત અઇવિસ્રુથ્રેમ ગેહમાંજ ભણાવી જોઇએ, તથા "આવાં ન્યાએશ તથા આવાં યશ્ત" ફક્ત હાવનથી તે ઉજીરન ગેહ સુંધીમાંજ ખોરશેદની હાજરીમાંજ ભણાવી જોઇએ, એમ ખાસ કાય-

દાઓ આમ-વર્ગને માટે આપવામાં આવેલા છે, અને એજ પ્રમાણે "બર-વકત"ની ક્રીયાઓ —ગાહામ્બારો તથા જશનો વગેરેની ક્રીયાઓ પણ કુદરતમાં ચાલુ સાલ દરમ્યાન જે "બુરૂજો" યાને રાશીઓ તથા "સૈયારા" યાને ગ્રહોની ચાલના ફેરફારોને આધીન થઇને પ્રવાહો હકીકતમાં શખ્સ અને દએની મારેફતથી હયાં આવે છે, તે પ્રવાહોને માફક આવતા "સ્તોત" સાથના માંથ્રની ક્રીયાઓ આપવામાં આવેલી છે, અને તેથી દરેક ક્રીયા તેના પોતીકા બર વખતેજ કીધેલી હોય તોજ તેની પુરેપુરી અસરો કુદરતી કાયદે મળી શકે છે.

વળી એજ "સ્તોત યસ્ન"ના કાયદાને આધારે અવસ્તાના કલામો રચાયલા હોવાથી પાજંદ કલામો તથા અવસ્તા કલામોને ભણતી વખતે જુદા પાડી ઉચ્ચારવામાં ખાસ સંભાળ રાખ-

વાની જરૂર છે. અવસ્તાના કલામોની ભાષા ખાસ "માંથ્ર" યાને બંદગીમાં ઉપજાવવાની અસરને ખાતરજ બનાવવામાં આવેલી છે, અને અવસ્તાના કલામો સાધારણ બીજી વાપરવાની ભાષા તરીકે વાપરવાનો હોકમ નથી. પણ સાં-ધારણ વપરાસ માટે પેહેલ્લેથી પહેલવી તથા પછી પાજંદ ભાષાનો ઉપયોગ કરવામાં આવેલો છે, અને શરેહ યાને સમજણ માટે ખાસ પહે-લવી ભાષાનો ઉપયોગ કરવામાં આવેલો છે તથા "મીથ્ર"ને ખાતર પાજંદ ભાષા વાપરવામાં આવેલી છે. અસલ અવસ્તા માંથ્રની બંદગી સાથે હંમેશાં દરેક "માંથ્ર"ને લાયકના જુક્તને કાયદે "મીથ્ર" યાને વીચારોનો જોશ ફેંકવામાં આવતો હતો, પણ સાસાની જમાનામાં જ્યારે દીનના "રદ" યાને રહેબર સાહેબો તથા "રાહ-નીદાર" યાને દીનને આગળ ચલાવનારા સાહેબો-

## ૨૨. એબ્તેદા યાને શરૂઆતનો દીબાચો.

એ જોયું કે હવે પછીના લોકો "મીથ્ર"ની એકાગ્રતા રાખી શકશે નહીં તેથી તમામ બુલંદ "મીથ્ર"ને પાજંદ ભાષામાં લખાણ રૂપે કાયમ કરી નાંખવામાં આવ્યા છે, અને આવા બુલંદ મોતેબર "મીથ્ર" કરવાના સબબને લીધે આપણી પાસે બચેલા ભણતરોમાં શરૂઆતમાં, છેડે તથા વચમાં અવારનવાર પાજંદ ફકરાઓ વણી લીધેલા જોવામાં આવે છે.

હવે આ પાજંદ ભાષાના "સ્તોત" અવસ્તા માંથના "સ્તોત"ના કરતાં મરતબામાં ઘણા ઉતરતા હોવાથી અવસ્તા માંથના સ્તોતની અસરને ખલલ નહીં પહોંચે તેને ખાતર અવસ્તાના કલામો "કુશાદે" યાને પ્રગટ એટલે ખુલ્લા સાદે ભણવાનો, તથા પાજંદ ફકરા યા શબ્દો "બીસ્તા" યાને તદન નહી સંભળાય તેવા ઝીણા સાદે યાને "બાજમાં" ભણવાનો હોકમ છે.

આવી રીતે આ કેતાબમાં અવસ્તાના કલામને કાળા ટાઇપમાં તથા પાજંદ શબ્દોને સાધારણ ટાઇપમાં એમ જુદા જુદા બતાવીને પછી ત્યાં "કુશાદે" એટલે પ્રગટ યાને મોટે સાદે તથા "બીશ્તા" યાને ધીમા સાદે ક્યારે ક્યારે ભણવું તે સુચનાઓ જગે જગ કરવામાં આવી છે તે ઉપર હમદીનોએ બંદગી કરતી વખતે ખુબ ધ્યાન આપવું; અને આ બાબદ થોડો વખત "વરજીશી" યાને ટેવ પડવાથી પછી અમલમાં ચાલુ મુકવાની ઘણી સહેલી થઇ પડશે. "અવસ્તા માંથ્ર"ની એજમતી અસર "સ્તોત યસ્ન"ને કાયદે આટલી બધી શ્રેષ્ટ હોવાને લીધેજ પાજંદ જેવા કલામો વટીક "બીસ્તા" ભણવાનો હોકમ આપ્યો છે, જેથી અવસ્તા માંથ્રના શ્રેષ્ટ સ્તોતની અરપંદીને પાજંદ શબ્દોના દુયમ મરતબાના સ્તોત ખલલ કરી

શકે નહી; અને આ ઉપરથી આપણે સમજી શકીયે છીએ કે અવસ્તાના બંદગીના માંથ્ર ઉચ્ચારતી વખતે વચ્ચે ગુજરાતી યા ઇંગ્રેજી યા ફ્રેંચ વગેરે કોઇભી સાધારણ ભાષા બોલ્યાથી એટલે વાતચીત કરયાથી માંથ્રની તમામ અસર ધ્વની તથા સ્તોતને કાયદે કેટલી બધી કપાઇ જતી હોવીજ જોઇએ. અવસ્તાના માંથ્રના કલા-મોની આવી અજમતી ખુબી "સ્તોત"ને કાયદે હોવાને લીધેજ કુસ્તી કરયા પછી બંદગી યા ક્રીયા ભણતરમાં મશગુલ થતી વખતે બીલકુલ વાતચીત નહી કરવાની તાકીદ ફરમાવેલી છે; અને બંદગી દરમ્યાન તથા કોઇભી ક્રીયાના ભણતર દરમ્યાન વાતચીત કરવાનો બીલકુલ હોકમ નથી. જો બરશ્નુમ સાથનો યઓજદાથ્રેગર "ઉરવીસ-ગાહ" યાને ઇજશને-ગાહની પાવીમાં ઉભો રહીને ક્રીયા ચાલતી વખતે વાતચીત રૂપે

કોઇભી બીજી ભાષા બોલે છે તો તેનું બરસ્નુમ રદ થાય છે, અને આવી બારીકી જરથોસ્તી દએનના "સ્તોત" "બોરેહ" તથા "અષોઇ"ને લગતા ઘણા ગુહ્ય કાયદાઓને આધારેજ રાખવામાં આવેલી છે. આ બાબેની તુલોતવીલ સમજણ "**ભણતી વખતે જાળવવાના જરથોશતી કાયદા**"ની અંદર આ કેતાબમાં આપવામાં આવેલી છે, તે ઉપર હમદીન વાંચનારાઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે.

આ પ્રમાણે અવસ્તા માંથ્રની બંદગીમાં શુદ્ધ ઉચ્ચાર તથા કરાહત યાને લઅએ સાથના ઇલ્મો કેટલા બધા જરૂરનાછે તથા અવસ્તા માંથ્રની બંદગીની અસર "સ્તોત" યાને અવાજની ધ્વનીથી ઉત્પન્ન થતા અણદીઠ રંગોના કાયદા ઉપર રચાયલી હોવાથી અવસ્તા માંથ્ર ભણતી વખતે કેવી રીતની સંભાલ રાખવી જોઇએ તે બાબદ

ધ્યાનમાં લીધા પછી હવે આ ચોપડીમાં જે બાબદ ખાસ ધ્યાન ખેંચે છે તે વિષે બે બોલ કહેવાની જરૂર છે. આ નાની ભણુવાની કેતાબમાં "અસલ તરીકત" પણુ સાથે આપવામાં આવેલી છે, અને ભણુવાની કેતાબમાં "તરીકત" યાને અશોઇ પાલવાના કાયદાઓ આપવાની કાંય જરૂર છે તે બાબદ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. "તરીકત" એ ફારસી શબ્દ છે, અને તેનો અર્થ "રસ્તો, રીતી, રાહ" એમ થાયછે. જેમ અવસ્તામાં "પથાંમ પથાઓ," યાને "માર્ગ, રસ્તો" એવા શબ્દો આવે છે, તેમ ફારસીમાં "તરીકત"નો અર્થ "માર્ગ" અથવા "રસ્તો" એમ થાયછે.

અવસ્તામાં કહેવામાં આવેલું છે, કે—

"અએવો પથાઓ યો અષહે;
વીસ્પે અન્યએષાંમ અ-પન્તાંમ."

"રસ્તો ફકત એકજ છે જે અશોઇનો છે; બીજા તમામ નહી–રસ્તા જેવા છે."

આ ઉપરથી અશોઇના રસ્તાને ફારસીમાં "તરીકત" નામ આપવામાં આવેલું છે, અને **તરીકત"નો સામટો અર્થ "અશોઈ પાલવાના તમામ કાયદાઓ મુજબ જીંદગી ગુજરવાની રીતી"** એમ આપણે આ કેતાબમાં યાદ રાખીશું. જરથોસ્તી દએનમાં ઇલ્મ યાને જ્ઞાનની દરેક શાખામાં ચાર મોટા વીભાગો સમજાવવામાં આવેલા છે, અને તેઓનાં નામ "તરીક્ત," "મારેફ્ત," "હકીકત" તથા "વેહદાન્યત" તરીકે ઓળખાયલાં છે. સૌથી શરૂઆતનો વીભાગ "તરીકત" તરીકે જણાયલો છે, અને તેની અંદર ઈંગ્રેજીમાં જેને Procedure (પ્રોસીડયોર) કહે છે તેમ "શું શું કરવું" તેને લગતા બધા કાયદાઓ યાને રીતીઓ ways and

methods બતાવવામાં આવેલી હોય છે, અને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમ મુજબ તમામ "અશોઇ"ના ૭૨ મરતબા, "ખોરેહ"ના ૬ મરતબા તથા " કેશાશ "ના ૧૪૪ મરતબાને લગતા જીંદગી ગુજારવાના કાયદાઓ " તરીકત "ને નામે ઓળખાયલા છે. " તરીકત"થી ચહડયાતો ત્રીભાગ "મારેફત" ને નામે જણાયલો છે, અને " મારેફત'નો અર્થ વચલી મદદ યાને વચલુ સાંધણુ એમ થાય છે. 'મારેફત'ની અંદર કેવી રીતે કરવું, અને કેઇ કેઇ ચીજોની મદદથી કરવુ તેને લગતા તમામ કાયદા શીખવવામાં આવેલા હોય છે, અને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમની અંદર કુદરતમાં દરેકે દરેક બાબદમાં કેઇ કેઇ મારેફતો યાને વચલાં સાંધણુ તરીકે શક્તિઓ કાર્ય કરી રહી છે તેના બ્યાનો આપવામાં આવેલાં છે. ત્યાર પછી ત્રીજે

ચહડયાતો વીભાગ "હકીકત" તરીકે જણાયલો છે, જેનો અર્થ 'સચ્ચાઇ' એવો થાય છે. કુદરતમાં જે કંઇ સચ્ચાઇ પડેલી છે, કુદરતમાં જે કંઇ ખરેખર હસ્તી ભોગવે છે તે 'હકીક્ત' ને નામે ઓળખાય છે. "હકીકત"ની અંદર "કોણુને માટે" તથા "શાને માટે" સમાંઇ જાય છે, અને "તરીકત" તથા "મારેફ્ત"ના એ વીભાગો જે ઇન્ફાલ યાને નતીજો બતાવી આપે છે તે Truth યાને સચ્ચાઇ 'હકીકત' તરીકે ઓળખાયલા છે. ત્યાર પછી સૌથી ચહડયાતો વીભાગ જે "વહેદાન્યત"ને નામે ઓળખાય છે તેનો અર્થ "એક છેલ્લું મરકજ" યાને "એકપણું" એમ થાય છે, અને દરેકે દરેક બાઅદ છેલ્લે કયાં મરકજ ઉપર આવી પુગે છે, દરેક બાઅદમાં સૌથી છેલ્લી નેમ શું છે તે બતાવી આપનાર વીભાગ "વહેદાન્યત" છે.

આ પ્રમાણે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમના ચાર વીભાગો મુજબ આપણે યાદ રાખીશું કે—

(૧.) "મીથ્ર" યાને વીચારો હમેશાં અસરે રોશની યાને મીનોઇ વૃદ્ધિની લાઇનમાં રાખીને, "અશોઇ" "ખોરેહ" તથા "કેશાશ"ને લગતા કાયદાઓ (કે જેમાં અશીશ્વંઘ ને પારેન્દીને લગતા કાયદાઓ મુખ્ય ભાગે હોય છે તે) અમલમાં મુકીને—આ બધી "તરીકત" યાને જીંદગી ગુજારવાના કાયદાઓ ધ્યાનમાં રાખીને—

(૨)—"માંથ્ર-સ્પેન્ત" તથા "ફ્ષુષો-માંથ્ર"ના અવસ્તાના કલામોની મદદથી અશો સરોશ યજદની સાથે "યજ" યાને એકતાન થઇને- આ બધી "મારેફત" યાને વચલી મદદ કરનારાં સાધનોની મારફતે—

(૩)-૧૦૦૧ સ્તોતના નાળાં જે કુદરતમાં

ચાલુ દરેક પેદાયશની વૃદ્ધિ કરી રહેલાં છે, તેઓ સાથે " યજ" થઇને—જે ઉસ્સુલ્યાતી નાદ " " અહુનવર"ના સ્તોત તરીકે કુદરતમાં વ્યાપી રહેલો છે, તેની સાથે તનાસુલી સીલસીલો જાળવીને— આ બધી "હકીકત" યાને કુદરતની ખરેખરી હસ્તી ભોગવવાની સચ્ચાઇ પામીને—

(૪)—"ગરોન્માન"ની અંદર જ્યાં દાદાર હોરમજદ પોતે રહે છે ત્યાં " અહુરમજદી તખ્ત" નજદીક ઉરવાનને પહોંચાડીને—આ દાદાર હોરમજદ નજદીક પહોંચવાની છેલ્લી નેમ યાને "વહેદાન્યત" દરેકે દરેક ઉરવનને માટે બર લાવવાની છે.

આવી રીતનો સંક્ષેપમાં ખ્યાલ લીધાથી અવસ્તા માંથ્રની બંદગી જે એક સેવ્વમ મરતબાની મારેફત તરીકે અર્થ કરે છે તેનો બરાબર ઇન્કાલ મેળવવા માટે તથા દુયમ મરતબાની મારેફત

યાને "સરોશ યજદ"ની બસારત પામવાને ખાતર, શરૂઆતમાં તમામ "તરીકતો" કેટલી બધી નહી ચુકાય તેટલી જરૂરની છે, તે આપણુને બરાબર ખ્યાલમાં આવી શકે છે, અને "તરીકત"નો બાબ જરથોસ્તી દએનમાં ઉરવાનની વૃદ્ધિને ખાતર ખાસ અગત્યનો હોવાથીજ દરરોજની ભણવાની નાની કેતાબમાં વહેવારૂ રીતે અશોઇના કાયદાઓ જળવાઇ રહે તથા દીનદાર અને દીનચાશીદાર હમદીનો તે મુજબ અમલ કરવા ઉપર પોતાનું દીલ લગાડે એવી ખાસ મતલબથી આ કેતાબમાં **"અસલ તરીકત"** ઘણીંજ ટુંકમાં જણાવવામાં આવેલી છે. ઘણીવાર ફરયાદ કરવામાં આવે છે કે કલાકોના કલાકો સુધી અમો ભણયે છીએ તોબી કંઇ મગજની શાંતી કે બીજી રીતનો બંદગીનો ફાયદો જણાતો નથી, તેનું કારણ ફકત એટલુંજ છે કે તરી-

કતના પાયા વગર માંથ્રની ઇમારત ઉભી કરવાની કોશેશ હાલ મોટે ભાગે લગભગ બધેજ ઠેકાણે હમદીનોમાં કરવામાં આવે છે, અને અશોઇની તરીકતના પાયા વગર દરૂજીના ખાડા ખાબોચ્યાંની ઉપર ઉભી કીધેલી માંથ્રની ઇમારત ઝાઝો વાર ટકી શકતી નથી, અને તેનો પુરેપુરો ફાયદો બંદગી મારફતે મળી શકતો નથી. વાસ્તે હમદીન વાંચનારાઓને અરજ છે કે આ કેતાબમાં જણાવેલી તરીકતો પુર ગંભીરાઇથી વાંચીને તે ઉપર સંપુર્ણ એતેકાદથી ધ્યાન આપવું, અને જોકે આ બધી તરીકતો અસલી જરથોસ્તી દએનનીજ છે, તે છતાં લાંબો વખત થયો કોમમાંથી ભુલાઇ ગયલી હોવાને લીધે જો કદાચ કંઇ સવાલો ઉભા થાય અને નવી લાગે તો તે ઉપર અજ્ઞાનતાને લીધે હસવા મશ્કરીમાં મુજાહેમત કરવાને બદલે થોડો વખત ખરાં દીલથી

અમલ કરીને આ તરીકતનો વહેવારૂ ફાયદો તથા તેની અચુક સાબેતી પોતાને હાથેજ જોઇ લેવાની તકલીફ લેવી.

"**સ્રઓતા ગેઉષાઇશ વહિશ્તા અવ-એનંતા સૂચા મનંઘહા**" ગાથાના ૩૦ મા હાના બીજા ફકરામાં કહયું છે કે " તમો જે સૌથી સરસ કાયદા છે તે જાનફેશાની સાથના કાનોથી સાંભળો અને તે મુંજબ એતેકાદથી અમલ કરીને તમારી બાતેન શક્તિઓ ખીલવીને રોશન-જમીર મનની શકિત બનાવીને તે કાય-દાઓનું વાસ્તવીકપણું તમો પોતે જોઇ તપાસી લેઓ." આ ગાથાનું ફરમાન શીખવે છે કે પહેલવહેલાં " ઉતયૂઇતિ" યાને આસ્થા, એતેકાદ, જાનફેશાની અને અંતઃકરણની લાગણી "દેલ-સુજી" હોવી જોઇએ, અને ત્યાર પછી તેની સાથે "અમલ" યાને " વરજીશી" યાને

સાધારણ કારદાની, રહેણીકરણી, એતેકાદ અને જાનફેશાની સાથે જોડાવાં જોઇએ, અને જાનફે-શાનીથી અમલ કર્યાથી જે પરીણામ આવે છે તે ખરેખર મીનોઇ જ્ઞાન મેળવી આપે છે. હાલમાં ધર્મ સમજવાની અગાઉ ધર્મ પાળવાની પહેલી જરૂર છે, અને જ્યારે આપણા હમદીનો ફરીથી એક વાર માસીક હાલત વખતે દૂર બેસવાના કાયદા, બાલ નખની પરહેજીના કાયદા, બાલ નખમાંથી નીકળતા ખરાબ પ્રવાહોની અસરોને કાપી નાંખવા માટે માથાબાના તથા ટોપીથી બરાબર આગલા વેરથી બાલ ઢાંકીને હમેશાં ચાલુ ટોપી પહેરવાના તથા માથાંબાના બાંધવાના કાયદાઓ, તથા આવી રીતે બાલ તેમજ હાથ ઢાંકીને બંદગી કરવાના કાયદા, "પતેલામ" ને લગતા કાયદા, વગેરે 'મહેરે અફજા'ની જુક્ત આપીને બરાબર પાળતાં થશે, અને તે કાયદા.

મુજબ જીંદગી ગુજારવા ઉપર પાછું ધ્યાન લગાડશે, ત્યારેજ અવસ્તા માંથ્રની બંદગીનો ખરો ફાયદો તેઓને મળી શકશે. જરથોસ્તી દએનમાં સમજાવેલી તરીકતો નહી ચુકી જવાબ એટલી બધી અગત્યની હોવાને લીધેજ, વખ્શુરે વખ્શુરાન સાહેબે "માંથ્ર"ના તીક્ષણ હથ્યારના હાથા તરીકે "મીથ્ર" યાને વીચારની શુદ્ધતાનો ફાયદો શીખવ્યો છે, અને "મીથ્ર માંથ્ર"ના આખાં હથ્યારને વાપરવાની જે શકિત જોઇએ તે શકિત "અશોઇ"ની તરીકતો અમલમાં મુકયાથી મેળવી શકાય છે એમ ખાસ ભાર મુકીને જણાવેલું છે. હથ્યાર ગમે એવું સરસ તેજી હોય, તેને મજબુત મજેનો હાથો બી હોવો જોઇએ, અને તે ઉપરાંત તે હથ્યારને વાપરનારની અંદર તે હથ્યારની તેજીનાં પ્રમાણમાં અવસ્તા માંથ્રની "અરપંદી" યાને ગતીના જોશ

અને સ્તોતનાં પ્રમાણમાં, તેની લાયક અસર લાવવા માટે ચોકસ મરતબાની "અશોઇ"ની શકિતની પહેલી જરૂર છે, જે "અશોઇ" "માંથ્ર" ના ગાલેબ એજમતી આલાતને વાપરવાની કુદરતી ખાસ શકિત તરીકેજ એક શખ્સની અંદર કામ કરે છે.

આ કેતાબની અંદર "તરીકતો"માં જે પાંચ જાતની બાજ—ઇત્તેલ્લામ, હાજત, હમામ, જમ-વાની, તથા નખ તથા માથાના બાલ પરહેજ-વાની—આપી છે તે બાજને લગતા કાયદાઓ ઉપર હમદીન વાંચનારાઓએ પુર ગંભીરાઇથી ધ્યાન આપવું એવી અરજ છે. આ બધી બાજો આપણા અસલી ન્યાગાનો દરરોજની તબેહ તરીકે સાધારણ રીતે પાળતા હતા, અને આ કેતાબમાં તેની સાયન્તીફીક સમજણ આપવાની જગ્યા નથી, છતાં એટલું હમેશાં યાદ રાખવું

કે આ તમામ "બાજ"ના કાયદા "ખોરેહ"ને લગતા ઘણાજ બાતેન મેગ્નેટીજમના સાયન્સના કાયદાઓજ છે. આપણી તમામ તરીકતો "ખોરેહ"ના મધ્યબીંદુથીજ આપવામાં આવેલી છે, અને હરેક જીંદગી ગુજારવાની હાજતો ભોગવતી વખતે "ખોરેહ"નો મરતબો એક બરા-કુસ્તીઆંનમાં જે ચોકસ હદ સુધી રહેવોજ જોઇએ તે મરતબો જાળવવાને ખાતરજ બધી "ખોરેહ" જાળવવાની તરીકતો આપવામાં આવેલી છે.

એજ પ્રમાણે આ કેતાબમાં "દરૂજી-ઇ-ખુજી"ને લગતા યાને દસ્તાન, મની વિગેરેમાં-થી જે નુકસાનકારક પ્રવાહો નીકળે છે, તે પ્રવાહોની ખરાબ અસરો દુર કરવાને લગતા કાયદા સમજાવેલા છે, તે ઉપર ખાસ ધ્યન ખેંચવાની જરૂર છે. આપણી આસપાસ જોઇને

ઘણા દલગીર છીએ અને અફસોસ કરયે છીએ કે આ બાબદ ઉપર લોકો હવે આંખ વીચામણા કરી ચુકયાં છે, અને માસીક હાલત વખતે એલાહેદાં રહેવાનો જરથોસ્તી સાયન્સનો કાયદો હીણાતો જાય છે અને ભુલતો જાય છે. પારસી કોમની હૈયાતીનો તથા નીતી રીતીનો પાયો ખોદનારા જે ઘણાં કારણો થઈ પડયા છે તેમાં એક સૌથી મોટું જબુન કારણ આ "માસીક માંદગી" વખતે એલાહેદાં નહી બેસવાનું ગંભીર કારણ થઇ પડયું છે. માસીક માંદગીની હાલતમાં ઘેરમાં ગમે તેમ ફરહર કરે, તે ઘેરમાં દરૂનં બાજ અને ક્રીયાઓની અશોઇ કયાંથી જાળવી શકાય ! આ હાલતની અંદર ધાર્મીક મકાનોમાં જવાને વટીક કેટલાકો ચુકતા નથી, તો પછી આયંદે આપણને ઇલ્મ્યતથી આ અનુમાન ઉપર આવવું પડે છે કે પારસી કોમ કોઇ મજબુત

ખરાબા સાથે અઠડીને અંતે નાબુદ થાય તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. સ્થુળ શરીરમાંથી જે "ખોરેહ" નામનો મેગનેટીક પ્રવાહ રાત દીવસ નીકળે છે, અને શરીરની અંદર તથા આજુબાજુ પંથરાઇને રહેલો છે તે પ્રવાહને સ્વચ્છ રાખ્યાથી માનવીની અંદરનું "કેહર્પ" યાને અણદીઠ સુક્ષ્મ શરીર સ્વચ્છ અને તેજસ્વિ બનીને સુક્ષ્મતામાં વધતું રહીને "ઉરવાન"ની શકિતઓ કેવી રીતે ખીલવે છે તે બાબેની બીલકુલ અજ્ઞાનતા એક હાથ ઉપર હોવાથી, તથા બીજા હાથ ઉપર કહેવાતી પોકળ પશ્ચીમની કેળવણીની અસરથી એતેકાદ અને આસ્થા બીલકુલ મરી જતી હોવાથી, પરીણામમાં આજે ફકત નામની જરથુસ્તી કોમ આપણે જોઇએ છીએ, જે આપણી કોમ પોતાના આચરણમાં અને જીંદગી ગુજારવામાં બીલકુલ અ-જરથુસ્તી

થતી ચાલી છે. આ "દરૂજી-ઇ-બુજી"ની સાથે સંબંધ ધરાવનારી જે "તપે-દીક" નામની બીમારીની એક શાખાને લગતી બાબદ છે તે બાબદ પણ તેટલીજ અગત્યતા ધરાવે છે, અને પારસી ડોકટરો પોતાની સાયન્સને આધારે જં-રથોસ્તી મેગનેટીજમના ઘણાજ બાતેન અને ઉંડા કાયદાઓ સમજવાની કાળજી ધરાવશે એવી આશા રાખવામાં આવે છે.

બીજી પુષ્કળ બાબદો આ કેતાબમાં જોઇએ તેટલી પુરતી રીતે સમજાવવામાં આવેલી છે, અને તે માટે આ ખુલાસામાં લંબાણુ કરવાંની જરૂર નથી. અવસ્તામાં છ, ધ, ભ, લ- એ ચાર અક્ષરો શા માટે આવતા નથી ? "કદમ"ની સમજણુ; પાંચે ગેહની ગણુત્રીના હીસાબ; પાંચે ગેહમાં કુવાનું પાણી કાઢવાની તરીકત; દરેક ગેહ-ની ફરજ્યાત બંદગી કેઇ કેઇ અને કયા ઑારડરમાં

કરવી તેની સમજણ સાથનો ોઠો; જુદાજુદા નમસ્કાર—ચાર દીશાનો, પાણી, ચેરાગ, ઝાડપાન, પરવત, દોખમા, ક્બરદેગાન યાને મુકતાદ, તથા ગોરસ્પંદો—એમ આઠ જાતના નમસ્કારો; ત્રણ પ્રકારની "દલીલ" યાને તકરારની ગતીને લગતા કાયદા; "પંજ-ઇ-ઝરવીકશ" યાને ભેજાં સાથે સંબંધ રાખનારી પાંચ બાતેની શક્તિઓ જેનાં જાહેરી વીભાગ તરીકે માનવીની પાંચ ઈંદ્રીઓ સમાઇ જાય છે તેના કાયદા; ક્રીયાકામને લગતી કેટલીક સમજણ; "પાય-મોજદ" યાને ગુજર પામેલાં રવાનના પ્યારને ખાતર પ્યારના બદલામાં જીવતાંઓએ માથે લેવું જોઇતું ફરજ્યાત ભણતર; ગુજર પામેલાં રવાન માટે "લાખ" ભણવાના કાયદા; ઉત્તર દીશા તરફ મ્હોડું નહી કરવાની સમજણ; કુદરતમાં કાર્ય કરતા સોળ આતશો; પાંચ "જીરમ" યાને ગૃહો અને તે દરેકને

લગતા જુદા જુદા પાંચ મ્હાન ધર્મોની જુદી જુદી અસરો; જરથોસ્તી દએનમાં જણાવેલા ચાર "ખાઓ" યાને ધર્મનાં મૂળ યાને ઉસુલ્યાત; ગાથા દરરોજ ભણવાની સમજણ; ન્હાન નાહવાની રીતી; તથા ગુજર પામેલાં રવાન માટે લોબાન મુકતી વખતે મીથ્ર કરવાની સમજણ; જરથોસ્તી ધર્મ મુજબ કેઇ બતી વાપરવી રવા છે? તથા અવસ્તા માંથ્ર ભણતી વખતે અમલમાં મુકવાના સંભાલ ભરેલા ખાસ કાયદા—વગેરે વગેરે ઘણીએક જાણવા લાયક બાબદો આ કેતાબમાં ટુંકમાં સમજાવવામાં આવેલી છે, છતાં હાલને તબકકે તે જોઇએ તેટલી પુરતી રીતે જણાવવામાં આવેલી છે, અને તે ઉપર ઘણીજ ગંભીરાઇથી હમદીન વાંચનારાઓ પોતાના મીથ્ર રાખીને અભ્યાસ કરશે અને કંઇબી અમલને માટે શીખી લેશે. એવી આશા રાખવામાં આંવે છે.

વળી આ બાબદો ઉપરાંત ગુજર પામેલાં ઉરવાનો માટે "ઇરાની પતેત" પણ આપવામાં આવેલી છે, અને "ઇરાની પતેત"માં બધા મીથ્ર ઘણા વધુ લંબાણથી અને ખુલાસાથી આપેલા હોવાથી એ પતેત ફારસી સમજનારાઓ સાબેત મીથ્રથી ભણીને પોતીકાં ગુજર પામેલાં ઉરવાનોની વૃદ્ધિનો માર્ગ સરળ કરી આપવામાં ઘણી મદદ કરી શકે છે. અવસ્તા અક્ષરોના અભ્યાસને માટે એક અક્ષરોનો ચાર્ટ યાને નકશો આપેલો છે, અને આ અક્ષરો બરાબર ધ્યાનમાં લીધાથી અવસ્તા અસલ એબારતમાં વાંચતાં શીખવાની ઉલટ રાખનારને ઘણું સેહલું થઈ પડશે. આકૃતિઓના જે કાયદા જરથોસ્તી દએનમાં સમજાવવામાં આવેલા છે તે કાયદાને આધારે અસલ અવસ્તા હરૂફ ઉકલાવીને ભણવાથી બંદગીની રનીતની અસર ઘણી વધારે

ફાયદેમંદ થાય છે, અને અવસ્તા માંથ્રના સ્તોતને પુષ્ટી મળે છે.

આ કેતાબને છેડે જરથોસ્તી ધરમે ક્ષ્નૂમ઼માં આવતા લોગતો યાને અઘરા શબ્દો જે જે આ કેતાબના લખાણુમાં વાપરવામાં આવેલા છે તેની એક "ફરહંગ" યાને ડક્ષનરી યાને શબ્દ-કોષ બનાવીને તે બધા શબ્દોના અર્થો સમજાવવામાં આવેલા છે, અને તેથી આ કેતાબમાંની બાબદો વાંચતી વખતે "ફરહંગ" ની મદદ લીધાથી મુસ્કેલી લાગશે નહી. વળી એ ફરહંગ **અનુક્રમણીકા** ( Index ) તરીકે બી કામ આવે તે મતલબથી દરેક શબ્દ કયાં પાના પર આવેલો છે તેબી બતાવવામાં આવ્યું છે.

સેવટે એટલુંજ કહેવાની જરૂર છે કે આ કેતાબ માટે અવારનવાર માંગણી થવાથી મારા

મીત્રોની ચાલુ અરજથી બહાર પાડવાનો વીચાર અમલમાં મુકવામાં આવ્યો છે જેથી હમદીન ભાઇઓ અને બહેનો પોતે જે અવસ્તા વાણી દરરોજ ભણે છે તેનો ખરેખરો ફાયદો કેમ મેળવવો તે સમજતાં થાય, અને અશોઇની તરીકત સાથનીજ બંદગી કાંય થવી જોઇએ તેનો ખ્યાલ તેઓને બરાબર રીતે આવી શકે. જે પ્રમાણે ખોરાક ગમે તેવો સરસ અને મજબુતી આપનારો હોય, પણ જો તે ખોરાક ખાંનારમાં તે ખોરાકને જેરવવાની શકિત નહી હોયં તો તે ખોરાક કારેગત લાગતો નથી, તે પ્રમાણે ઉરવનનો ખોરાક જે અવસ્તા માંથ્રના સ્તોત છે તે તો ઉત્તમમાં ઉતમ કીમતીમાં કીમતી તકવો આપનારો ખોરાક છે, પણ તે ખોરાકને બરાબર હજમ કરવાને વાસ્તે તરીકત પાળીને અશોઇની શકિત બરપા કરવાની પહેલી જરૂર

છે, અને આ શકિતની ગેરહાજરીમાં અવસ્તા સ્તોતની અસર જેવી જોઇએ તેવી આવી શકતી નથી. જે પ્રમાણે સેન્ઝીટીવ પ્લેટની ઉપર ફોટોગ્રાફનો છાપ સુરજના અણદીઠ કીરણોની મદદથી બરાબર પકડાઇને છપાઈ જાય છે, તેજ પ્રમાણે આપણા "કેહર્પ" યાને સુક્ષ્મ અણદીઠ શરીરને લાયક મરતબામાં સેન્ઝીટીવ બનાવવાથી તેની અંદર અવસ્તાના સ્તોત છપાઇ જાય છે. પણ જો સેન્ઝીટીવ પ્લેટ બગડી ગઇ હોય તો તે ઉપર ફોટો પડી શકતો નથી અને તે પ્લેટ નકામી થઇ પડે છે, તેજ પ્રમાણે જોં કેહર્પ સ્થુળ હાલતમાં અને ખરાબ મલીન ખોરેહથી ભરપુર હોય છે તો તેની અંદર ઉંચ મરતબાના અવસ્તા માંથ્રના શ્રેષ્ટ સ્તોત સોશન થઈ શકતા નથી, અને તેથી પછી બંદગીની જે જે ચમત્કારીક અસરો મળવી જોઇએ તે મળી શકતી

નથી. વાસ્તેજ વખ્શુરે વખ્શુરાંન સાહેબે પોતાની ઉમ્મત યાને કોમને માટે પહેલાં "હુવરશ્ત" **યાને તમામ અશોઈની તરીકતો** પાળવાનો હોકમ આપેલો છે, અને પછી તેની સાથે "હુખ્ત" યાને સચ્ચાઈ અને "મહેર" પાળવાનો નીયમ તથા અવસ્તા માંથ્રની બંદગીનું પગથીયું જણાવેલું છે. અને "હુવરસ્ત"ની સાથે "હુખ્ત" મળ્યાથી તેનું પરીણામ "હુમત" યાને કુદરતનો ભલો વિચાર જે ખીલેલાં અંતકરણનો સ્વભાવ યાને "અહુ" છે, જે મીનોઇ જ્ઞાનની શુદ્ધ બુદ્ધની હાલત છે, જે સરોશ યજદની બમારતનો માર્ગ છે, તે મેળવી શકાય છે. તેટલા માટે, સરોશની ક્ષ્નુમનમાં જેમ ભણ્યે છીએ તેમ આપણા "કેહર્પ"ને "તનુ-માંથ્ર"ની હાલત ઉપર લાવવા માટે ચાલુ અશોઇની તરીકતો ઉપર જેમ બને તેમ પુખ્તા ધ્યાન આપી કાળજીથી અમલ

કરવાની દરેક બસ્તે-કુસ્તીઆનની ફરજ છે, કેમજે "કેહર્પ" અશોઇની મારફતે સુક્ષ્મતામાં વધતું જાય છે ત્યારેજ "માંથ્રના સ્તોતને પોતાની અંદર સોશન કરીને ફેલાવી દેવાને લાયકનુ" યાને "**તનુ-માંથ્ર**" માંથ્રને પકડનાર (Manthra-receptacle) થઇ શકે છે. આ ઉપરથી આ નાની કેતાબ બહાર પાડવાની મુદ્દ્ધ મતલબ દરેક વાંચનાર ધ્યાનમાં રાખશે એવી આશા રાખવામાં આવે છે, અને ભવિષ્યમાં એવી લાઇનના શિક્ષણમાં હમદીનો જેમ જેમ તલબગારી કરતાં રહેશે તેમ તેમ ખુદાનું ચાહવું હશે તો એવી લાઇનની અનેક કેતાબો ખુદાની મહેરબાનીથી બહાર પડતી રહેશે. જો આ નાની કેતાબ થોડાંબી બસ્તેકુસ્તીઆનોને તરીકતને માર્ગે જીંદગી ગુજારતાં શીખવી, તરીકત સાથે જીંદગી ગુજારનારૂ એક નાનું સંસ્થાન—એક

**જરથોશ્તી તરીકત કેસોની**—ઉભું કરી, તે સરકલમાં માંથ્રની બંદગીનો વહેવાર નતીજે મેળવતા શીખવશે, તો આ કેતાબની બુલંદ મતલબ ચોકસ દરજજે પાર પડેલી કહેવાશે, અને આ કેતાબ પાછળ લીધેલી મહેનત બર આવેલી ગણાશે.

આ કેતાબ બહાર પાડવામાં જે જે ભાઇ-ઓએ હરેક પ્રકારની મને મદદ તથા સવલતા કરી આપી છે તે બધા ભાઇઓનો આ ટકે ઉપકાર માનું છું, અને મુજના માનવંત ઉસ્તાદ સાહેબ મેહેરબાંને-મન સ્રોષાવરેજ મરજબાન સાહેબનો પુર મીથ્રથી એહેશાન માનીને, વખ્શુરે વખ્શુરાન રમ્જ-ગો અહુરાના અશો સ્પીતમાન જરાતોસ્ત સાહેબ ઉપર હજારો આફ્રીન ગુજારી, યજદો, ફરોખ, દએ, મીનો, તથા અમશાસ્પંદોની ચાલુ મદદ ચાહી, દાદાર હોરમજદની મીથ્ર સહીત

યાદ સાથે આ ખુલાસો હમદીન વાંચનારાઓને પેશ કરવાની રજા લઉ છું.

**બેહેરામશાહ નવરોજી શરાફ.**

માછલીપીઠ, સુરત.
ઑગસ્ટ, ૧૯૧૮.

# સાંકળયું.



પાનું.

# શુદ્ધિ—પત્ર.



[ **નોંધ :** આ કેતાબના ધરાવનાર દરેક શખ્સને ખાસ આગ્રંહપુર્વંક અરજ ગુજારવામાં આવે છે કે આ કેતાબમાં જે જે છાપાની ભુલો યા લખાણુની ખામીઓ થઇ છે તે સુધારવા માટે હેઠળ જે લીસ્ટ એક ફરજ તરીકે આપ્યું છે, તે મુજબ પોતાની કેતાબમાં ઘટતાં પાનાં પર સુધારાઓ જરૂર સૌથી પહેલાં કરી લેવા; ખાસ કરીને અવસ્તા ભણુતરની ભુલો પહેલી તકે સુધારી લેવાને ચુકવું નહીં, જેથી ભણુતર અશુદ્ધ યા અધુરૂં કોઠેબી રહેવા પાંમે નહીં. ]

| પાનું | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૦ | ૯ | અએેનઘ્નહે | અએેન ધ્રહે |
| ૩૮ | ૧૧ | અરતી | અસ્તૂ |
| ૪૨ | ૯ | કુનમ્, અશાહી | કુનમ્ અશાહી. |
| ૪૩ | ૨ | બુન્દેહાદ | બુન્દીહા |
| ૫૨ | છેડેથા ૪ થા તથા ૫ મી | અઇર્વ સ્રથ્રેમની મેહેર કે જે સૂર્યાસ્ત પછીની ૭૨ મીનટનો અૈયામ છે, તેમાંનો પહેલો સુર્યારત પછીનો | સુર્યારત પછીની તુરતની પહેલી ૩૬ મીનીટ "ઉઝીરનની મેહેર" ગણાય છે અને ઉઝીરનની મેહેર વીત્યા પછીની બીજી ૩૬ મીનીટ- |

| પાનું | લીટ. | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| | | | નો વખત "અહ્-વીસ્થ્રેમની મે-હેર" ગણાય છે. તેટલામાટે, સુર્યાસ્ત પછીનો પહેલો. |
| ૮૧ | ફુટનોટ, છેડેથી બીજી લાઇન | ૪૪ | ૪૬ |
| ૧૨૩ | ફુટનોટ, છેડેથી બીજી લાઇન | ૪૪ | ૪૬ |
| ૧૦૦ | | | (૩) જો ફકરા અ-ગાઉ નીચલો ઉમેરો કરવો:— |

| પાનું | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | જો પગમાં બુટ હોય તો તેને સુફરા યા ગાલીચા ઉપર બેસતી વખતે હાથ નહીં લગાડવો પડે. તે માટે બુટની લેસ વીગેરે છોડી કોઇ બી રીતે બુટ ઢીલાં કરવાં, જેથી ખાવા બેસતી વખતે બુટને હાથ લગાડવો નહીં પડે. ચાલુ વપરાસના ખરડેલાં બુટ સાથે જમવા બેસવુ નહીં. |

| પાનું | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| | | | ૫) મા ફકરા અગાઉ નીચલો ઉમેરો કરવોઃ— |
| ૧૦૧ | | | ખાવાના ખુમચાને સોજ્જાં પાણીથી ધોયલા એ કામ માટે એલાહેદા રાખેલા ત્રણ ચપટા પથ્થરના નાના ટુકડા ઉપર ટેકવી જમીનથી ખુમચાને હંમેશાં અલગ કરવો. ખાવા બેસવા અગાઉ જમીન પણ સાફ |

| પાનું | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| | | | કીધેલી હોવી જોઈએ. |
| ૧૦૨ | | | (૮) મા ફકરા પછી નીચલો ઉમેરો કરવો:— જમતી વખતે હસવું નહીં, તેમજ હોઠ બીડીને બનતાં સુધી ખોરાક ચાવવો. |

| પાનું | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૩ | ૬ | અવજાની | અવજ઼ૂની |
| ૧૩૯ | છેહ્લી | રતૂમ | રતૂમ્ચે |
| ૧૪૫ | ૬ | જરથુશ્ત્રહે | જરથુશ્ત્રહે |
| ૧૫૦ | ૪ | અષહુ | અષહે |
| ૧૫૦ | ૫ | મજદાઍ | મજદાઑ |
| ૧૫૧ | ૩ | અદ્યાવનસાં-રતૅમ્મ | અદ્યવિનસાંરતૅમૅમ |
| ૧૫૨ | ૩ | ઉર્વરાઑમ્ચ | ઉર્વરાઑસ્ચ |
| ૧૫૨ | ૧૦ | હુદ્યથ્યા-વૅરજય | હુદ્યથ્યા-વૅરજય |
| ૧૫૩ | ૩ | અરહુહે | અહુરહે |
| ૧૬૩ | ૬ | તૂમ | રતૂમ્ |
| ૧૬૩ | છેડેથી બ.જ | ઉવેએસૅમ | ઉર્વએસૅમ |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૮ | ૧૧ | સ્પૅન્તાઆ | સ્પૅન્તાઍ |
| ૧૬૯ | છેડેથી ત્રીજી | ઍરજીમ્ | ઍરૅજીમ્ |
| ૧૭૦ | ૩ | વૅ થ્રાજનૅમ્ | વૅથ્રાજનૅમ્ |
| ૧૭૦ | ૮ | આતમ્ | આતરૅમ્ |
| ૧૭૯ | ૪ | રઍાચાઆ | રઍાચાઍ |
| ૧૮૪ | ૨ | હુરો | હુફ્તો |
| ૧૮૫ | છેડેથી ૩જી | જઆથ્રાબ્યસ્ય | જઍાથ્રાબ્યસ્ય |
| ૧૮૬ | છેલ્લી | ઍરતાબ્યો | સ્રઍરતાબ્યો |
| ૧૯૧ | ૩ | ખુ શેદ | ખુર્શેદ |
| ૧૯૨ | ૭ | ગતી | ગૅતી |
| ૧૯૪ | છેલ્લી | નમો | નૅમો |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૦૮ | ૧ | | " અષઓને " માટે ફુટનોટ ૧૮૮ મે પાને જુઓ. |
| ૨૦૯ | છેડેથી બીજી | અવજાની | અત્રજુની |
| ૨૧૦ ૨૧૧ ૨૧૨ | | | " નમો અહુરાઇ મજદાઇ " નું પદ બધે ત્રણ વાર પઢવું. |
| ૨૧૩ | ૭ | બરૅનો | ખરૅનો |
| ૨૧૭ | | | " નમો અહુરાઈ મજદાઇ"નું પદ ત્રણ વાર પઢવું. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩૬<br>૨૩૭<br>૨૫૦<br>૨૫૨ | | આદર ફ્રરા | આદર ક્રાહ |
| ૨૪૧ | ૫ | આતશ્ | આતર્શ્ |
| ૨૪૪ | ૭ | આથ્રમ્ | આથ્રૅમ્ |
| ૨૫૧ | હેઠેથી ૪થી | અનાાહુતે | અનાહિતે |
| ૨૫૭ | | | (૩) ૭ લાઈન પછી નીચલું પદ ઉમેરવું:——<br>અહુરૅમ્ મજદાંમ રએવન્તૅમ ખરૅનં-ધુહન્તૅમ્ યજમઇદે. |

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૯૭ | ૪થી લાઇન | | સ્ઑષૅમ્ થી તે યજ્ઞમઇદ સુધીનું પદ ત્રણ વાર પઢવું. જુઓ પાને ૪૪૨ માંની ફુટનોટ |
| ૩૦૯ | ૩ | યેં હ્વાદ | યેં ધ્રહ્વાદ |
| ૩૧૮ | ૭ | કુ ફ્રેહ્રગરૂ | કૅરૂફ્રેહ્રગરૂ |
| ૩૨૨ }<br>૩૨૩ } | | | "અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ્" શબ્દોની અગાઉ : ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષૅમ |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | | વૉહૂ ૩—એ પદ ઉમેરવું. જુઓ પાને ૭૩૨—૩૩ મે આપેલી ફુટનોટ. |
| ૩૨૬ | ૧ | યકસ | યક્સર્ |
| ૩૩૩ | ૨ | અસ્તી | અસ્તૂ |
| ૩૮૪ | છેડેથી ૫મી | ઓ | ઓએ |
| ૩૮૯ | છેલ્લી | આહન | આહ્ન |
| ૩૫૩ | છેડેથી ૨૭ | એમુક્ | અએમુક્ |
| ૪૪૨ | ૧ | (જે ગેહ હોય તે પઢે) | (ફકત અઇવીસ્રુથ્રેમ ગેહ પઢવી) |
| ૪૪૩ | છેડેથી ૪થી | યા | યો |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪૫૨ | છેડેથા ૨જી | હુરઆ મ | હુરઑહ્મ્ |
| ૪૫૭ | ૪ | વરથ્રાજનમ્ | વૅરથ્રાજનૅમ |
| ૪૬૨ | ૮ | અરૂપએબ્ય | અરૂપએઇબ્ય |
| ૪૬૬ | છેડેથી ૪થી | અપઆનો | અષઑનો |
| ૪૬૯ | ૬ | (જે ગેહ હોય તે પઢવી.) | (અઇવિસ્રુથ્રેમ) |
| ૪૭૨ | ૭ | | " શબાંન" શબ્દ પછી " હમેહ્ ઇરાનીયાંન" શબ્દો ઉમેરવા. |
| ૪૭૪ | ૬ | | " શબાંન" શબ્દ પછી " હમેહ્ ઇરાનીયાંન" શબ્દો ઉમેરવા. |
| ૫૮૯ | ૨ | ચાર ચાર | એક એક |

# બનામે યઝદે બક્ષાયંદેહે બક્ષાયશગરે મેહરબાન.



## અવસ્તા હરૂફ અને ઝબાનની શ્રેષ્ટાઇ.

આપણી એજમતી માંથ્રવાની જે જબાંનમાં લખાયલી છે તે 'અવસ્તા'ને નામે ઓળખાય છે, અને આપણી તમામ બંદગી અસલ અવસ્તા હરૂફે પઢવાના બહુ ફાયદા છે. ખાસ કરીને બચ્ચાંને સઉથી પહેલી ભાષા તરીકે અવસ્તા જમાંમ (યાને લીપી) જરૂર દરેક બસ્તેકુસ્તીઆંન માબાપે શીખવવી સજાવાર છે, અને પછીજ બીજી ભાષાના મુળાક્ષરો—ખાસ કરીને ફારસીના—શીખવવા જો-

ઇએ, કારણકે દુન્યાંની બધી લીપીઓમાં અવસ્તા લીપી અશોઇ અને ઉંચ નિતીને માર્ગે દોરવનારી છે, અને ફારસી લીપી 'તમીજ' (યાને નમનતાઇ) ને વધારનારી છે. તેથીજ આ કેતાબમાં અવસ્તા હરૂફો તેના ગુજરાતીમાં થતા ઉચ્ચાર સાથે હેઠળ આપવામાં આવ્યા છે, કે કાંઇ નહીં તો દરેક બસ્તે-કુસ્તીઆંન પોતે તે શીખી લઇ, પોતીકાં બચ્ચાંને કોઇ બીજી ભાષા લખતાં શીખવવાની આગમચ, આ અવસ્તા લીપી લખતાં ને વાંચતાં પહેલી જરૂર શીખવે, અને આવી રીતે બચ્ચાંને નાનપણથીજ જરથોસ્તી વાતાવરણમાં ઉધારે.

ખરેખર તો અસલ અવસ્તા એબારતમાંજ એબાદત કરવી આપણને ઘટારત છે, (અને જે માટેની નાની પૉકેટ ખોરદેહ અવસ્તા* પણ

*આ કેતાબ "ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ" ફોટ, મુંબઇમાંથી વેચાતી મલી શકશે.

છપાયલી આજે મોજુદ છે,) જેથી આપણી માઝદયસ્નની જરથોસ્તી દએન ઉપરની જાનફેશાની કુદરતી રીતે વધવાની સાથે અશોઇની અમલ્યાતમાં ખાસ મદદ મલે છે. વળી વાંચવામાં એ અવસ્તા એબારત સઉથી સરળ અને સેહેલી છે, જેથી એક નાનું બચ્ચું કાંઇ પણ મુસ્કેલી વગર અવસ્તા ઉકલાવી શકશે, કારણકે તેમાં દરેક અક્ષરનું એકજ રૂપ તથા એકજ ઉચ્ચાર હમેશાં રહે છે.

એ ઉપરાંત આપણ જરથોસ્તીઓને સઉથી મગરૂર કરનારી તથા તે સાથે બધાંને હજીબી એકત્ર અખંડ કોમ તરીકે જોડી રાખનારી અને ટકાવનારી જો કોઇબી એકજ ચીજ આપણી પાસે હજીબી મોજુદ હોય તો તે આપણી પવીત્ર અવસ્તા જબાંન (યાને બોલી) અને તેમાં રચાયલી ગેબી એજમતી માંથરાની છે તથા તે સાથે

આજ દીન સુધી જળવાયલી જરથોસ્તી તરીકતો અને ક્રીયા કામો છે. તેટલામાટે, આપણી તમામ બંદગીઓ હમેશાં અસલ અવસ્તા ભાષામાંજ જારી રાખી, તેનો તેજ જબાનમાં ચાલુ ઉપયોગ કરવાની આપણી પહેલી ફરજ છે. આપણું અસલનું સર્વસ્વ જતું રહ્યું છે, પણ જે સઉથી કીમતીમાં કીમતી જરથોસ્તી મીરાસ આપણી પાસે હાલમાં છે તે આપણી પવીત્ર અવસ્તા માંથ્રવાની (જોકે અસલ ૨૧ અવસ્તા નુસ્કનો ફકત બધો મળીને એકુજ ભાગ હાલ બચેલો છે) તથા તમામ તરીકતો અને ક્રીયાકામો છે, કે જેને સાચવવાને ખાતર આપણા ઇરાની બાપદાદાઓ (જેઓનાં નામ ઉપર હજારો આફરીન હોજો!) સર્વ માલમતા, ખજાનો, ઘેરબાર, વતન, વાડી વજીફા પડતું મુકી પરાયા મુલક યાને હીંદુસ્તાનમાં આજથી આશરે

૧૨૦૦ વરસની વાત ઉપર અત્રે પહેલવહેલો આશરો શોધ્યો હતો ! આપણે પણ આપણા નેક ન્યાગાનોને પગલે ચાલી, તેઓએ સોંપેલો અખુટ નાદર ખજાનો—જે માંથ્રવાની છે તે—આપણે પોતે વાપરી, તેનાં મધુર ફળ ચાખી, આપણી ભવિષની બસ્તેકુસ્તીઆંન ઓલાદનાં સુખ માટે તેજ એકલો બેમુળ માંથ્રવાનીનો વારસો આપણે બગાડયા વગર મુકી જઇએ ! આમીન !

હવે આપણે અવસ્તા હરૂફ ઉપર આવ્યે. પહેલાં બધા સ્વર આપીશું અને પછી વ્યંજન આપીશું. અવસ્તા વ્યંજનના ઉચ્ચાર માટે એક ચીજ ધ્યાનમાં રાખવી, કે દરેક વ્યંજન જેમ હેઠળ છુટો દેખાડયો છે તેમ ખોડો યાને અધુરો છે, યાને કે જ્યાં સુધી દરેક વ્યંજન સાથે કોઇ ને કોઇ સ્વર જોડાતો નથી ત્યાંસુધી

તેનો આખો ઉચ્ચાર થતો નથી, પણ તે અરધો ગણાય છે. તેથીજ દરેક વ્યજંનના ગુજરાતી ઉચ્ચાર હેઠળ અક્ષરને ખોડો દર્શાવનારો કાપો હેઠળ કોઠામાં મુકયો છે.

વળી, અવસ્તા ભાષામાં જે સઉથી નોંધવા લાયક છે તે આ છે કે અવસ્તા મુળાક્ષરોમાં છ, ઘ કે ઢ, ભ, અને લ કે ળ અક્ષરો આવતા નથી, કારણકે આ ચારે હરૂફોના સ્તોત* ઘણા 'તનજ્જુલ' એટલે કે ઉતરતા પ્રકારના હોય છે. અવસ્તા બંદગી તો સ્તોતને કાયદેજ રચાયલી છે અને અવસ્તા જબાંન બીજી બધી ભાષાઓ ઉપર જે ખુબી અને સરસાઇ ભોગવે છે તેનું કારણજ આ છે કે એકુબી તનજ્જુલ સ્તોત ઉત્પન્ન નહીં થાય,

*આ "સ્તોત" શબ્દની સમજણ માટે જુઓ આ કેતાબનો દીબાચો.

એવી રીતે તેના હરૂફોની રચના વખ્શુરે વખ્શુ-રાંન સાહેબે કુદરતી સ્તોતને કાયદે કરેલી છે.

હાલના અવસ્તા ફ્રાઇલોલોજીસ્ટો યાને ભાષા-શાસ્ત્રીઓ જે અક્ષરને "ધ" કરીને વાંચે છે તે વાજબી નથી અને ખરેખર તો "દ" વંચાવો જોઇએ, કારણકે "ધ" અક્ષર અવ-સ્તામાં સ્તોતને કાયદે કદી આવી શકે નહીં. હજી બી કેટલીક અસલી ગુજરાતી ભણુરાની કેતાબોમાં એ કહેવાતા "ધ" ને ઠેકાણે "દ" અક્ષરજ વાપરેલો જોવામાં આવે છે, તેમજ અસલવારેથી આપણા યઓજદાથ્રેગર મોબેદ સાહેબો અવસ્તા લીપીમાં વંદીદાદ વાંચતી વખતે એ કહેવાતા "ધ" અક્ષરનો ઉચ્ચાર હમેશાં "દ" કરતા આવ્યા છે, એ નોંધવાજોગ છે. "ધ" ઉચ્ચાર માત્ર હાલના ફ્રાઇલોલોજીસ્ટોનીજ એક શોધ છે.

વળી કેટલીક પાજંદ બંદગીઓ, જે પછ-વાડેના દસ્તુરાંન દસ્તુરોએ બંદગીના અસલ મીથ્ર (એટલે કે માંથ્રને પેશ પડતા વિચાર) સાચવવાને ખાતર મીથ્રને કાયદે જોડી હતી તેમાં વપરાયલી ભાષાને અવસ્તા ભાષા સાથે ભેળી નાંખવી નહીં. આ કેતાબમાં અવસ્તા ભાગ કયો છે અને પાજંદ ભાગ કયો છે તે ઝટ પારખી કાઢવા માટે બે જુદા ટાઇપ વાપર-વામાં આવ્યા છે. અવસ્તા ભાગ તદન કાળા મોટા ટાઇપમાં અને પાજંદ ભાગ તેટલાજ મોટા પણ સાદા ટાઇપમાં જોવામાં આવશે. વળી દરેક ઠેકાણે જયાં પાજંદ ભાગ આવેલો છે તેની આગમચ "બીસ્તા" એમ લખ્યું છે, તેનો અર્થ એ છે કે પાજંદ ભાગ મોહોંડાંમાંથી પ્રગટ ઉચ્ચાર કર્યા વગર આસપાસનાઓ સાંભળી નહીં શકે તેમ પઢવું. હાલમાં આપણી ભણતરની

ચોપડીઓમાં જે "બાજમાં પઢવા" નું ફરમાન છે, તે ખરી રીતે જોતાં અસલ "મીથ્ર" યાને વિચાર કરવાના કાયદાની એક માત્ર યાદગારી દાખલ રહી ગયલી છે. આ "બાજમાં" પઢવાનું ત્યારે ખરી રીતે "બીસ્તા" પઢવાનું છે, યાને કે હાલમાં આપણાં લોકો નાકમાંથી એક જાતનો ગુંગવાતો બંદગીને ન છાજતો અવાજ "બાજમાં પઢતી" વખતે કરે છે તેમ બીલકુલ નહીં કરતાં, સહેજબી અવાજ કે સાદ પ્રગટ કર્યા વગર, મુગા સાદે, બધાં પાજંદ ભણતરો કે જેની પુઠે અવસ્તા ભાગ ભણવાનો આવતો હોય તે બીસ્તા પઢવાનું ફરમાન આપવામાં આવેલું છે. "બીસ્તા" પાજંદ ભાગ પુરો થયા પછી, પાછો અવસ્તા ભાગ શરૂ થતાં, "ફશાદે" બોલ આ કેતાબમાં લખ્યો છે તેનો અર્થ "પ્રગટ" ખુલ્લા સાદે ભણવું એમ થાય છે.

વળી, અવસ્તા ભાષાની એક બીજી ખુબી નોંધવાજોગ છે. જેમ ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી વીગેરે ભાષાઓ ડાબી ગમથી જમણી ગમ લખાય છે અને વંચાય છે તેમ અવસ્તા જબાનમાં બનતું નથી, પણ હમેશાં અવસ્તા જબાન ફારસી અને અસલી ઇરાની ભાષાઓની માફક જમણી ગમથી ડાબી ગમ લખાય છે અને વંચાય છે, જે હેઠળ આપેલા હરફોની ગોઠવણી ઉપરથી જોઇ શકાશે.

સેવટે, આ કેતાબમાં જે અવસ્તા હરફોના ઉચ્ચારની બરોબરના ગુજરાતી અક્ષરો ગુજરાતી ભાષામાં જડતા નથી તેવા અવસ્તા હરફોના ઉચ્ચાર માટે ખાસ ગુજરાતી અક્ષરો બનાવવા પડયા છે, જે "ખ઼," "ધ઼," "જ઼," "જ઼," અને "લ઼" છે. "ખ઼" નો ઉચ્ચાર "ખ્હ" નાં જેવો કરવો; આવા "ધ઼" ની અગા-

ઙના અક્ષરને માથે હમેશાં અનુસ્વાર જોવામાં આવશે, તે અનુસ્વાર અને "ઘ્" સાથે મળીને ગુજરાતી "ઙ્" નો ઉચ્ચાર દર્શાવે છે; "જ઼" નો ઉચ્ચાર અંગ્રેજી Z ના જેવો થાય છે; "ઝ઼" નો ઉચ્ચાર અંગ્રેજી Azure શબ્દમાં જે Z અક્ષરનો ખાસ ઉચ્ચાર થાય છે તેવોજ કરવો; અને "ત્" નો ઉચ્ચાર "ત" અને "દ" ની વચ્ચેનો કરવો. વળી, જે અક્ષરોને માથે આવો ˘ માત્રા મુકયો છે તેનો ઉચ્ચાર સાધારણ ` માત્રાના જેવો લાંબો નહીં કરવો, પણ ઇંગ્રેજી શબ્દ 'બ્રૉડ' (broad) માં જેમ પોહોળો ઉચ્ચાર થાય છે તેમ પોહોળો કરવો.

"દ્ર" એ "દ" અને "ર" નો બનેલો જોડાક્ષર છે, તેમજ "દ્વ" એ "દ" અને "વ" નો બનેલો જોડાક્ષર છે. વળી જે અક્ષરોની હેઠળ આવો ્ કામો મુકીને તેઓને

ખોડા બનાવ્યા છે તે અક્ષરો આખા નથી પણ અરધા ગણીને જોડાક્ષર મીસાલ ઉચ્ચાર કરવો.

ઉપર જણાવેલી બીનાઓ ધ્યાનમાં રાખી, હવે સામે આપેલા અવસ્તા હરફો દરેકે શીખી લેવા.

## અહુનવર્.

યથા અહૂ વઇર્યો અથા રતુશ્ અષાત્ ચિત્ હચા,

વંઘ્હેઉશ્ દઝ્દા મનંઘ્હો શ્યઓથ-નનાંમ્ અંઘ્હેઉશ્ મઝ્દાઈ,

ક્ષથ્રેમ્ચા અહુરાઇ આ યીમ્ દ્રગુબ્યો દદત્ વાસ્તારેંમ.

## "યથા અહૂ વઇર્યો" કયારે કયારે પઢવો ?

"યથા અહૂ વઇરૂયો" દરેક ભણતર, તરીકત

તથા કીયાકામમાં જુદી જુદી સંખ્યામાં પઢવામાં આવે છે. તે ઉપરાંત, નીચે જણાવેલા સંજોગોમાં પણ ભણવાનો હોકમ છેઃ—

(૧) ઘેરમાં દાખલ થતાં કે ઘેરમાંથી બહાર જતાં, કે કોઇને મળવા જતાં, કે કોઇની સાથે વાત કરતાં કે કોઇબી ખુશાલીના પ્રસંગે એક "**યથા**" ભણવો.

(૨) આફત કે મુશ્કેલીમાં આવી જતાં "**યથા**" ભણવા.

(૩) કોઇની તુરતની ખાલી પડેલી જગ્યા ઉપર તુરત બેસવા અગાઉ એક "**યથા**" મનમાં ભણી રહ્યા પછી બેસવું.

(૪) કોઇબી શુભ કામનાં મંડાણની તુરત આગમચ બે "**યથા**" અને એક "**અષેમ**" ભણવા, અને કામ પુરૂં થઇ રહ્યા પછી તુરત એક "**યથા**" ને બે "**અષેમ**" પઢવા.

(૫) વળી કુશ્તી કરી રહ્યા પછી બંદગીની શરૂઆતમાં બે "યથા" અને એક "અષૅમ" તથા બંદગીને છેડે એક "યથા" ને બે "અષૅમ" ભણવા.

## અષૅમ્ વૉહૂ.

અષૅમ્ વૉહૂ વહિશ્તૅમ્ અસ્તી.
ઉશ્તા અસ્તી. ઉશ્તા અહ્માઇ,
હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ.

## "અષૅમ્ વૉહૂ" ક્યારે ક્યારે પઢવાનું ફરમાન છે?

"અષૅમવૉહૂ" દરેક ભણતર, તરીકત તથા ક્રીયાકામમાં જુદી જુદી સંખ્યામાં પઢ-

વામાં આવે છે. તે ઉપરાંત, નીચે જણાવેલા સંજોગોમાં પણ ખાસ "અષૅમ્ વૅાહૂ" ભણવાનો હુકમ છેઃ—

(૧) જો અને જ્યારે બી આપણા મીથ્ર યાને વિચાર સેહેજબી બગડે કે તેમાં ન્યુનતા આવે, તો અને ત્યારે તુરત "અષૅમ વૅાહૂ" ખરાં દીલથી ભણ્યાથી આપણા વિચાર ઉપર કાબુ મેળવવામાં બહુ કીમતી મદદ મલે છે. આપણા વિચારોને અશોઇની લાઇન ઉપર ચાલુ લાવવામાં "અષૅમ વૅાહૂ" બહુજ કીમતી કલામ હોવાથી, એને સઉથી પહેલી તરીકતમાં ગણેલી છે, અને વિચાર ઉપર ખરો કાબુ મેળવવા ઇચ્છનારાઓએ "અષૅમ" ના કલામનો ઉપયોગ હરહમેશ કરવો.

(૨) ગુજરનાર માણુસના કાનમાં તેનો દમ આખેર થવા માંડે ત્યારથી તે સયકારની શરૂઆત સુધી ચાલુ "અષૅમ" ભણવા.

(૩) કોઇ ઓળખીતાં બસ્તે-કુસ્તીઆનનાં મરણુની પહેલી ખબર મળતાં એક "અષૅમ."

(૪) કોઇબી બસ્તે-કુસ્તીઆંનની લાસને સેજદો કરતાં યા દુરથી નજર કરતાં એક "અષૅમ."

(૫) ગુજરેલાં અશો ફરોહરની યાદમાં એક "અષૅમ."

(૬) કોઇબી પલીદીમાં આવી જતી વખતે એક "અષૅમ."

(૭) સુતી વખતે તથા બીછાનાપર તેમજ ઉંઘમાં દરેક વાર કોર વાળતી વખતે એક "અષૅમ."

(૮) ઉંઘમાંથી બીદાર થઇ બીછાનું છોડયા પછી તુરત એક "અષૅમ."

(૯) બતી બુઝાઈ જાય તે વખતે એક "અષૅમ."

(૧૦) છીક આવ્યા પછી એક "અષેમ્" ભણવો.

## યેંધ્હે હાતાંમ્.

યેંધ્હે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંધ્હો,

મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,

યાઓંધ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે. અષેમ વોહૂ ૧.

## પાંચે ગેહ જુદી જુદી પઢવાની.

(જુદી જુદી ગેહો ક્યારે શરૂ થાય છે અને ક્યારે ખતમ થાય છે તે માટે જુઓ પાંચે

ગેહની ગણત્રી તથા પાંચે ગેહની ફેર-જયાત ફુસ્તી.)

(હાવન ગેહ.)

હાવનએ અષઆને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. સાવંઘ્હેએ વીસ્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

(નોંધ—બીજી હાવન વખતે પણ ઉપર મુજબ પઢવું.)

(રપિથ્વન ગેહ.)

રપિથ્વિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત-ફ્ષવે જન્તુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( ઉજીરન ગેહ. )

ઉજએઇરિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્-વીરાઇ દખ્યુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( અઇવિસ્રૂથ્રૅમ ગેહ. )

અઇવિસ્રૂથ્રૅમાઇ અઇબિગયાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્-વીસ્પાંમ્ હુજયાઇતેએ જરથુશ્ત્રોતૅમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( ઉષહિન ગેહ. )

ઉષહિનાઇ અષઑને અષહે રથ્વે, ય-

**સ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. બૅરૅજયાઇ ન્માન્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

## જુદી જુદી ગેહમાં પાદયાવ માટે જોઇતું પાણી કાઢવા બાબેની તરીકત.

**જુઆવન, રપિથ્વન તથા ઉજીરન**—એ ત્રણ ગેહમાં પાદયાવ વીગેરે માટે જોઇતું પાણી કુવા યા નદી તળાવમાંથી કાઢવું હોય, તો પહેલાં **ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ. અષેમ વોહૂ** ૧ ભણવો; પછી પાણીની હાંડી કુવામાં નાંખવી. જો કુવો ફક્ત જરથોસ્તીઓથીજ વપરાતો હોય તો પહેલી વખત પાણી કાહાડીને પાદયાવ માટે

તે વપરાસમાં લેવું. પણ જો કુવાનો ઉપયોગ દુરવંદોથી પણ થતો હોય તો થોડોક વખત દુરવંદોને બાજુએ રાખી, પહેલી વખત પાણી કાહાડી તે બહાર રેડી દેવું; એમ બીજી અને ત્રીજી વખત પાણી કાહાડી બહાર રેડી દેવું; અને ચોથી વખત કાહાડેલું પાણી પાદયાવ માટે ઉપયોગમાં લેવું. ઉપર પાણી બહાર રેડી દેવા માટે જે લખ્યું છે તે ગટરમાં જાય તેમ કદી નહીં નાંખવું, પણ સોજી જમીન ઉપર ઢોળવું યા તે પાણી સાધારણ બીજા વપરાસમાં લેવું.

**અઇવિસ્રૂથ્રૅમ ગેહ**માં કુવા યા આબે રવાંમાંથી પાણી કાહાડવાની સખત મનાઇ આપણા બુલંદ જરથોસ્તી દએનમાં કરેલી છે, કારણકે રાતની વખતે સુર્ય અસ્ત પામેલો હોવાથી ખુરશેદના રવા યાને કીરણો સીધાં નહીં મલતાં હોવાથી,

પાણીના 'ફાદા'* માં જે "ઉઝદાઓ"* (યાને સતેજ) થવાનો ગુણ રહેલો છે તે તે વખતે "ઉઝદાઓ" નથી થતા, અને પાણી ઉપર બધી ગાશક* એકઠી થઇ જાય છે, જેથી અઇવિસ્રૂથ્રેમ ગેહમાં કહાડેલું પાણી પાદયાવ વિગેરે માટે બિલકુલ કામ લાગી શકતું નથી. જ્યારે ખુરશેદ બહાર આવે છે તે વખતે બધી ગાશક કપાતી જાય છે, અને પાણીના "ફાદા" પાછા "ઉઝદાઓ" થાય છે. તેટલા માટે, અઇવિસ્રૂથ્રેમ ગેહમાં વાપરવા જોઇતું પાણી હમેશાં ઉઝીરન ગેહમાં અગાઉથી તરીકતથી ભરી રાખવું.

જો ઉષહિન ગેહમાં પાણી કહાડવાની બહુ અગતજ પડે તો પાછલી રાતના લોકલ ટાઇમ ત્રણ વાગાથી ઉષહિનની હોશબામ શરૂ થાય તેટલા વખતની અંદર કોઇબી વખતે નીચે

*આ શબ્દોની સમજણ માટે જુઓ આ કેતાબની છેડેની ફરહંગ.

મુજબ ચક ફરીને કાહાડવું. જે વખતે પાણી કાહાડવું હોય તે દહાડે રાત્રે મોટા કાકડાનો ઘીનો યા વનસ્પતીક તેલનો એક રોશન ચેરાગ કુવાની અંદર ગોખલામાં રાખવો, અને દીવો વસ્તો (યાને બુજાઇ) નહીં જાય તેની સંભાલ લેવી.

પહેલાં કુવા આગલ દખણ દીશા તરફ મ્હોડું કરી **ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ. અષેમ્ વોહૂ (૩)** ભણીને કુવાની અંદર જેટલા લાંબા હાથ પુગે ત્યાંથી જોશબંધ તાલીઓ ત્રણ ત્રણના ઝુમખામાં ત્રણ વખત મારવી.

પછી જમણા હાથ પરથી વલણ લઇને પુર્વ દીશા તરફ મહોડું કરી, **ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ. અષેમ્ વોહૂ (૩)** ભણીને ત્રણ વખત ઉપર પ્રમાણેજ તાલી પાડવી.

પછી જમણી બાજુએથી થઇને પશ્ચીમ દીશા તરફ મહોડું કરીને, **ક્ષ્નઑથ્ર અહુરહે મજ-**

૨૪ જુદી જુદી ગેહમાં પાદયાવં માટે પાણી.

**હાઍ. અષૅમ વૅાહૂ** (૩) ભણીને ઉપર જણાવ્યા મુજબ ત્રણ વખત તાલી પાડવી.

પાછું જમણા હાથ પરથી વજ્ઞણુ લઇને ઉત્તર દીશા તરફ મહોડું કરી, **ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દહાઍ. અષૅમ વૅાહૂ** (૩) ભણી ત્રણ મરતબે તાલી પાડવી.

હવે પાછા દખણ દીશા તરફ મહોડું કરીને **ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દહાઍ. અષૅમ વૅાહૂ** (૩) ભણી જતાં કુવામાં કાહારણું મુકવું. એવાં એવાં ત્રણ કાહારણાં કાહાડીને તે પાણીને સાધારણ વંપરાસના કામમાં લેવા માટે બાજુએ કરવું, અને ચોથી વખત કાહાડીને જેમ ઘટતું હોય તેમ વાપરવા લેવું.

**નોંધઃ**—જો કુવાનું બંધારણ દખણ તરફ મહોડું કરવાનું નહી હોય તો પુર્વ તરફ મહોડું કરીને પાણી કાહાડવું, અને તેમ પણ નહી

બને તો પશ્ચીમ તરફ મ્હોઢું કરવું. કદાચ ચારે દીશામાંથી એકથી વધુ ખુલ્લી નહીં હોય તો ઉપર કહ્યા પ્રમાણે ખુણે ખુણે આડકતરા ઉભા રહીને તાલીઓ પાડવી.

## કુસ્તી કરવા અગાઉ પાદયાવ કરવાની અસલ રીત.

હર વખતે કુસ્તી કરવા આગમચ નીચે મુજબ પાદયાવ કરવાનું જરથોશ્તી ફરમાન છે. પાવ કીધેલાં ત્રાંબાંના કળસ્યામાં ચોખ્ખું ઝરાનું યા ચાહી યાને કુવાનું અથવા કુદરતી આબે રવાનું યાને નદી માહાસાગરનું ઉપર મુજબ તરીકતથી કાઢેલું પાણી લઇ, તે કળસ્યાને કપડાંના પેવંદથી ધરી, તે પાણી ઉપર નજર કરતાં, ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ. અષેંમ વોહૂ ૧ પઢતાં,

## ૨૬ કુસ્તી કરવા અગાઉ પાદયાવ કરવાની રીત.

મરદ હોય તો પહેલે જમણો ને પછી ડાબો હાથ, ને ઓરત હોય તો પહેલે ડાબો ને પછી જમણો હાથ, છેક કોણી સુધી ધોઇ, ત્યાર બાદ મોહોડાંમાં હથેલી વાટે પાણી લઇ સહેજથી ગળ્યા વગર કોગળા કરી,* પછી આખો ચહેરો ધોઇ, ને ત્યાર બાદ બન્ને પગની પાટલી—મરદ હોય તો પહેલે જમણી ને પછી ડાબી, ને ઓરત હોય તો પહેલે ડાબી ને પછી જમણી—છેક ઘુંટી સુધી ધોવી. હવે તુવાલે એજ જુદા જુદા અનુક્રમે હાથ, મોંહ અને પગ લુછી નાખવાં, ને ત્યાર બાદ કુસ્તી કરવાની રોજની મુકરર કરેલી જગોએ જઇ "સરોશની ક્ષનુમનની કુસ્તી"

---

* બરશ્નુમવાળા યા અમલવાલા મોબેદ હોય યા તો અમલવાલા બેહેદીન હોય તો તેનાથી કોગળા નહી કરી શકાય. તે સીવાય આમ લોકને માટે જાયજ છે.

નું હેઠળ આપેલું ભણુતર આગળ ચલાવવું. પાદ-યાવ કરતી વખતે ભણુનારના ખોરેહમાંની આલુદ-ગી સફા થાય એવા મીગ્ર યાને વિચાર રાખવા.

## સરોશની ક્ષ્તુમન સાથની સંપુર્ણ કુસ્તીનું ભણતર.

જમાનાની ગીરદેશથી આપણા લોકો જે અનેક ચીજો ગુમાવી બેઠાં છીએ, યા અધુરી હાલતમાં આપણી પાસે બચી ગઇ છે, તેમાં આપણું કુસ્તીનું ભણુતર એક છે, જે સરોશની ક્ષ્તુમન વગર હાલમાં ચાલુ હોવાથી, સંપુર્ણું અસલ કાયદાસરનું નહીં કહેવાય, પણ તે અધુરૂં લેખાય. અસલ સરોશની ક્ષ્તુમન વગર કુસ્તી થતી નહી હતી તેનો કંઇક ભાસ આપણુને હાલના કદમી ટોળામાં જાયજ રહેલી કુસ્તી ઉપરથી આવે છે, જેમાં "સરોશની ક્ષ્તુમન" આવેછે.

આ "સરોશની ક્ષ્તુમન" સાથની કુસ્તી કેમ કરવી જોઇએ તે માટેની ખાહેશ આપણા દીનદારોમાં વધતી જતી જોઇ, સંપુર્ણું કુસ્તીનું ભણતર જે અસલ વારે આપણામાં જાયજ હતું તે નીચે આપવામાં આવ્યું છે.

સરોશ યઝદ કેટલો બળવાન અને દરેક બસ્તે-કુસ્તીઆન માટે સૌથી અગત્યનો યઝદ છે, અને સરોશની દમેદમની પનાહ વગર એક જરથોસ્તીને કાંય ચાલી શકેજ નહિ, એ બાબેનું સવીસ્તર બ્યાન **"સરોશ યઝદનું કુદરતની તમામ પેદાયશમાં મહાન કાર્ય"** એ મથાળાં તળે જરથોશ્તી ઇલ્મે ક્ષ્તુમ ઇન્સ્તીત્યુત તરફથી ઇ. સ. ૧૯૧૫ નાં સાલમાં મુફ્ત વહેંચવામાં આવેલાં ચોપાન્યાંમાં પુરતું બ્યાન આપવામાં આવ્યું છે, તે વાચીને ધ્યાનમાં રાખવાની ભલામણ કરી, હવે ભણતર આપીશું.

(**નોંધ**—મહેરબાની કરીને, કોઇબી સમજણ તેના **બોલેબોલમાં** ધ્યાનથી ફરી ફરીથી

વાંચીને પછીજ તે મુજબ અમલ કરવો, જેથી અર્થનો અનર્થ થવા પામે નહીં.)

ઉપર જણાવ્યા મુજબ, ખરી રીતના પાદયાવ હમેશાં કુસ્તી કરવાની આગમજ જરૂર કરવા. મોહોડું હાથ, પગ લુછી નાખ્યા પછી રોજની ભણવાની મુકરર કરેલી જગાએ જઈ, નીચે મુજબ પઢવાનું શરૂ કરવું:

ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ. અશેમ વોહુ ૩. ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો. (જે ગેહ હોય તે પઢવી.) સ્રઑષહે અષયેહે, તખ્મહે તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઑશ, આહૂઇરૂયેહે, ક્ષનઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇરૂયો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્ ચિત્ હચ, ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતૂ.

સ્રઑષૅમ્ અષીમ્, હુરઑદૅમ્, વૅરેથ્રા-જનૅમ્, ફ્રાદત્-ગએથૅમ્, અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે.

અહુનૅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનૅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુ-નૅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧.

કેમ્ના મજ્દા મવઇતે પાયૂમ્ દદાત્, હ્યત્ મા દ્રૅગ્વાઑ દીદરૅષતા અએનંઘહે, અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા, યયાઑ શ્યઑથનાઇશ અષૅમ્ થ્રઑષ્તા અહુરા, તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રા વઑચા.

કે વૅરેથ્રૅમ્-જા થ્વા પોઇ સેંઘહા યોઇ હૅન્તી, ચિથ્રા મોઇ દાંમ્ અહૂમ્બિશ્ રતૂમ્ ચીજ્દી; અત્ હોઇ વોહૂ સ્રઑષો જંતૂ

મનંઘ્હા, મજ્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્.

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ, મજ્દાઑસ્ચ આરૂમઇતિશચ સ્પૅન્તસ્ચ, નસે દએવી દ્રુક્ષ્, નસે દએવો-ચિથ્રે, નસે દએવો-ફ્રકરૂશતે, નસે દએવો-ફ્રદાઇતે, અપ દ્રુક્ષ્ નસે, અપ દ્રુક્ષ્ દ્વાર, અપ દ્રુક્ષ્ વીનસે, અપાખૅદ્રે અપ-નસ્યેહે; મા મૅરન્ચઇનીશ ગએથાઑ અસ્ત્વઇતીશ અષહે. નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇજાચા અષૅમ વોહૂ ૧.

( નોંધ: "નૅમસ્ચા" વાળું પદ પઢતી વખતે, મરદ હોય તો જમણા અને ઓરત હોય તો ડાબા હાથની અંગુઠાની તુરત પાસેની આંગળી હુંટીને લગાડી, જમીન તરફ મોંહ કરી, સ્પૅન્દારમદ અમશાસ્પંદને યાદ કરતાં, નમવું.)

હવે, અહીં થેભી કુસ્તી મુંગે મહોંડે છોડવી. પછી બેઉ છેડા મેળવી, બેઉ લર ઝુલતા રાખી, કુસ્તીનો મધ્ય ભાગનો ગાળો બન્ને મરદે કે ઓરતે એકસરખી રીતે ડાબા હાથની અંગુઠની પાસેની બરજીસી આંગળીમાં પોષ, બેવડી કુસ્તીનો વચલો ભાગ જમણા હાથે પકડવો. ત્યારબાદ પોતાનાં શરીરની આસપાસ ' મહેરે અઇપી ' યાને ખોરેહમાં ચારે દીશામાં નજર ફેંકતાં નીચે મુજબ પઢવું: ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ અર્ષેમ્ વોહૂ ૧. અહુરમજ્દ

( હવે બીરતા ભણવા માંડવું: )

ખોદાએ.

( કુસ્તી ઉત્તર દીશાએ એકવાર પખોડતાં: ) અહેરેમન્ અવાદશાંન્, દૂર્ અવાજ઼્ દારતાર્, જદ્ શીકસ્તેહ બાદ.

(કુસ્તી ઉત્તર દીશાએ એકવાર પખોડતાં) અહેરેમન્ દેવાંન્, દરૂજાંન્, જાદૂ-આંન્, દર્વંદાંન્, કીકાંન્, કરફાંન્, સાસ્તારાંન્, ગુનેહ્ગારાંન્, આશ્મોગાંન્, દર્વંદાંન્, દુશ્મનાં, ફ્રીઆંન્, જદ્ શીક્સ્તેહ્ બાદ્.

(કુસ્તી ઉત્તર દીશાએ એક વાર પખોડતાં:) દુશ્ પાદશાહાન્ અવાદશાંન્ બાદ; દુશ્મ-નાં સતોહ્ બાદ્; દુશ્મનાં અવાદશાંન બાદ્.

(નમતાં કુશાદે) અહુરમજ્દ

(બીસ્તા) ખોદાએ! અજ્ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ્, અજ્ હર્વસ્તીન્

(કુશાદે) દુશ્મત દુજ્જૂખ્ત દુજ્જવર્શ્ત

૩૪. સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી.

(દુશ્મત દુજાખ્ત દુજવરશ્ત એ દરેક શબ્દ ઉચ્ચારતી વખતે કુસ્તી દરેક વાર જુદી ઉત્તર દીશાએ પખોડવી.)

(બીસ્તા) મેમ્ પ ગૅતી મનીદ્ ઑઍમ્ ગોપૂત્, ઑઍમ્ કર્દ્, ઑઍમ્ જસ્ત્, ઑઍમ્ બૂન્ બૂદ ઍસ્તેદ્, અજ્ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની

(મનશ્ની, ગવશ્ની, કુનશ્ની--એ ત્રણ શબ્દો ઉચ્ચારતી વેળાએ કુસ્તીને છુટી કરી, પહેલે જમણા હાથ અને પછી ડાબા હાથ નજદીક એકેક ગોળ ગાળો બનાવી પકડી રાખવો.)

તની રવાંની ગૅતી મીનોઆંની, આખે અવાક્ પશેમાંન્ પસે ગવશ્ની પ પતેત્ હોમ.

(નમતાં નમતાં કુશાદેઃ)

**શ્નઑથ્ર અહુરહે મજ્દાઓ.**

( હવે પેલા ગોળ ગાળા ફીધેલા છોડી દઇ, કુસ્તી બેઉ હાથે તેમજ પકડી રાખીને ઉત્તર દીશાએ ત્રણ વાર પખોડતાં નીચે મુજબ વાક્ય ભણવું ) :—

**તરોઇદીતે અંઘરહે મઇન્યેઉશ.**

( હવે કુસ્તી કમર ઉપર વિંટાળતા અને બેઉ લાર આગલ લાવતાં નીચે મુજબ ભણવું :)

**હુઇથ્યા વર્ષ્તાંમ્ હ્યત વસ્ના ફ્રષો-તમેમ. સ્તઑમી અષેમ. અષેમ વોહૂ ૧**

**યથા અહૂ વઇર્યો ર, અષેમ વોહૂ ૧.**

પહેલા "**યથા**" ના "**અહૂ**" શબ્દ ઉચ્ચારતાં બન્ને મરદે કે ઓરતે પેહેલે જમેણે હાથે લરનો છેડો ફકત નાંખવો, ને તે વેળાએ '**તુ**' કરીને બીજ

યાને વિચાર કરવો; અને "**શ્યઑથનનામ**" ઉચ્ચારતી વેળાએ પહેલો આગલો ગાંઠ વાલવો. આ પહેલા '**યથા**' દરમ્યાન એવા મીશ્ર ચાલુ કરવા કે "તે સાહેબ એકજ કવી-ઉલ-કવી (યાને સર્વથી શકિતમાન) છે.

બીજા "**યથા**" નો અહૂ શબ્દ ઉચ્ચારતાં ડાબે હાથે બીજા લરનો છેડો ફકત નાંખવો, ને 'તુ' કરીને મીશ્ર ફેંકવો; અને "**શ્યઑથન-નાંમ**" શબ્દ ઉચ્ચારતાં બીજો આગલો ગાંઠ વાળવો. આ બીજા "**યથા**" દરમ્યાન એવા મીશ્ર ચાલુ કરવા કે "અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબ તેના મોકલેલા એકલા પેગામ્બર સાહેબ છે, અને તેવણે શીખાડેલી માજદયસ્ની જરથોસ્તી દએન તદન રાસ્ત અને બરહક્ક છે ને તે ઉપર હું બીલુમાન છું."

બેઉ ગાંઠ બન્ને મરદે તેમજ ઓરતે પહેલાં જમણા અને પછી ડાબા હાથે વાળવા, અને તે વખતે પોતાના ખોરેહમાં અશોઇનો પ્રવાહ ફેલાતો રહે એવા મીથ્ર ચાલુ રાખવા.

હવે આગલા બેઉ ગાંઠ પોહોળા કરી બેઉ હાથની બરજીસી આંગલી (યાને કે અંગુઠાની પાસેની પહેલી આંગલી) વડે તે ગાંઠનો ગાળો પોહોળો કરેલો ધરી રાખી, તે ઉપર ચાલુ નજર ફેંકી, "**જસ મે અવંઘ્હે મજદ**" નીચે મુજબ પઢી જવી, અને તે દરમ્યાન માજદયસ્ની જરથોસ્તી દીનની બુલંદી તથા મોનેબરી અને શ્રેષ્ટાઇ સ્વીકારી, તે બાબે શીદાગીરીનો જોશ બતાવી તે દીન મુજબ ચાલવાનો મનમાં મજબુત એકરાર કરવો:—

**જસ મે અવંઘ્હે મજદ; જસ મે અવંઘ્હે મજદ; જસ મે અવંઘ્હે મજદ. મજદયસ્નો અહ્મિ, મજદયસ્નો જરથુશ-**

ત્રિશ ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરૅતસ્ચા.
આસ્તુયે હુમતૅમ્ મનો, આસ્તુયે હુખ્તૅમ્
વચો, આસ્તુયે હ્વર્શ્તૅમ્ શ્યઑથ્નૅમ્.
આસ્તુયે દએનાંમ્ વંઘુહીમ્ માઝ્દયસ્નીમ્, ફ્રસ્પાયઑખ્ઍદ્રાંમ્, નિદા-સ્નઇથિષૅમ્, ખ્વએત્વદથાંમ્, અષઓનીમ્.
યા હાઇતિનાંમ્ચા, બૂષ્યેઇન્તિનાંમ્ચા, મઝિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ. અહુરાઇ મઝ્દાઇ વીસ્પા વોહૂ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માઝ્દયસ્નોઇશ આસ્તૂઇતિશ. અષૅમ વોહૂ ૧.

હવે આગલા ગાંઠોમાંથી આંગલી કાઢી નાંખી, કુસ્તીને બધેથી સરખી કરી, પછી કમર તરફથી બેઉ બાજુ આગળથી કુસ્તીને બેઉ હાથે ધરી રાખી, હેઠળ બતાવેલો ભાગ આખો "કેરફેહ્ મોઝ્દ" તુલીક પુઢી જવો:

યથા અહુ વઇર્યો ૨. યસ્નॅમ્ચ વહ્મॅ-મ્ચ અઓજસ્ચ જવરॅચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહુઇર્યેહે. અષॅમ વોહૂ ૧.

અહ્માઈ રએશ્ચ ખ્વરॅનસ્ચ, અહ્માઈ તન્વો દ્રવતાતॅમ, અહ્માઇ તન્વો વ-જદ્ધરે, અહ્માઈ તન્વો વॅરॅથ્રॅમ, અહ્માઇ ઇશ્તીમ પઓઉરૂશ-ખાથ્રાંમ, અહ્માઈ આસ્નાંમચિત ફ્રજઇન્તીમ, અહ્માઇ દરॅઘાંમ દરॅઘો જીતીમ, અહ્માઇ વહિશ્તॅમ અહૂમ અષઓનાંમ, રઓચંઘ્હॅમ વીસ્પો-ખાથ્રॅમ. અથ જમ્યાત યથ આફ્રીનામિ. અષॅમ વોહૂ ૧.*

* એટલું ધ્યાન રાખવું, કે અનુશેહ—રવાંનની નઇયતે ભણાતાં એકેએક ભણતરોમાં આખી

**હુજ્‌ધ્રૅમ બઅેષજનાંમ, બઅેવર્ અઅેષજનાંમ; હુજ્‌ધ્રૅમ્ બઅેષજનાંમ,**

"અશ્લાઇ રઅેશ્ચ," "જસમે અવંઘહે મજદ"નો "રામનો ખાસ્ત્રહે.....થી તે.....મઈન્‌ઓમ" સુધીનો ભાગ, તેમજ "કેરફેહ મોજદ" આખી કદીબી ભણી શકાયજ નહી, કારણ કે ઉરવાંને ખાકી શરીર છોડી દીધા પછી, "અશ્લાઇ રઅેશ્ચ" કે જેમાં તનની દુરસ્તી ચાહવામાં આવી છે તે, તથા જસમે અવંઘહે મજદનો "રામનો ખાસ્ત્રહે" વાળો ભાગ કે જેના માંઅ્રે પણ જીવતી જીંદગી દરમ્યાન તનુનાં અનાસરોને જુટાં પડતાં અટકાવવાની મહાન ખીશ્કારી બજાવે છે તે, તેમજ "કેરફેહ મોજદ" કે જેમાં આ ખનીરથ બામીપર એક જીંદગી ગુજારનાર (જાન્દેહ-રવાંન) અશોઇ ભરી જીંદગી ગુજારવાની તજવીજ કરે છે તેના મીઅ્ર સમાવવામાં આવ્યા છે, તે બધા ભાગો ગુજર જામેલાં ઉરવાંનને માટે તેનું ખાકી તનુ નહી હોવાને લીધે બીલકુલ નકામા અને વગર અર્થના થઇ પડે છે. તેથીજ ઉરવાંનની નઇયતનાં ભણાતાં

અએવરૅ અએષજનાંમ્; હજંધ્રૅમ અએષજનાંમ્, અએવરૅ અએષજનાંમ. અષઁમ વૅાહૂ ૧.

જસ મે અવંધ્રહે મજ્દ, જસ મે અવંધ્રહે મજ્દ, જસ મે અવંધ્રહે મજ્દ. અમહે હુતારતહે હુરઑદહે, વૅરથ્રગ્નહે

---

એકેએક ભણતરમાં હર વખતે આખી "અહુમાઈ રએસ્ચ," "જસમે અવંધહે મજદ," નો "રામનો ખાસ્ત્રહે...થી તે...મહ્નયઓમ" સુધીનો ભાગ તથા આખી "કેરફેહ મોજદ" મુદલ ભણાવી નહી જોઇએ. ફક્ત "હજંધરેમ" કે જેમાં કેહરપની દુરસ્તી ચાહવામાં આવી છે તે તથા "જસમે અવંધહે મજદ"નો શરૂઆતનો તથા છેડેનો ભાગ (રામનો ખાસ્ત્રહે વાળા ભાગ વગર) હરવાંનની નઇયતે હર હમેશ ભણવાનો હોકમ છે. આ રીતે જોતાં સમજી શકાશે કે હાલમાં આપણે "અહુમાઈ રએસ્ચ" તથા "કેરફેહ મોજદ"

અહુરદાતહે, વનદંનત્યાઓસ્ચ ઉપરતાતેદ્ર રામનો ખાસ્ત્રહે, વયઓશ ઉપરો-કઈ-રૂયેહે તરદાતો અન્યાઇશ ક્ષમાંન્, અએ-તત્ તે વચો યત્ તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઓમ. થ્વાષહે ખ્દાતહે, જરૂવાનહે અકરનહે. જરૂવાનહે દરેઘો-ખ્દાતહે. અષેમ વોહૂ ૧.

(બીરતા) કેરૂફેહ્ મોજ઼્દ ગુનાહ્ ગુજ઼રે-શ્નેરા કુનમ્, અશાહી રવાન્ દુશારમ્રા, હમ્ કેરૂફેહ્ હમા વેહાંને હપ્ત કેશ્વર જ઼મીન્,

---

અને "જસમે અવંઘહે"નો વચમાંનો ભાગ માત્ર પહેલા ત્રણજ દીવસ આપણે છોડી દઇએ છીએ, તે ઉપરાંત ઉરવાંનની ચાલુ હમેશાની દરેક ક્રિયા વખતે પણ—તનુ સાથે તેનો સંબંધ નહી હોવાને લીધે—એ ભાગો છોડી દેવા જોઈએ.

જ઼મીન્—પેહેના, રૂદ—દરાના, ખોરૂશીદ—બાલા, બુન્દેહાદ બેરસાદ; અશો બેદ દેરજ઼ી.

(કુશાદે) અથ જમ્યાત્ યથ આફ્રીનામિ. અશેમ વોહૂ. ૧

નોંધ:—"સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી" નું ઉપર આપેલું ભણતર યાદ રાખવાની સેહેલી રીત નીચે મુજબ છે:

પહેલે, પાદયાવ માટેનો ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ. અશેમ વોહૂ ૧ ભણવો. ત્યારબાદ, ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ. અશેમ વોહૂ ૩ એમ ભણવું. હવે સરોશ બાજનો શરૂઆતનો "૫ નામે યજ઼્દાંન્" થી તે "અશેમ વોહૂ ૩" સુધીનો તમામ ભાગ છોડી દેવો, અને "ફ્રવરાને મજ઼્દયસ્નો" થી સરોશ બાજનો ભાગ ભણવા માંડવો; તે

"અહુનૅમ વઘરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઈર્યો ૧" સુધી ભણી અટકી જવું.

હવે, અહીં હાલમાં જે કુસ્તીનું ભણતર સાધારણે ભણાય છે, યાને કે આખી "કેમના મજ્દા," ત્યારબાદ "અહુર મજ્દ ખોદાએ" ની આખી નીરંગ, અને "જસ મે અવંઘહે મજ્દ, મજ્દયસ્નો અહ્મિ" એ બધું ભણવું. ફક્ત ફરક એટલોજ છે કે "કેમના મજ્દા" પુરી થયા પછી "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ. અષૅમ વૉહુ ૧" પદ ફરી પઢીને પછી "અહુરમજ્દ ખૉદાએ" ની નીરંગ માંડવી.

હવે, સરોશ બાજનો બાકીનો ભાગ "યથા અહૂ વઇર્યો ૨ યસ્નૅમ્ચ" થી તે છેક "ફ્રરેહૂ ભોજદ્" સુધીનો આખો ભાગ ભણી જવો, એટલે સરોશની ક્ષ્નુમન સાથની

કુસ્તીનું ભણુતર સંપુર્ણ થશે. ટુંકમાં આપણાં હાલનાં કુસ્તીનાં ભણુતરની આગલ તેમજ પાછળ સરોશ બાજના ચોકસ ભાગો ઉપર જણાવ્યા મુજબ લેવાથી સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તીનું ભણુતર બની શકે છે.

**નોંધ:** (૧) 'કૅરૂફેહ્ મોઝ્દ'નો બીસ્તા ભણુવાનો પાજંદ ભાગ, જો આગલ ભણુવાનું માંડવું હોય તો બીસ્તા ભણુવો જોઇએ; નહીં તો ફુશાદે યાને પ્રગટ ભણી શકાશે, કારણકે આ એક સામાન્ય કાયદો છે કે પાજંદનો ભાગ બંદગી પુરી કરતાં છેક છેડે જયારેબી આવતો હોય ત્યારે તે ફુશાદે ભણી શકાય છે.

(૨) કુસ્તી કરવાની જગો પહેલેથીજ એવી રીતની પસંદ કરવી,—ખાસ કરીને નજદીકમાં સામે ભીંત આવે તેમ ઉભા રહેવું, કે જેથી તે જગ્યા અને કુસ્તી કરનારની વચ્ચેથીં

૩ કદમ* યાને મુંબઇમાં આશરે ૧૦ા ફીટની

---

* જરથોશ્તી દએનમાં ખોરેહના કાયદાઓમાં એકમેકથી દુર રહેવાના અંતરનું માપ "કદમ" વરીકે ઓળખાય છે. "કદમ" એ ફારસી શબ્દ છે; એનું અવસ્તા રૂપ "ગાંમ" અથવા "ગાઇમ" છે, અને "કદમ" શબ્દનો અર્થ સાધારણ 'પગલું' નહી, પણ ચોકસ હીસાબની ગણત્રીથી લીધેલું માપ છે, જે ગણત્રી આ પ્રમાણે છે: બુરૂજે હમલ યાને મેશ રાશીમાં સુરજ દાખલ થાય તે વખતે એક શખ્સ મધ્યાનની સવા 'હાથ્ર' (યાને ૧૦૦ મીનીટ) અગાઉ ચોગાનમાં ઉભો રહે અને તેનો જે "હમજાદ" યાને પડછાયો પડે તે પડછાયાની લંબાઇ તે શખ્સને માટેનું તેના રહેવાસની ('લોનજીત્યુડ' અને 'લેટીટ્યુડ'ની) જગ્યાને માટેનું સરાસરી એક કદમનું માપ ગણાય છે.

જગ્યામાંથી બીજો કોઇબી શખ્સ પસાર થઇ શકે નહીં, જેથી ખુરશેદના સ્વા યાને કીરણો મારફતે કુસ્તીના સ્તોત મેળવવામાં ખલલ નહીં થાય.

---

આ રીતે જોતાં, દુન્યાંના જુદા જુદા ભાગોમાં એકજ શખ્સનું કદમ જુદું જુદું થવા જાયછે. એવાં એવાં ૩ કદમ, ૯ કદમ, ૩૦ કદમ, ૯૦ કદમ વગેરે જુદી જુદી બાબદના સંબંધમાં ખોરેહ જાળવવાને વાસ્તે એકમેક વચ્ચે અંતર રાખવાનાં ફરમાનો વંદીદાદ વગેરેમાં આપવામાં આંવ્યાછે. આ ગણત્રીએ મુંબઇમાં એક સાધારણ ઉચાઈના શખ્સનાં એક કદમનું માપ આશરે ૩॥ ફીટનું નોંધવામાં આવ્યું છે. આ માપ સરાસરી તરીકે ચાલી શકશે.

## પાંચે ગેહની ગણત્રી તથા પાંચે ગેહની ફરજયાત કુસ્તી.

હાલમાં, કુદરતી હાજતે જઇ આવ્યા પછી, કોઇબી બંદગી કે ક્રીયાની શરૂઆતમાં, કે જમવા અગાઉ, કે નાહી રહીને કે ઉંઘમાંથી બીદાર થયા પછી કુસ્તી કરવામાં આવે છે, પણ તે ઉપરાંત અસલ ફરમાન તો એવું છે કે દરેક ગેહ બદલાય કે સરોશની ક્ષ્નુમનની કુસ્તી નવેસરથી પાછી દરેક બસ્તે-કુસ્તીઆંને તે નવી ગેહની કરવીજ જોઇએ.* આપણી બુલંદ કુસ્તીની

---

* વળી એ ઉપરાંત, જયારેબી મીજ઼ તનજનુસ થઈ જાય યાને આપણા વિચારમાં સેહેજબી બગાડ થાય તેમજ બીજા કોઇબી કારણે ખોરેહમાં ન્યુનતા આવે, તે વખતે તુરત પાદયાવ કરી સરૌ- શની ક્ષ્નુમન સાથની કુસ્તી કરી લેવાનું ફરમાન છે.

મહાન ખીશ્કારી યાને કાર્યે યાદ રાખીશું, તો આ ફરમાનનુ વાજબીપણું આપણે તુરત સ્વીકારીશું. કુસ્તી તો અવસ્તા માંથ્રના સ્તોતને ખેંચવાનું તથા ગૃહણ કરવાનું બુલંદમાં બુલંદ આલાત યાને હથ્યાર છે, કે જેની મારફતે તે સ્તોત આપણા ખોરેહમાં આસપાસ વ્યાપી રહી, ખોરેહને સદા સુક્ષ્મ હાલતમાં રાખે છે, અને ઉરવાનને સ્તોતનો ખોરાક આવી રીતે પુરો પાડી, ઉરવાનની વૃદ્ધિમાં મદદ કરે છે. હવે સ્તોત ઉત્પન્ન થવાનો તમામ આધાર ખુરશેદના 'સ્વા' યાને અણદીઠ કીરણોનીજ ઉપર રહે છે. હવે ખુરશેદના 'સ્વા' આખા દીવસમાં એક સરખા હોતા નથી, પણ દીવસના ચોકસ ચોકસ કલાકોના અંતરે તેમાં 'તબદીલ તેહેદીલ' યાને મોટા ફેરફાર થાય છે. દીવસના આ ચોકસ અંતર, કે જે વખતે સ્વામાં મોટો ફરક પડી

જાય છે, તેને આપણે સાધારણ રીતે **પાંચ ગેહ** તરીકે ઓળખ્યે છીએ. ત્યારે દરરોજ દરેક ગેહ બદલાવાની સાથે ખુરશેદના સ્વામાં તબદીલ-તેહેદીલ થવાને લીધે, કુસ્તીમાં જે આગલી ગેહના સ્તોત ગૃહણ થયલા હોય છે તેને નવેસરથી બીજી ગેહની પાછી કુસ્તી કરીને તાજા કરવા પડે છે, અને તેટલાજ માટે દરેક ગેહ બદલાવાની સાથે સરોશની ક્ષનુમન સાથની સંપુર્ણ કુસ્તી કરવાનું ફરમાન આપણા વખશુરે વખશુરાંન અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબે આપણને આપ્યું છે.

હવે, દરેક ગેહ સંપુર્ણ કયારે બદલાય છે અને તેટલામાટે દરેક ગેહની કુસ્તી કયે ચોકસ વખતે કરવી જોઇએ તેનો સેહેજ હીસાબ તપાસીશું.

આપણે હોશબામથી શરૂ કરીએ. દરરોજ સહવારના ખુરશેદ ઉગવાના લોકલ (યાને સ્થાનીક)

વખતની આગમચના એક "હાશ્ર" યાને આશરે ૮૧ મીનીટનો વખત "હોશબામ" નો ગણાય છે. આ ૮૧ મીનીટમાંની પહેલી ૯* મીનીટ (યાને એક "હાશ્ર"નો નવમો ભાગ) પસાર થવા

* આશરે નવ મીનીટનો હીસાબ એ રીતે આપવામાં આવ્યો છે કે ખુરશેદથીજ આ ધરતીનો સઘળો કારોબાર ચાલી રહયો છે, પણ ખુરશેદના રવા યાને અણદીઠ કીરણોને છેક દુર વેરથી અહીં આવતાં એક હાશ્રનો નવમો ભાગ લાગે છે. અગાઉ અસલ ઈરાનમાં ૧૮ 'હાશ્ર'નો એક દીવસ ગણાતો હતો, તે હીસાબે એક "હાશ્ર" એટલે હાલની ૮૦ મીનીટ ઉપર થાય છે. તેનો નવમો ભાગ ૯ મીનીટ ઉપર થવા જાય છે. ત્યારે ખુરશેદની રોશનીને ખુરશેદ તરફથી અહીં આ ખનીરથબામી ઉપર પડતાં આશરે ૯ મીનીટ લાગે છે, એ કુદરતી કાયદો બારીકીથી ધ્યાનમાં લઇનેજ આપણી બુલંદ જરથોશ્તી દએને આખી હોશબામની

દેવી, કારણકે ખુરશેદના સ્વાને છેક દુરવેરથી અહીં ખનીરથ આમી સુધી આવતાં આશરે ૯

---

૮૧ મીનીટમાંની પહેલી નવ મીનીટ પસાર થવા દેવાનું ઉપલું ફરમાન આપ્યું છે. એજ સબબને લીધે, રપીથ્વન અને ઉઝીરન ગેહમાં, જેમ આગલ ચાલતાં પાને ૫૬ અને ૬૨ મે જણાવ્યું છે તેમ, ઓછામાં ઓછી પહેલી આશરે દશ મીનીટ રહીને તે ગેહની કુસ્તી અગત ઘણીજ હોય તો કરી લેવા ફરમાવવામાં આવ્યું છે.

ઉપલી જરથોશ્તી દએનની બીનાને હાલની પશ્ચીમની સાયનસનો સંપુર્ણ ટેકો મળે છે, એ ઘણું ખુશી થવા જોગ છે. એસ્ત્રોનોમીની વિધા મુજબ, સુરજ આપણી પૃથ્વીથી આશરે ૯ કરોડ ને ૩૦ લાખ (૯૩,૦૦૦,૦૦૦) માઇલ દુર આવેલો છે. આ અતીશ મોટા અંતરનો જો તમારે ઝાંખો ખ્યાલ લેવો હોય તો એમ ધારો કે કલાકના ત્રીસ માઇલ દોડતી એક એવી રેલ્વે ત્રેનમાં

મીનીટ લાગેછે. બાકીની ૭૨ મીનીટના બે સરખા હીસ્સા ( યાને દરેક ૩૬ મીનીટના ) કરવા.

---

બેસી સુરજ તરફ જવા નીકળ્યા છીએ કે જે ત્રેન મુદલ રસ્તામાં એક પળ પણ થોભતી નથી, તો સુરજ નજદીક તેને જઇ પુગતાં આશરે ૩૫૦ વરસ લાગે ! સુરજ અને પૃથ્વી વચ્ચેના આ અતી મોટા અંતરમાંથી સુરજની રોશનીને છેક અહીં વેર ચાલી આવતાં વખત તો લાગવો જોઇએ, કારણ કે સૃષ્ટીની તમામ ચીજ—વિચાર તથા અવાજની ગતી વટીક—વખતને હમેશાં આધીન રહીનેજ કાર્ય બજાવી શકે છે. રોશનીની હાલની વિધા (Optics) આપણુને જણાવે છે કે રોશનીનું એક કીરણ એક સેકંડમાં ૧ લાખ ને ૮૬ હજાર (૧,૮૬,૦૦૦) માઇલની ઝડપે દોડે છે. ત્યારે આ હીસાબે, ઉપલો ૯ કરોડ ને ૩૦ લાખ માઈલનો મહાન અંતર કાપતાં સુરજની રોશની આશરે ૮ાા મીનીટ લે છે. યાને તડકાંને સુરજ તરફથી પૃથ્વી ઉપર પડતાં આશરે ૮ાા મીનીટનો વીલંબ આજની

૫૪ પાંચે ગેહની ગણત્રી તથા ફરજ્યાત કુસ્તી.

તેમાંની પહેલી ૩૬ મીનીટ 'ઉષહિનની હોશબામ' કહેવાય છે, અને બીજી ૩૬ મીનીટ 'હાવનની હોશબામ' યા 'હાવનની મેહેર' ગણાય છે. આ બન્ને વખતમાં, ત્યારે, હોશબામની બંદગી કરી શકાશે: 'ઉષહિન' કે 'હાવન' જે ગેહ હોય તે મુજબ પઢવું.

---

સાયન્સનાં કહેવા પ્રમાણે લાગે છે. ટુંકમાં બોલ્યે તો, જે અમુક પળે આપણે સુરજની રોશની મેળવ્યે છીએ, તે ખરેખર તો આશરે ૮ાા મીનીટ આગમચની સુરજમાંથી બહાર પડી ચુકેલી હોય છે, યાને કે આશરે ૮ાા મીનીટની વાસી રોશની આપણે અહી દરેક પળે ખરેખર ભોગવ્યે છીએ.

આપણાં બુલંદ જરથોશ્તી દએનનાં ફરમાનો કુદરતની બીનાઓ અને કાયદાઓ ઉપરજ તદન રચાયલાં છે તેની અચુક સાબેતી ઉપલી એક બાબદમાં જરથોશ્તી દએન અને પશ્ચીમની સાયન્સનું મળતાપણું આપણને આપે છે.

હાવન ગેહનો અમલ 'હાવનની મેહેર'થી (યાને ઉપર જણાવ્યા મુજબ ખુરશેદ ઉગવાની ૩૬ મીનીટ અગાઉથી) તે બપોરના લોકલ (યાને સ્થાનીક) ટાઇમ ૧૨ સુધીનો ગણાય છે, તેટલાંમાટે, હાવન ગેહની કુસ્તી 'હાવનની મેહેર'માં કરી લેવી, યા જો તેમ નહીજ બને તો હાવન ગેહ દરમ્યાન કોઇ બી વખતે કુસ્તી કરી શકાશે. હાવન ગેહની કુસ્તી તથા બંદગી ખુરશેદની સનમુખ પુર્વ દીશાએ મોંહ કરીને કરવી.

ત્યારબાદ, જો બપોરના લોકલ (યાને સ્થાનીક) ટાઇમ ૧૧ કલાક ને ૨૦ મીનીટથી તે ૧૨ કલાક ને ૪૦ મીનીટ સુધીમાં (યાને આ ૮૦ મીનીટના એક 'હાથ' દરમ્યાન) કુસ્તી કરવી પડે તો દખણ દીશા તરફ મોંહ કરી, ૧૧-૨૦થી ૧૨ વાગા સુધીના અમલ દરમ્યાન હાવન ગેહ લઇને

૫૬ પાંચે ગેહની ગણત્રી તથા ફરજયાત કુસ્તી.

કરવી, અને ૧૨–૧૦* વાગાથી ૧૨–૪૦ ના

---

*મધ્યાન ૧૨ વાગ્યા પછીની પેહલી ૧૦ મીનીટ અહીં છોડી દીધી છે, કારણ કે એ ૧૦ મીનીટ ગેહની "તવલ્લુદ" યાને જન્મ થવાની છે, કે જે માટે ઉપર સફે ૫૧ મે ફુટનોટમાં ખોલાસો કરવામાં આવ્યો છે. છતાં જો એ પહેલી ૧૦ મીનીટમાં હાજતે જવું પડે ને કુસ્તી કરવી પડે તોજ હાવન ગેહ તરીકે ગણીને દખણ દીશાએ મોઢું કરીને કુસ્તી કરી શકાશે.

ખરેખર તો કોઈબી બે ગેહ વચ્ચે એક ગેહના સ્તોત બદલાઇને પુરેપુરા બીજી ગેહના સ્તોતમાં ફેરવાતાં, યાને ટુંકમાં નવી ગેહ સંપુર્ણ બદલાતાં ૩૩ મીનીટ લાગે છે, વાસ્તે એટલો વખત થોભીને કુસ્તી હમેશ કરવામાં આવે તો બહુ અસરકારક થઇ પડે છે.

દરમ્યાન રપીથ્વન અથવા બીજી હાવન* (જે

*ફરવર્દીન મહીનાના હોરમજદ રોજથી તે મેહેર મહીનાના અનેરાંન રોજ સુધીજ બપોરે રપીથ્વન ગેહનો અમલ રહે છે; જ્યારે આવાં મહીનાના હોરમજદ રોજથી વરસના છેક છેલ્લા દીવસ સુધી રપીથ્વનને બદલે **બીજી હાવન ગેહનો** અમલ ગણાય છે, વાસ્તે આટલો વખત પાછલા પોહોરના લોકલ ટાઇમ ૩ વાગા સુધી હાવન ગેહ ભણવી. રપીથ્વન ગેહની શરૂઆત ફરવર્દીન મહીનાના હોરમજદ રોજ યાને નવરોઝથીજ બહારની ફસલ બેસતાં ગણાવી જોઇએ, કે જે દીવસે રપીથ્વન ઈજવાનો અસલ હોકમ છે. હાલમાં ક્રીયાકામ કરનારા મોબેદો "આમ" યાને સાધારણ લોકોની રપીથ્વનની યજશ્ને રસમી ફરવર્દીન મહીનાના અર્દીબેહેસ્ત રોજે ઇજે છે, તેમાં બેવડી રીતે "બરવક્ત" (યાને પ્રસંગોપાત વખતસર) નો કાયદો ખરેખર જળવાતોજ નથી, એમ કહીએ તો ચાલે. જો કે રપીથ્વનની યજશ્ને હામીન યાને ઉનાળાના સાત મહીના

હોય તે) ગેહથી કરવી. આ કુસ્તી "દાદારે

---

(યાને ફ્રવરદીન મહીનાની શરૂઆતથી તે મેહેર મહીનાની આખેરી તુલીક) માં કોઈબી અર્દીબેહેસ્ત અને તેના હમકાર રોજે (યાને આદર, સરોશ ને બેહેરામ રોજે) કરાવી શકાય છે, છતાં કુદરતમાં રપીથ્વન શરૂ થવાનો ખરો પ્રસંગ ફ્રવર્દીન મહીનાના હોરમજદ રોજે પડતો હોવાથી, તેમજ હજીબી ચઓજદાગ્રેગર મોબેદ સાહેબો આતશબેહેરામની ઓએને ખાતર તેમજ પાવ મેહેલની ક્રીયાઓને ખાતર રપીથ્વન હમેશાં રસમી ફ્રવર્દીન મહીનાના **હોરમજદ રોજેજ** ઉજતા આવ્યા છે તે અગત્યની બીના ધ્યાનમાં લેતાં, "આમ" લોકની રપીથ્વનની યજશ્નને હમેશાં અર્દીબેહેસ્ત રોજેજ (કદાચ સવળતાને ખાતર પણ) કાંય જુદી કરવી જોઇએ તે આપણને સમજ પડતું નથી, કારણકે તેથી લોકોમાં, રપીથ્વનને **અર્દીબેહેશ્ત રોજ** સાથેજ સંબંધ છે અને રપીથ્વનનો હીગાંમ અર્દીબેહેસ્ત રોજથી શરૂ થાય છે એવો ખોટો છાપ બેસી ગયો છે. ખરા

ગેહાંન † ની કુસ્તી"ને નામે ખાસ ઓળખાય છે, અને જો કે એ આમ યાને સાધારણ લોકો માટે તેહેકીક ફરમાવવામાં આવી નથી છતાં એવી કુસ્તી દરેકે ચાલુ રાખવી બહુ ફાયદાકારક છે.

---

હીંગામને તો હોરમજદ રોજ સાથે સંબંધ રહેલોછે અને રપીથ્વનનો પહેલો દહાડો હોરમજદ રોજનોજ કુદરતમાં છે. બાકી રપીથ્વનની યજશ્ને જેમ હાલ થાય છે તેમ અર્દીબેહેસ્ત રોજે થાય યા ઉપર કહ્યું તેમ હામીનના કોઈબી અર્દીબેહેસ્ત યા તેના હમકાર રોજે થાય તો તેમાં ખાસ વાંધાભરેલું કંઈ નથી. કહેવાની મતલબ એટલીજ કે કુદરતમાં દરેક હીંગામ તેના લાયક નેમેલા વખતે યાને બરવકતે અને તેની ફસલમાંજ ઉજવવો જોઇએ. આ બહુજ ખેદકારક છે કે આપણા લોકો ખરી ફસલો ચુકી ગયા છે, જેથી કરીને પણ આપણી બુલંદ ક્રીયાકામોની અસરોમાં ઘણી ન્યુનતા આવી ગઇ છે. આ બાબદ ઉપર ઘણું બોલી શકાય એમ છે, પણ તે લખવાને માટે આ લાયક જગો નથી.

†આ શબ્દની સમજણ માટે જુઓ આ કેતાબને છેડેની ફરહંગ.

હવે, રપીથ્વન કે બીજી હાવન ગેહની કુસ્તી માટે નીચે મુજબ ચાલવું. જો ઉપર જણાવેલી "દાદારે ગેહાંનની કુસ્તી" બપોરના લોકલ ટાઇમ ૧૨–૧૦ થી તે ૧૨–૪૦ સુધીમાં રપીથ્વન કે બીજી હાવન ગેહથી કીધી હોય તો બીજી ખાસ કુસ્તીની 'આમ'ને માટે જરૂર નથી. પણ જો તે નહીં થઇ હોય તો, બપોરના લોકલ (યાને સ્થાનીક) ટાઇમ ૧૨–૪૦ થી તે ૩ વાગા સુધીમાં પશ્ચીમ દીશાએ મોંહ કરીને રપીથ્વનની કે બીજી હાવનની કુસ્તી થઇ શકશે. જો રપીથ્વન ગેહમાં મોડેથી ભણતર માંડયું હોય તો તે ૩ ને ૩૩ મીનીટ સુધીમાં પુરૂં કરી શકાશે. આપણે ટુકમાં એમ યાદ રાખીશું કે ૧૨ ને ૩૩ મીનીટે રપીથ્વન ગેહ સંપુર્ણ બદલાતી હોવાથી, એ ટાઇમે રપીથ્વનની કુસ્તી કરવી સૌથી સારી છે, પણ જો ઘણી અગત હોય તો આશરે એક 'હાથ'નો નવમો ભાગ

વીતવા દઇને યાને ૧૨ વાગા પછી આશરે દશ મીનીટ રહીને રપીથ્વનની કુસ્તી કરી લેવી, અને જો ઉપલા બન્ને ટાઇમે બી નહીંજ બને તો પછી રપીથ્વન ગેહ દરમ્યાન કોઇબી વખતે કરી શકાશે. બીજું એ યાદ રાખવું કે ૧૨ ને ૪૦ સુધી દખણુ દીશામાં "દાદારે ગેહાન" તરફ મોંહ કરવું ને ગેહના બાકીના ભાગમાં પશ્ચીમ તરફ મોંહ રાખવું. જો બીજી હાવનનો અમલ ચાલતો હોય તો બપોરના ૧૨ થી તે ૩ વાગા સુધીમાં ગમે ત્યારે કુસ્તી કરી શકાશે, પણ મોંહ તો ઉપર જણાવ્યા મુજબજ જુદી જુદી દીશાએ કરવું.

હવે, ઉઝીરન ગેહ માટેનો હીસાબ આ મુજબ છે: પાછલા પોહોરના લોકલ ટાઇમ ૩ વાગા પછી ૩૩ મીનીટ ગયા કેડે કે જે વખતે ઉઝીરન ગેહ સંપુર્ણ અદલાઇ રહે છે, તે વખતને

કુસ્તી કરવી ઉત્તમ છે. પણ જો ઘણીજ અગત હોય તો ૩ વાગા પછી એક 'હાથ'નો નવમો ભાગ વીટવા દઇને યાને આશરે ૧૦ મીનીટ* થાય ત્યારે ઉઝીરનની કુસ્તી કરી લેવી, અને તેમ બી જો નહીં બને તો ઉઝીરન ગેહ દરમ્યાન સુર્યાસ્ત સુધી કુસ્તી થઇ શકશે. ઉઝીરન ગેહનો અમલ ખુરશેદ અસ્ત પામ્યા પછીની ૩૩ મીનીટ તુલીક રહે છે, કે જેમાં ઉઝીરનતું માંડેલું ભણતર ફકત્ તમામ કરી શકાય છે. ઉઝીરનમાં ભણતી વખતે મોહડું પશ્ચીમ દીશાએ કરવું.

પણ અઇવિસ્રૂથ્રેમની મેહેર કે જે સૂર્યાસ્ત પછીની તુરતની ૭૨ મીનીટનો ઐયામ

* ગેહની શરૂઆતની ૧૦ મીનીટ છોડી દેવાના ખુલાસા બાબે જુઓ ઉપર સફે ૫૧ મે આપેલી ફુટનોટ.

છે, તેમાંનો પહેલો સુર્યાસ્ત પછીનો તુરતનો ૩૬ મીનીટનો ઐયામ પુરો થવા પછીની બીજી ૩૬ મીનીટના ઐયામ વખતે માંથ્રવાનીના સ્તોતની અસુર કુતે થતી હોવાથી, તે વખતે કોઇભી સાધારણ માંથ્રવાની ભણવાની દરેક જરથોશ્તીઓને સખત મનાઇ કરવામાં આવીછે, સીવાય કે જો હાજતે જવું પડે તોજ આ ટાઇમે અઇવિસ્રૂથ્રેમ્ ગેહની કુસ્તી કરી શકાશે, યા આ ટાઇમે ઉંઘમાં ગોસલ થાય તો તેને લગતા મુંગે મોહડેના પહેલા હમામ તુલીકનો ભાગ તો જરૂર કરી લેવો (જુઓ "ઇતલાંમ પરહેજ-વાની બાજ"). છતાં જેવી અઇવિસ્રૂથ્રેમની મેહેર ખતમ થાય યાને કે ખુરશેદ અસ્ત પામ્યા પછી બધી મલીને ૭૨ મીનીટ વીત્યા બાદ તુરત અઇવિસ્રૂથ્રેમ્ ગેહની કુસ્તી તો જુદી કરવી જોઇએ, અને જો તેમ નહીં બને તો અઇવિસ્રૂથ્રેમ્

ગેહનો અમલ, કે જે મધરાત લોકલ ટાઇમ ૧૨ વાગ્યા સુધી રહે છે તે દરમ્યાન કુસ્તી કરી શકાશે. અટ્ટવિસ્રૂથ્રેમમાં તેમજ ઉષહિનમાં ધીમી રોગાનની બતી સનમુખ, કે માહાબોખ્તાર કોઇબી દીશા કે ખુણામાં હોય તો તે સનમુખ, મોંહ કરવું. કાળી અંધારી રાતે દખણ દીશાએ મોંહ કરવું. ઉત્તર દીશાએ મોંહ આવે તેમ બતી રાખવી નહીં.

ત્યાર બાદ મધરાત લોકલ (યાને સ્થાનીક) ટાઇમ ૧૨ થી તે ૧ કલાક ને ૪૦ મીનીટ (યાને આ ૧૦૦ મીનીટના સવા "હાથ") સુધી મુદલ માંથ્રની બંદગી કરવી નહીં, સીવાય કે જો હાજતે જવું પડે તો ઉષહિનની ગેહથી કુસ્તી કરી શકાશે; યા એ વખત દરમ્યાન ઉંઘમાં ગોસલ થાય તો તેને લગતા સુંગે મહોંડેના પંહેલા હમામ લેવાના ભાગ સુધી

બધું કામ કરી લેવું જોઇએ. (એ માટે જુઓ "**આજ ઇતેલાંમ પરહેજવાની.**") પણ રાતના લોકલ ટાઇમ ૧ને ૪૦ થયા પછી તુરત ઉષહિન ગેહની કુસ્તી તો જુદી કરવી જોઇએ, અને જો તેમ નહી બને તો ઉષહિન ગેહના અમલ દરમ્યાન, કેજે ખુરશેદ ઉગવાના પંચાંગમાં જણાવેલા વખતની ૩૬ મીનીટની અગાઉ ખતમ થાય છે, ત્યાં સુધીમાં યાને ઉપર સમજાવેલી **ઉષહિનની હોશબામ સુધામાં** કરી શકાશે. યાદ રાખવુંકે પાછલી રાતના લોકલ ટાઇમ ૩ વાગા પછી હોશબામ સુધી ઉષહિન ગેહમાં માંથ્રવાની પઢવાનો વખત સૌથી ઉત્તમ ગણાયલો છે, કારણ કે આ વખત દરમ્યાન હવાની તઇગી* આખી દુન્યામાં સૌથી સરસ હોય છે. વળી આ

---

*આ બોલની સમજણ માટે જુઓ આ કેતાબને છેડેની ફરહંગ

વખતે હમામની સવળતા થવા ઉપરાંત, ઉષહિ-
નની સંપુર્ણ ફરજ્યાત સરોશ યશ્ત હાદોખ્ત તથા
નીરંગ સાથની થઇ શકે છે, કારણ કે સરોશ-
યશ્ત હાદોખ્ત ઉષહિન ગેહમાં લોકલ ત્રણ વાગા
અગાઉ ભણવાની મનાઇ છે. (જુઓ આ
કેતાબમાં આપેલો "**પાંચે ગેહની ફરજ્યાત
બંદગીનો કોઠો.**")

**નોંધ:** યાદ રાખવું કે અઇવિસ્ત્રૂથ્રેમની
મેહેરના તથા રાતના ૧૨ થી ૧ ને ૪૦ સુધીના
વખતમાં બંદગી કરવાની બંધી ફક્ત આમ
લોકનેજ માટે છે. યઓજદાથ્રેગરોને યાને
અમલવાલા સાહેબોને તો એ વખતે પણ
ક્રીયાકામ માંડવાનો અને શરૂ કરવાનો કશો
બાધ આવતો નથી.

# પાંચે ગેહની ફરજ્યાત બંદગીના કોઠો.

(ફ્રવર્દેગાનની ખાસ ફરજ્યાત સાથે.)

## હાવન, રપિથ્વન યા બીજી હાવન, તથા ઉઝીરન ગેહમાં.

૧. સરોશની હનુમન સાથની કુસ્તી.
૨. સરોશ બાજ.
૩. હાવન, રપિથ્વન યા બીજી હાવન, કે ઉઝીરન ગેહ.
૪. ખોરશેદ નીઆએશ.
૫. મેહેર નીઆએશ.
૬. વીસ્પ હુમત.

(નોંધ:—ફકત [redacted] હાવનમાંજ "વીસ્પ હુમત" પઢવો. [redacted], રપિથ્વન અને ઉઝીરનમાં "વીસ્પ હુમત" નહીં પઢવો.)

(ક)——————

૭. હોરમઝદ યસ્ત તથા નીરંગ.
૮. અર્દીબેહેસ્ત યસ્ત તથા નીરંગ.
૯. સરોશ યસ્ત હાદોખ્ત તથા નીરંગ

(ખ)——————

૧૦. દોઆ નામ સેતાયસ્ને.
૧૧. નમસ્કાર ચારે દીશાનો.
૧૨. દીનનો કલમો. (અવસ્તામાં)

(ગ)——————

(ક) આતશ, આવાં કે માહાબોખ્તાર નીઆએશ કરવી હોય તો તે અહીં પઢવી.

(ખ) બીજી વધારાની પોતાને માફક આવતી સૈયારાને લગતી યસ્તો, (જુઓ આ કેતાબમાં આપેલો **"જુદા જુદા ગ્રહો માટે ભણવાની યસ્તોનો કોઠો"**) દાખલા તરીકે હોરમઝદ યસ્ત, મોટી હફ્તન યસ્ત, બેહેરામ યસ્ત, કે આવાં યસ્ત, વીગેરે જે કાંઈ યસ્ત અથવા ગાથાનું ભણતર (જુઓ આ કેતાબમાં **"ગાથાના હા દરરોજ કેમ ભણવા?"** તે બાબેની સમજણ) પઢવાની તમને ઇચ્છા હોય તો તે અહીં પઢી શકશો. આવાં યસ્ત અઈવિસ્રૂથ્રેમ કે ઉષહિન ગેહમાં કદી કરવા નહી.

(ગ) અહીં પતેત પશેમાની કરવી હોય તો તે પઢી શકાશે. વળી અહીં "દુઆ તનદરોસ્તી" ગમે તો ભણવી, યા ગમે તો નહી ભણવી, કારણ કે તે "મકરૂ" છે. વળી ત્યાર બાદ જો ગુજરેલાં ઉરવાનની નયતે ઈરાની પતેત કે "પાયમોઝદ" તરીકે પઢવું હોય તો બધી ફરજ્યાત પોતીકી કરી રહયા પછીજ અહી માંડવું **'ગુજરેલાં ઉરવાનનાં "પાયમોઝદ" ની ફરજ'** આ કેતાબમાં હવે પછી આપવામાં આવી છે.

**નોંધ:** હાવન, રપિથ્વન યા બીજી હાવન તેમજ ઉઝીરન ગેહમાં કોઇબી નુરી ચીજ—ખોરશેદ, આતશ—નો કેબલો કરવો. આવાં નીઆએશ કે આવાં યસ્ત કરતી વખતે આબના ચશ્મા, ચાહી યાને કુવા, આબે રવાં યાને નદી માહાસાગર વીગેરે નજદીક મોંહ કરીને ભણવું. પણ મોંહ ઉત્તર દીશાએ નહીં આવે તેની સંભાળ લેવી.

સામાન્ય રીતે ઉત્તર દીશાએ મોંહ કરી અવસ્તા માંથ્રની બંદગી કાંય નહીંજ કરવી જોઇએ, તે બાબેના ખુલાસા માટે જુઓ આ કેતાબમાં **"અવસ્તા માંથ્રની બંદગી વખતે જાળવવા જોઇતા જરથોશ્તી કાયદાઓ."**

**નોંધ:** આ ઉપરાંત, દરેક દીવસમાં ફકત પહેલ વહેલી વાર જ્યારેબી આપણી નજર ઉરવરો યાને ઝાડપાંન, પર્વત તથા આબ યાને પાણીના ચશ્મા, કે ચાહી યાને કુવો, કે આબે રવા યાને નદી માહાસાગર વીગેરે ઉપર પડે કે તે દરેકને લગતા "નમસ્કારો" જે આ કેતાબમાં આપવામાં આવ્યા છે તે પઢવાનું ફરમાન પેગામ્બર સાહેબે આપ્યું છે. ફકત આખા દીવસમાં એકજ વાર પહેલવહેલી નજર પડતાંજ આ નમસ્કારો પઢવા; ઘડી ઘડી નહીં કરવું.

## અઇવિસ્રૂથ્રેમ ગેહમાં.

૧. સરોશની હનુમન સાથની કુસ્તી.
૨. સરોશ બાજ.
૩. અઇવિસ્રૂથ્રેમ ગેહ.
૪. સરોશ યસ્ત રાતની વડી તથા નીરંગ.
૫. આતશ નીઆએશ.

(ઘ)——————

૬. દોઆ નામ સેતાયસ્ને.
૭. દીનનો કલમો. (અવસ્તામાં.)

(ચ)——————

(ઘ) માહા બોખતાર નીઆએશ પઢવી હોય તો અહીં પઢવી. આવાં નીઆએશ આ ગેહમાં કદી નહીં કરવી.

ત્યાર પછી, આવાં, ખોરશેદ ને મેહેર યસ્ત સીવાય જે કાંઇ યસ્ત કે બીજું ખુશીનું ભણતર કે પતેત પશેમાની પોતીકા માટે પઢવું હોય તો તે પણ અહીં પઢી શકશો.

(ચ) અહીં "દુઆ તનદરોસ્તી" ગમે તો ભણે, ગમે તો નહીં ભણે, કારણ કે તે "મકરૂ" છે. ગુજરેલાં ઉરવાનની નયતે "પાય મોઝદ" તરીકે યાને પ્યારના બદલામાં કાંઈબી પઢવું હોય (જે બાબેની સમજણ હવે પછી આપી છે) તે બધી ફરજ્યાત પઢી રહયા પછી છેક છેલ્લે અહીં માંડવું.

**નોંધ:**—અઇવીસ્રૂથ્રેમ ગેહમાં ચેરાગ રોશન થયા પછી "ચેરાગનો નમસ્કાર" જે આ કેતાબમાં આપવામાં આવ્યો છે તે મીથ્ર સહીત પઢવો.

ફ્રવર્દીન યસ્ત અઇવિસ્રૂથ્રેમમાં "મકરૂ" છે, યાને ગમે તો કરીએ, ગમે તો નહીં કરીએ.

## ઉષહિન ગેહમાં.

**નોંધ:**—પાછલી રાતના લોકલ ટાઇમ ૩ વાગા પછીનો વખત માંથ્રવાની ભણવા માટે સૌથી ઉત્તમ છે.

૧. સરોશની હનુમન સાથની કુસ્તી.
૨. સરોશ બાજ.
૩. ઉષહિન ગેહ.

(છ)——————

૪. હોરમઝદ યસ્ત તથા નીરંગ.
૫. અર્દીબેહેસ્ત યસ્ત તથા નીરંગ.
૬. સરોશ યસ્ત હાદોખ્ત તથા નીરંગ (સરોશ યસ્ત હાદોખ્ત પાછલી રાતના સ્થાનીક ટાઇમ ૩ વાગી ગયા હોય તોજ ફરજ્યાત પઢવી. ત્રણ વાગા અગાઉ ભણવું હોય તો સરોશ યસ્ત હાદોખ્ત કદી નહીં ભણવી. પણ તેને બદલે મોટી હફ્તન યસ્ત પઢવી.)

(જ)——————

૭. દોઆ નામ સેતાયસ્ને.
૮. દીનનો કલમો (અવસ્તામાં.)

(ઝ)——————

(છ) આતશ યા માહાબોખતાર નીઆએશ પઢવી હોય તો અહી પઢવી. આવાં નીઆએશ આ ગેહમાં કદી નહીં કરવી.

(જ) ત્યાર બાદ, જે કાંઈ યસ્ત (આવાં ખોરશેદને મેહેર યસ્ત સીવાય) કે બીજું ખુશીનું ભણતર કરવું હોય યા પતેત પશેમાની ભણવી હોય તો તે અહીં માંડવી.

(ઝ) અહીં "દુઆ તનદરોસ્તી" ગમે તો ભણે, ગમે તો નહીં ભણે, કારણ કે તે "મકરૂ" છે. વળી, જો ગુજરેલાં ઉરવાનની નયતે "પાયમોઝદ" ની ફરજ (જે આગલ જતાં સમજાવવામાં આવી છે) તે ઉતારવી હોય તો તે અહીં છેક છેલ્લે માંડવું.

**નોંધ:** રાતે ભણુકદાર બતી નજદીક કાંઇબી ભણવું નહીં, પણ દુર ઝીણી કોઇબી રોગાન (યાને ઘી કે વનસ્પતીક તેલ) ની બતી રાખી મોંહોથી પઢવું, પણ તે બતી એવી રીતે રાખવી કે આપણું મોંહડું ઉત્તર દીશાએ નહીં આવે. ઇલેકટ્રીક બતી તો માંથ્રના સ્તોતને બીલકુલ કાપી નાંખે છે, વાસ્તે વીજળીક બતી ભણતર વખતે બીલકુલ વાપરવી નહીં.

અઇવીસ્રૂથ્રેમ ગેહમાં દરયે યા કુવે તળાવે જઇને પાણી કાઢીને કદીબી કુસ્તી પાદયાવ કરવા નહી તેમજ બંદગી પઢવી નહીં. પાદયાવ માટે જોઇતું પાણી હમેશાં ઉઝીરન ગેહમાં કાઢી ભરી રાખવું.

રાતે માહબોખ્તાર ગમે તે દીશાએ કે ખુણામાં ઉગેલો હોય તો તેનો કેબલો કરવો. જોકે ઉત્તર દીશાએ મોંહ કરી અવસ્તા માંથ્ર પઢવાની અને તેના મીથ્ર કરવાની સામાન્ય રીતે સખત મનાઈ જરથોસ્તી દએનમાં કરવામાં આવી છે, (કે જે મનાઇ બાબે આ કેતાબમાં **"અવસ્તા માંથ્રની બંદગી વખતે જાળવવા જોઇતા જરથોશ્તી કાયદાઓ"** માં ખાસ પુરતું વિવેચન જોવામાં આવશે), છતાં માહબોખ્તાર જો ઉત્તર દીશામાંબી હોય તો તે તરફ મોંહ કરી માહબોખ્તારનો કેબલો કરી બંદગી અને મીથ્ર કરવાની છુટ છે. જો કાળી અંધારી રાત હોય તો દક્ષીણ દીશાએ મોંહ કરી પઢવું.

**નોંધ:**—સુર્યાસ્ત પછીની પહેલી ૩૬ મીનીટ વીતવા દઇને પછીની બીજી ૩૬ મીનીટના **અઇવિસ્રૂથ્રેમની મેહેર**ના વખત દરમ્યાન અવસ્તા માંથ્ર પઢવાની સખત મનાઈ કરવામાં આવી છે; તેજ મુજબ મધરાતના લોકલ ટાઇમ ૧૨ થી તે ૧ કલાક ને ૪૦ મીનીટ સુધી અવસ્તા માંથ્ર પઢવાની સખત મનાઇ કરવામાં આવી છે, જોકે અમલવાલા ક્રીયાકામ કરનારા સાહેબોને આ બન્ને મના કીધેલા વખતે પણ માંથ્ર ભણવાનો બાધ આવતો નથી.

## બામદાદે હોશબામ વખતે.

(ઉષહિનની કે હાવનની હોશબામમાં નીચે મુ[જ]બ પઢવું, જે હોશબા[મ]ની સમજણ માટે જુઓ **"પાંચે ગેહની ગણત્રી તથા ફરજ્યાત કુસ્તી**

૧. સરોશની હનુમન સાથની કુસ્તી.
૨. સરોશ બાજ.
૩. હોશબામ.
૪. દીનનો કલમો (અવસ્તામાં).

અહીં "દુઆ તનદરોસ્તી" ગમે તે ભ[ણે] યા ગમે તો નહીં ભણે, કારણ કે તે "મકરૂ" છે. વધુ માટે જુઓ આ કેતાબ[માં] "દુઆ તનદરોસ્તી" સાથે આપે[લો] ખોલ[redacted]

## ફ્રવર્દેગાનના પહેલા દશ દીવસો ઉપર વધારાની ફરજ્યાત.

હાવન ગેહમાં યા બીજી કોઇબી એક ગેહમાં બધી ફરજ્યાત ઉતારયા પછી, નીચે મુજબ આ દશ દીવસોની વધારાની ફરજ્યાત માંડવી:

| | પહેલાં | પછી |
|---|---|---|
| 'પંજ-ઇ-કેહ' યાને સ્પેન્દારમદ મહીનાના આસ્તાદથી અનેરાંન રોજ સુધી. | ફ્રાશ્રૉતનો હા. | લાખનું ભણતર. (સરોશની હનુમન સાથે); યાને કે, રોજના હીસાબે ૧૦ દીવસ તુલીક: ૫૭૦ યથા, ૨૧૦ યેંધ્હે હાતાંમ્, ૧૨૦ અષેમ્. (જુઓ આ કેતાબમાં એ બાબેનો લંબાણ ખુલાસો. |
| 'પંજ-ઇ-મેહ' યાને પાંચ ગાથાના દીવસો ઉપર. | એકેકો ગાથાનો વારા ફરતી હા. (ગાથા માટે સૌથી સરસ ગેહ ઉષહિન અને તેથી ઉતરતી હાવન છે, તેટલા માટે એ બે ગેહમાં ગાથા ભણવા બહુ ઉત્તમ છે.) | લાખનું ભણતર (ઉપર) મુજબ) |

## જમશેદી નવરોઝની ખાસ ફરજ્યાત.

વળી જમશેદી નવરોઝના સૌથી મુબારક દીવસે રોજની ફરજ્યાતની હાવન, રપીથ્વન તથા ઉઝીરન ગેહની રાબેતાની એકેક ખોરશેદ મેહેરની ન્યાએશને બદલે નીચેની સંખ્યામાં ખોરશેદ-મેહેર ત્રણે ગેહમાં ભણવાનું ખાસ ફરમાન છે:—

| ગેહ. | ખોરશેદ ન્યાએશ. | મેહેર ન્યાએશ. |
|---|---|---|
| હાવનમાં | ૯ | ૩ |
| રપીથ્વનમાં | ૬ | ૨ |
| ઉઝીરનમાં | ૩ | ૧ |

અને, વધુ ખોલાસાથી બોલ્યે તો,—

હાવનમાં:
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ;
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ; અને
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ.

રપીથ્વનમાં:
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ; અને
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ.

ઉઝીરનમાં:
૩ ખોરશેદે ૧ મેહેર ન્યાએશ.

બાકીનો ફરજ્યાતનો બાબ ઉપર **કોઠામાં** જણાવ્યા મુજબ ભણી લેવો. વળી ફ્રવર્દીન મહીનાના પહેલા સાત અમશાસ્પંદોના દીવસો ઉપર, રોજની ફરજ્યાત ઉપરાંત, તે અમશાસ્પંદને લગતી ખાસ યસ્ત (જે હાલમાં બધી જળવાઇ નથી) ભણવાનું ફરમાન છે.

# પાંચે ગેહની ફરજયાત બંદગીઓ.

ઉપર બતાવ્યા મુજબ, જેમ દરેક ગેહ બદલાવાની સાથે "સરોશની ક્ષનુમન સાથની કુસ્તી" કરવાનું ખાસ ફરમાન છે, તેમ દરેક ગેહની ફરજયાત કાયદા સર ઉતારવાનું પણ દરેક બસ્તે-કુસ્તીઆંનને ખાસ ફરમાન છે. તેટલા માટે, આપણે દરેક ગેહમાં રોજ શું શું પઢવુંજ જોઇએ તે હવે સામે અનુક્રમવાર કોઠા મારફતે જોઇશું. આ કોઠામાં જે ૧, ૨, ૩, એમ આંકડાવાલો ભાગ છે તેટલોજ ભાગ દરેક ગેહને માટે ફરજયાત છે. વળી આ કોઠામાં વધારાના ખુશીનાં ભણતરો કેઇ કેઇ જગાએ પઢી શકાય તે પણ તે જગાએ (ક), (ખ), (ગ), એમ ખાસ નીશાની મુકીને બતાવવામાં આવ્યું છેઃ—

# સહવારના પોહોરમાં ઉંઘમાંથી ઉઠયા પછીની પહેલી ફરજો.

(નોંધ:—હતેલાંમ સીવાયની સાધારણ હાલતમાંજ આ ફરજો બજા લાવવી. જો હતેલાંમ યાને શયતાંનબાજી થઇ હોય તો તુરત ઉઠી સૌથી પહેલાં "હતેલાંમ પરહેજવાની બાજ" લઇ પરહેજવી. ત્યાર પછીજ હેઠળ બતાવેલી ફરજો ઉપર ધ્યાન આપવું.)

(૧) સહવારના પોહોરમાં જેવી આંખ ઉઘડે કે સેતાબ બીછાનું છોડવું.

(૨) બીછાના નજદીક ઉભા રહી એક "અષૅમ્" પઢવી.

(૩) ત્યાર બાદ રપૅન્દાર્મદ્ અમશાસ્પંદને

યાદ કરતાં, જમીન તરફ સર નમાવી, ત્રણ વખત નમન કરવું.

(૪) પછી ત્યાંજ કુસ્તી મુંગે મ્હોડે છોડી, ફક્ત "**હોરમઝદ ખોદાએની નીરંગ** (જુઓ સફે ૩૨મે) પઢી પછી, બે "યથા" તથા એક "અષૅમ્" ભણી કુસ્તીના ગાંઠ મારવા. બીજું આગલ કાંઇ બી પઢવું નહીં.

(૫) હવે આએઝર* યાને ગોમએઝ હાથમાં

* ખોરેહને સ્વચ્છ કરવામાં આએઝર યાને ગાયનો તરો સૌથી ઉત્તમ છે. પણ જો તે નહીંજ મલે તો લીંબુ કે નેઝાદી ખાક વાપરી શકાશે, પણ યાદ રાખવું કે આએઝર જ્યારે પુરેપુરી આખી અસર આપશે, ત્યારે લીંબુ ફકત ૨/૩ કામ કરશે ને ખાક ૧/૩ કામ આપશે.

લઇ, "નીરંગ-ઈ-આબેઝર" ત્રણ વાર પછી શરીરના ઉઘાડા ભાગો ઉપર ત્રણ વાર

---

આબેઝર પુરેપુરી આખી અસર આપે છે તેનું કારણ એ છે કે ગાયના બદનમાંથી બહાર નીકળતી વખતે તેમાં જમા થયલી ખાસ્તર યાને વીજળીક શકિત ખોરેહમાંની સુક્ષ્મ "હરીરી" (યાને અણુકીઠ જંતુઓ) ઉપર ગાલેબ આવી તેઓને નિર્મુળ બનાવ્યા પછી તે બધી મુરડાળ હરીરીને આબેઝર પોતા તરફ બધી ખેંચી લે છે, કારણકે આબેઝર પોતે પણ "હઇર" યાને શરીરનો રદ્દી પદાર્થ છે, અને તેટલામાટે ખોરેહમાંની હરીરીને નિર્મુળ કર્યા પછી "ઉસુલ ઉસુલ તરફ ખેંચાય" (યાને કે જેવું જેનું મુળ ત્યાંજ તે અંતે ખેંચાય) એ કાયદે બહાર ખેંચી કાઢી ફેંકી દેવાની બાબદમાં સવળતા કરી આપવાનો

લગાડવો. જેઓથી ચાલુ બંધી બાજ વીગેરે તરીકનો નહીં પળાતી હોય તેઓએ ઉપર

---

પુરેપુરો ગુણ ધરાવવા માટેજ આમેઝર યાને ગૌમુતને સૌથી પહેલી જગ્યા આપણી જરથોસ્તી દએનમાં આપી છે, કે જે બહાર ખેંચી કાઢવાનો ગુણ લીંબુ કે નેઝાહી ખાકમાં મુદલ પડેલો નથી.

આ બાબદ જાણ્યા પછીજ, આપણે સમજી શકયે છીએ કે ગૌમુત જેવા એક કુદરતી રદ્દી પદાર્થને આટલો બધો કીમતી ખોરેહના સંબંધમાં શા માટે ગણવામાં આવ્યો છે. યાદ રાખજો, હમદીનો, આપણા વખ્શુરે વખ્શુરાન સાહેબે કોઇબી ફરમાન તેના સાયન્ટીફીક સબબ હોયા તેમજ સમજાવ્યા વગર કદી આપ્યુંજ નથી. વાસ્તે તેઓ સાહેબના વચનો (અકવાલો) ઉપર તદન બીગુમાન રહીને ચાલો, અને દરેક

મુજબ કરવું. પણ જેઓ "દાવર" હોય યાને કે બધી બાજો વીગેરે તરીકતો પાળી અશોઈ સચ્ચાઈપર રહેતા હોય તેઓએ **"શીકસ્તે શીકસ્તે શયતાન"** ની નીરંગ નહીં પઢતાં **"સરોશ બાજ"** પેહેલેથી માંડી, પાંચ **'યથા'**માંનો દરેક **"યથા"** ભણતી વખતે

---

ફરમાનનું વાસ્તવીકપણું તેનો અમલ કરીને જોઇ લેઓ. તે સીવાય બીજો છુટક નથી.

આબેઝર યાને ગાયના તરામાં રહેતી ખાસ્તર યાને વીજળીક શકિત, કે જેની ઉપરજ ખોરેહને સ્વચ્છ કરવાનો આધાર રહેલો છે તે ૫૪ હાથ્ર યાને ૭૨ કલાક સુધી સંપુર્ણ જળવાયલી રહે છે, પણ ત્યારપછીથી તે શક્તિ "વયુ" યાને હવાની અસરથી કમ થતી જાય છે. વાસ્તે જો રોજ તાજો તરો નહીંજ

શરીરના ઉઘાડા ભાગો ઉપર ગોમએઝ લગાડવો (યાને પાંચ જગો પર લગાડવો). ત્યારબાદ, "**સરોશ બાજ**"નો બાકીનો ભાગ "અષૅમ વૉહૂ (૩) થી તે " કૅરફેહ મોજદ" સુધી ખતમ કરવો; પણ તેમાં આવતું "**ગ્નઑાષૅમ અષીમહુરઑાદૅમ વૅરૅથ્રાજનૅમ ફ્રાદત્-ગએથૅમ્ અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે**" વાળું પદ મુદલ નહીં પઢવું, તથા "**નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇઝાચા**" વાળું પદ ત્રણ વાર પઢવું, પણ "**હજંઘરૅમ્**" સાધારણ રીત મુજબ ફક્ત એક વાર પઢવી.

---

મળી શકે તો તે ત્રણ દહાડા સુધી વાપરી શકાશે અને તેની પુરેપુરી અસર મેળવી શકાશે, પણ ચોથે દહાડે તાજો તરો મેળવવાની બનતાં સુધી કાળજી કરવી.

[નોંધ:—ઉપર જણાવેલો "સરોશ બાજ" નો ભાગ જે જે બાજોમાં ભણવા જણાવેલો છે ત્યાં હમેશાં ઉપર જણાવેલી સુચના મુજબ "સરોશ બાજ" ખતમ કરવી.]

(૬) ગોમએઝને સુકી ખાક લગાડી સુકવવો

(૭) ત્યારબાદ કપડાંનાં પેવંદથી કજીસ્યો લઇ ગોમએઝ લગાડેલા ભાગોને પાણીથી ધોઇ નાંખવા.

(૮) હવે "હાજતની બાજ" ધરી કદમચીએ જઇ આવવું, અને પાછા આવીને બાજ મુકી. અનુક્રમે હાથ, મહોડું, પગ—મરદ હોય તો પહેલે જમણો ને પછી ડાબો ને ઓરત હોય તો પહેલે ડાબો ને પછી જમણો—એમ અનુક્રમે ધોઈ નાંખવા.

(૯) રોજની "હમામની બાજ" ધરીને નાહી લેવું, અને બાજ મુકવી.

(૧૦) ત્યાર બાદ, જરૂર તુરત એક **"સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી"** કરવી. ત્યાં વગર કામે કાજે લાગતું નહીં.

(૧૧) જો અમલવાલા હોય તો **"જમવાની બાજ"** ધરીને દાંતણ કરવું, ને પછી તે બાજ મુકવી.

(૧૨) હવે જે કાંઇ કામકાજ હોય તે કરવું, યા ફરજ્યાત બંદગી ગુજારવી હોય તો તે ફરી કુસ્તી કરીને માંડવી.

**નોંધ:**—આ કેતાબમાં જ્યાં જ્યાંબી ખાસ અને આમ વર્ગને માટે જુદું જુદું લખ્યું છે તેમાં ખાસનો જે તરીકો છે તેજ જરથોસ્તી દીનનું અસલ ફરમાન છે, પણ "આમ" બાબદ તો પછવાડેના દસ્તુરાંન દસ્તુરોએ હાલી જમાનનો વીચાર કરી કુદરતને તેમજ જરથોસ્તી દીનને બરોબર

સમજી શાયસ્ત લા શાયસ્તનો માર્ગ લેઇ, 'આમ'' નો તરીકો દેખાડેલો છે, જેથી કાંઇ નહી તો જરથોસ્તી ઉમ્મત (યાને કોમ) જમાનાની ગરદેશથી 'આમ'ના તરીકાની હેઠળ ગબડી નહીં પડે. પણ જેણે હાલના જમાનામાં 'આમ'નો બી તરીકો છોડયો ને ગોયા 'દુરવંદ' તરીકે લેખાય તો તેમાં ખોટું નહીંજ કહેવાય, કારણકે "અશોઇના તરીકાથી દુર રહેનાર" કોઇબી (પછી પરજાત ઉપરાંત હમદીન કાં નહીં હોય) તે શખ્સને આપણા ધર્મમાં "દુરવંદ" જણાવેલો છે.

## પીશાબ યા હાજતે જવાની બાજ

જેમ બીજી બધી બાજો જરથોસ્તી તરીકતમાં ખાસ ફરમાવવામાં આવી છે તેમ આ "પીશાબ

યા હાજતે જવાની બાજ" પણ એક મુખ્ય તરીકત તરીકે જરથોસ્તી દએનમાં જણાવેલી છે. પીશાબ યા હાજતની વખતે જરાક બી બદ વીચાર કરવા નહીં જોઇએ, કારણકે નહીં તો દરૂજીનું જોર બહુજ વધી જાય છે અને અનીતીને પુષ્ટી મલે છે. આનાં સંબંધમાં એક અફસોસકારક વાત જણાવવી પડે છે. "ઘણી એક સ્કુલો અને કોલેજો કે જ્યાં નાના મોટા પારસી છોકરાઓ અને છોકરીઓ કેળવણી લે છે તેના સંડાસોની ભીંતો ઉપર જે નીચ ભાષા અને આકૃતીઓ પાડવામાં આવે છે તેનો અટકાવ (જે ઘણો સેહેલ છે) તે કરવાને તે કેળવણી ખાતાંઓના મુતવલીઓનું ધ્યાન ખેંચાતું નથી. ગુહ્ય-અંગ વિષેનાં ખરાં જ્ઞાનની ગેરહાજરીમાં આવાં આડકતરાં સાધનથી મળતાં શિક્ષણથી નિર્દોષ વિદ્યાર્થીઓને કેટલું બધું

નુકસાન પુગતું હશે ! આનું નામ તે ખરી વેહેવારૂ કેળવણી !! તમો મોંઢેથી બચ્ચાં-ઓને હજારો નીતીના સબકો પોપટ પેરે પઢાવો, પણ જ્યાં સુધી તેના અંદરખાનેના વિચારો જે આવીજ ખાનગી રીતે ઉછેરાવા યા બહાર આવવા પામે છે તે ઉપર ખરો આંકોશ અને દેખરેખ ન રાખો, તેમજ તેના પેહેલે ઘરથી અટકાવ તરીકે એ બાબદ વિષેની ખુલ્લી ચેતવણી અને વેહેવારૂ સાંધન (જે બધી જરથોસ્તી તરીકતો છે તે) કેળવણીના એક ખાસ ભાગ તરીકે ન આપો, તો ત્યાં કેળવણી ને તે ઉપર ખરચેલી દોલત, જેહેમત અને વખતની બરબાદી કરવા સીવાય બીજો નતીજો આવતો નથી. હજી એનાં કરતાં આપણા અસલી ન્યાગાનો વહેવારૂ નીતી રીતીની સંગીન સાયન્ટીફીક કેળવણીમાં ખચીતજ આગલ વધેલા

હતા, કે જયારે તેઓ જરથોસ્તી ધર્મનાં ફરમાન તરીકે "હાજતે જવાની બાજ"નો ઉમદા સબક બાળકોને નાનપણથીજ શીખવતાં હતાં, કે જેની એવડી અસરનાં પરીણામે ખોરેહની સ્વચ્છતા જળવાયાની સાથે એ વખતે "મીથ્ર" યાને વીચાર ઉપર કાબુ રાખવાની આપોઆપ સેહેલાઇ થતી હતી, કારણકે જીંદગીનાં દરેક કાર્ય વખતે તેમ આ હાજત વખતે પણ ખુદાની યાદ "માંથ્રની બંદગી" મારફતે સદા નજર સનમુખ ચોંટેલી રાખવામાં આવતી હતી, જેથી ખાનગીમાં પણ વિચારથી પણ ગુનાહ નહીં થાય. આજે "હાજતે જવાની બાજ" બચ્ચાંઓને સ્કુલોમાં શીખવવા કહી હોય તો તેને એક "હમ્બગ" વેહેમ તરીકે વખોડવામાં આવશે, પણ આપણે પુછીશું કે ત્યારે તેને ઠેકાણે વધુ મજબુત સાંધન, બીંતો ઉપર ભાંડ ભાષા વીગેરે

લખવાની તક સીવાય, પુરૂં પાડવામાં આવ્યું છે કે? જો તમો વહેવાર નીતીરીતીની સંગીન કેળવણી આપવામાં—બીજા શબ્દોમાં બાળકો નીતીનેજ માર્ગે સમજીને ચાલે એવાં બનાવવામાં બીલકુલ પછાત પડો, તો તે ગુનાહનો માર્ગ બતાવવાની બરાબર ઉતરે છે, કારણકે ગુનાહ કરવા દેવાનું જેમ પાપ છે તેમ ગુનાહ નહીં કરવાનો વેહેવાર બોધ નહીં આપવાનું બી પાપ છે.

એક જમાનો એવો આવશે કે જરથોસ્તી ધર્મનાં હાલમાં વગોવાતાં ફરમાનોને આપણને ફરી એક વાર નમન કરવું પડશે, કારણકે તે ફરમાનો કુદરતના કાયદાઓ ઉપરજ રચાયલાં છે, અને કુદરતને તાબે થવા સીવાય અંતે છુટકજ નથી."

**ફ્રશો-ગર્દ* પુ. ૩, અંક ૨, પાનાં ૧૧૮-૧૧૯ માંથી ઉતારો.**

હવે આપણે "હાજતે જવાની" બાજ ઉપર આવીશું:

(૧) પીશાબ યા હાજતની જગોએથી ૩ કદમ * (યાને મુંબઇમાં આશરે ૧૦॥ ફીટ) દુર ઉભા રહી, નીચે મુજબ ગારસ્તા પઢવું:

શુનેહ્ શેકસ્તેહ્ સદ્ હઝાર બાર્ યથા અહૂ વઇરૂયો ૧.

---

* આ ફ્રશો-ગર્દ નામનું ત્રીમાસીક ચોપાન્યું ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તરફથી પ્રગટ થાય છે, જેનું વાર્ષીક લવાજમ ફકત રૂ. ૧। (પોસ્ટેજ સુધ્ધાં) છે.

*"કદમ"ની સમજણ માટે જુઓ પાને ૪૪ મે આપેલી ફુટનોટ.

(૨) હવે કદમચીએ જઇ મુંગે મહોંડે બેસવું, અને મીઝ યાને વિચાર ઘણા સરસ રાખવા. ઉભા રહીને કદી પીશાબ કરવી નહીં, પણ અકરૂં બેસવું, અને શરીરને કે કપડાંને એક પણ તેનો છાંટો ઉડે નહીં તેની ખુબ તકેદારી રાખવી. તેટલાજ માટે હાજતની બાજમાં ખાસ તેમજ આમ લોકને સુકી ખાકની (બને ત્યાં સુધી નદીનાં મુખ આગળ ઉભાણ થાય છે ત્યાં જે ચકુ બંધાય છે તે ચકુનો) ખરઉ યા તે ન મલે તો સુકી મટોડી*ના ટુકડાના ઉપયોગની ખાસ તાકીદ પીશાબ કરયા પછી હમેશાં તે ભાગ તદન સફા કરવા માટે, ફરમાવી છે, જેથી કપડાંને પીશાબનું ટીપું પણ લાગી અવાવ થાય નહીં. આ કામ માટે બીલકુલ પાણી વાપરવાનો હુકમ નથી;

* પકવેલી માટી, જેવી કે ઇંટ, નળ્યું, તથા પથ્થર એ કામ માટે વાપરી શકાય નહીં.

ફકત મળથી સાફ થવા સારૂ જોઇતાં પાણીનો ઉપયોગ કરવાનું રવા છે.

પાણીની અંદર મળમુત્ર નાંખવાનો તો મોટો ગુનાહ ગણેલો છે અને તેથી બહુ ખરાબી ફેલાય છે. આ ઉપરથી હાલના 'ફ્લશ સીસ્ટીમ'ના યાને ટાંકીના સંડાસો તદન નારવા છે, અને તે કેટલા બધા નુકસાનકારક છે, તેનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. કાંઇ નહીં તો આતશબેહેરામ, દરેમેહેર જેવાં પવીત્ર મકાનની અંદર કામ કરતા યઓજદાથ્રેગર બરસ્નુમવાલા સાહેબોથી એ વીલાયતી ટાંકીનાં સંડાસો મુદલ વાપરી શકાય નહીં, કારણકે તે વાપરવાથી તો તે લોકનું બરશ્નુમ મુદલ અવાત્ર થાય છે. જમીનની જેમ બને તેમ છેક લગોલગ સંડાસો રાખવાનો નિયમ ઉતમ છે, જેથી એક વેહેંતથી વધુ પીશાબનો રેલો નહીં ફેલાવવાનો અસલ કાયદો પાળવામાં મોટી સવળતા મલે છે.

(૩) હવે નાડું બાંધી રહ્યા પછી, (હંમેશાં નાડાં સાથનુંજ વસ્ત્ર વાપરવું જોઇએ,) હાજતની જગોમાંથી બહાર આવી, ત્યાંથી ૩ કદમ (યાને મુંબઇમાં ૧૦ાા ફીટ) દુર પાછા ઉભા રહી, નીચે મુજબ બાજ મુકવી:—

અશેમ્ વોહૂ ૩.

☞ હુમતનાંમ્ હુખ્તનાંમ્ હ્વર્શ્તનાંમ્, યદચા અન્યદચા, વેરેજયમ્નનાંમ્ચા વાવેરેજનનાંમ્ચા, મહી અઇબી-જરેતારો નએનએરતારો, યથના વોહુનાંમ્ મહી. (બે વાર પઢે.)

☞ હુક્ષથ્રોતેમાઇ બાત ક્ષથ્રેમ, અહ્માત્ હ્યત્ અઇબી-દદેમહિચા, ચીચ્મહિચા, હ્વાન્મહિચા હ્યત્ મજદાઇ અહુરાઇ, અષાઇચા વહિશ્તાઇ.
(ત્રણ વાર પઢે.)

યથા અહૂ વઇરૂયો ૪.

અહુનૅમ્ વહીરીમ્ યજમઇદે; અષૅમ્ વહિશ્તૅમ્ સ્રએશ્તૅમ્ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યજમઇદે. યેંઘ્રહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતિ વંઘ્રહો, મજદાઓ અહુરો વએથા અષાત્ હચા, યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે. અષૅમ્ વોહૂ ૧.

હવે, કપડાંના પેવંદથી પાદયાવ કરી, સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરવી. ત્યાં વગર કામે કાજે લાગવું નહીં. ગોસલ અને દસ્તાંન સીવાયની સાધારણ હાસતમાં હાજતે જઇ આવ્યા પછી કોઇબી વખતે તુરત કુસ્તી કરી લેવાનું ખાસ ફરમાન છે.

# હમામની (યાને રોજ નાહતી વખતે લેવાની) બાજ.

[ નોંધ : આ હમામની બાજ, શાયતાંન બાજની હાલત સિવાયની બીજી સાધારણ હાલતમાંજ ફકત ધરી શકાય છે તે ધ્યાનમાં રાખવું. વળી, અઇવિસ્રુથ્રેમ્ ગેહ શરૂ થાય ત્યારથી યાને અઇવીસ્રુથ્રેમ્‌ની મેહેરથી તે રાતના લોકલ ટાઇમ ૩ વાગા સુધી સાધારણ હમામ કરવો નહી, જો કે દતેલાંમના સંબંધનો પહેલો મુંગે મહોંડેનો હમામ તો આ મના કીધેલા વખતે પણ લેવોજ જોઇએ. (જુઓ "દતેલાંમ પરહેજવાની બાજ.)"]

હમામની બાજનું ભણતર ચાલુ અવરતા કેતાઓમાં જોવામાં આવતું નથી, જોકે નાહાન

નાહવાની બાજ જાયજ છે; પણ જેમ જીંદગીની દરેક હાજત પુરી પાડતી વખતે આજ સુધી સચવાયલી જુદી જુદી બાજો ધરવાનો હોકમ છે,—જેવી કે, જમવાની, હાજતની, નખ પરહેજવાની, બાલ પરહેજવાની, ગોસલ પરહેજવાની, વીગેરે,—તેમ રોજ નાહતી વખતે આપણાં બદનને સ્વચ્છ કરવાની તેમજ આપણાં ખોરેહને સાથે સાથે પવીત્ર બનાવવાની મહાન ક્રીયા કરતી વખતે આ નાહવાની બાજ ધરવાની તરીકત દરેક બસ્તે-કુસ્તીઆંન માટે ફરજ્યાત ફરમાવવામાં આવી છે. આ તરીકત શા માટે પાળવી જોઇએ તથા એના ફાયદાઓ શો છે તથા કુયા મીથ્રથી તે કરવી જોઇએ, તે વિષે **જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત***નાં સાહીત્ય તરફ

---

* આ **ઇનસ્તીત્યુત** શું કાર્ય કરે છે તે બાબે જુઓ આ કેતાબને છેડે આપેલો તેને લગતો **ખોલાસો**.

નજર કરવાની અરજ કરવામાં આવે છે; આપણે તો અત્રે ભણતર આપી સંતોષ પકડીશું.

**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ. અષૅમ વૉહૂ ૧** પઢી, રાતનાં પહેરેલાં કપડાં જો ધોવા કાઢી નાંખવાનાં હોય અને ફરીથી પહેરવાનાં નહીં હોય તો પહેરેલાં કપડાં સુદ્ધાં નીચે મુજબ **મુંગે મહોંડે** બાજ ધરવી. પણ જો તે કપડાં પાછાં રાતના ઉપયોગમાં લેવાનાં હોય, તો પહેલે સઘળાં કપડાં (પહેલે કુસ્તી, સુદરેહ, પછી પગમાંનું વસ્ત્ર ને છેવટે માથાંનું પેહેરણ—એમ અનુક્રમે, મરદ હોય તો પહેલે જમણી ને પછી ડાબી બાજુથી ને ઓરત હોય તો પહેલે ડાબી ને પછી જમણી ગમથી) આંગ ઉપરથી ઉતારી નાંખ્યા પછી બાજ ધરવી. હવે જો કપડાં દુર કીધેલાં હોય તોજ બાજ લેતી વખતે, મરદ હોય તો ડાબો ને ઓરત હોય તો જમણો હાથ

માથાંના તાળકાં ઉપર મુકી, મરદ હોય તો જમણા ને ઓરત હોય તો ડાબા હાથની અંગુઠાની તુરત પાસેની આંગલી ડુંટીને લગાડેલી રાખીને, પછી નીચે મુજબ બાજ બીસ્તા ધરવી. પણ જો કપડાં પહેરી રાખેલાં હોય તો ઉપર મુજબ માથાં ઉપર હાથ રાખવાની જરૂર નથી; ફકત ડુંટી ઉપર તો, કપડાં પેહેરેલાં હોય યા નહીં હોય તોબી, મરદ ઓરતે ઉપર મુજબ આંગલી રાખી મુકવી, અને તે વખતે ખાકસારી ઘણી રાખવી અને મીશ્ર યાને વિચાર એવા કરવા કે "હું તવલ્લુદ (જન્મ) વખતે ખાકથી પોષણ થયલો છું."

હવે હમામની બાજ ધરવી; પણ તે બીસ્તા યાને મુગે મહોંડે પઢવી :

**ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ. અષૅમ વૉહૂ ૩. ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ.**

વીહએવો અહુર-૧કએષો. (જે ગેહ હોય તે પઢવી.) સ્રઑષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષ-દ્રઑશ, આહૂઇરૂયેહે, ક્ષનઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇરૂયો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાતચિત હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતૂ.*

અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇરૂયો ૧.

---

*અહીં યાદ રાખવું કે "સ્રઑષૅમ અષીમ હુરઑદૅમ વૅરેથ્રાજનૅમ ફ્રાદત ગએથૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે" એ આખું પદ આ હમામની બાજમાં મુદલ ભણાતું નથી.

કેમ્ ના મજદા (આખી નહીં પઢવી, પણ "મા મૅરેનચ્યઇનીશ ગએથાઑ અસ્ત્વઇતીશ અષહે"—આટલા શબ્દો સુધીજ પઢીને થોભી જવું.)

હવે, માથાં પર મુકેલો હોય તો માથાં પરથી તેમજ ડુંટી આગલથી હાથ ખસેડવો. હવે, જો કપડાં ઉપર જણાવ્યા મુજબ આંગપરથી નહીં ઉતારયાં હોય તો તે કપડાં અહીં ઉપર જણાવેલા અનુક્રમે ઉતારવાં. ત્યારબાદ, ગોમએઝ યાને આબેઝર લઇ માથાંથી તે પગ સુધી ઉતરતા હાથે, ત્રણ વાર, આખાં ખુલ્લાં બદન પર એકે એક ભાગને લગાડવો; પછી સુકી ખાક કે રેતી લઇ તે ત્રણ મરતબે શરીર ઉપર એજ મુજબ લગાડી, ગોમએઝને તદન સુકવી નાંખવો. સુકાયા પછી, કુંઇબી કરવાની આગમચ, સૌથી પહેલાં ચોખ્ખાં ઠંડાં પાણીનો કળરયો કે

જે નહાવા આગમચ ભરીને તૈયાર રાખેલો હોવો જોઇએ તેને બન્ને હાથોની કોણીની નજદીકના ભાગો વડે પકડી, બેઉ હાથ પોંહોંચા સુધી ત્રણ મરતબે જરૂર બા જરૂર, મરદ હોય તો પહેલે જમણો ને પછી ડાબો ને ઓરત હોય તો પહેલે ડાબો ને પછી જમણો એમ અનુક્રમે, પાવ કરવા. ત્યાર પછીજ, પહેલે માથાં ઉપર પાણી નામી, પછી ઉતરતા હાથે આખાં બદનને પાણીથી મુંગે મહોંડે સ્વચ્છ કરવું. નહાતી વખતે મીથ્રયાને વિચાર સરસ રાખવા. ત્યારબાદ, આખું આંગ એજ પ્રમાણે ઉતરતા હાથે નુછી નાંખી, ત્યાંજ ઉભા રહી, પહેલાં પગમાં જોડા ને માથે ટોપી પહેરી લઇ, પછી મરદ હોય તો જમણા અને ડાબા અને ઓરત હોય તો ડાબા અને જમણા એમ અનુક્રમે પગમાંનું વસ્ત્ર પહેરવું. ત્યારપછી, તરીકતથી

બનાવેલા નવ સાંધાના સુદરેહનું* ગળું ઓળવી, મરદ હોય તો પહેલાં જમણી અને પછી ડાબી અને ઓરત હોય તો પહેલાં ડાબી અને પછી જમણી, એમ અનુક્રમે સુદરેહની બાંય પહેરવી. પછી ત્યાંજ ઉભા રહી, ખભાં ઉપર કુસ્તી નાંખી, અગાઉથી ત્યાંજ તૈયાર રાખેલાં સોજ્જાં પાણીથી તરીકત મુજબ પેવંદથી પાદયાવ કરી,

---

* આપણો સુદરેહ કેટલો ઉમદા છે તથા કેઇ મહાન મતલબથી પેગામ્બર સાહેબે પહેરવાને ફરમાન આપ્યું છે તેને લગતી તુલોતવીલ સમજણ **જરથોશ્તી ઈલ્મે ક્શ્નુમ સીરીઝ નં.૨,** માં આ લખનાર તરફથી આપવામાં આવી છે. આ કેતાબ જરથોશ્તી ઈલ્મે ક્શ્નુમ ઇન્સ્તીટ્યુટની ઑફીસ, એરચશાહ બીલ્ડીંગ, હોનરબી રોડ, મુંબઈ, યા પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીમાંથી વેચાતી મળશે.

નુછી નાંખી, બાજ મુકવાનું નીચે મુજબ શરૂ કરવું. મરદ હોય તો જમણા હાથની અને ઓરત હોય તો ડાબા હાથની અંગુઠા પાસેની પહેલી આંગલી ડુંટીને લગાડી જમીન તરફ નજર ફેંકી, સ્પેન્દારમંદ અમશાસ્પંદને યાદ કરી, નમતાં નીચલું પદ પઢવું :—

☞ નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇજાચા •
( ૩ વખત પઢે ).

હવે ડુંટી આગલથી હાથ ખસેડી નાંખવો. ત્યારબાદ અશૅમ વૉહૂ ૧ પઢવી.

હવે, કુસ્તી ખભેથી ઉતારી, કુસ્તીને બેવડી કરી તેનો મધ્ય ભાગનો ગાલો ડાબા હાથની અંગુઠા પાસેની પહેલી આંગલીમાં પોઇ, જમણા હાથે તે બેવડી કરેલી કુસ્તીને વચગાળેથી પકડી, જેમ સરોશનો ક્ષ્નુમન સાથની કુસ્તીમાં (જુઓ સફે ૩૨ મે) કર્યે છીએ, તેમ, ક્ષ્નઑથ્ર

**અહુરહે મજદ્દાઓ અષેમ વૉહૂ ૧ પછી, હોરમજદ ખોદાએની** નીરગંથી તે છેક **ફેરફેહ મોજદ** તુલીકનો બાકી રહેલો ભાગ પુરો કરવો, એટલે **હમામની બાજ** તમામ થશે.

હવે, પાછું પેરંદ સાથે પાદયાવ કરી સંપુર્ણ **સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી** કરવીજ જોઇએ. ત્યાં વગર કામે કાજે લાગવું નહીં

**નોંધ**—બાજ પુરી કર્યા આગમચ નાહવાની જગોએથી ખસવું નહીં.

## જમવાની બાજ.

ઘણીક વેળા, દુન્યાંમાં ફેલાયલી બદીનું જોર જોઇને, લોકોને વગર સમજવે તદન ખોટી રીતે એમ ચાલુ બોલતાં જોવામાં આવે છે કે આ

"પાપી પેટ"ને ખાતર દુન્યાંમાં બધે પ્રપંચ ચાલી રહેલો છે. પણ આવો ખ્યાલ વટીક ધરાવવો એ આપણને બસ્તે–કુસ્તીઆંનોને માટે બહુજ ગુનાહભર્યું છે, કારણકે જેને આપણે સાધારણ રીતે જમવાની ક્રીયા કહીએ છીએ તે તો મુળમાં બહુ ઉમદા અને આપણાં ઉરવાનની વૃદ્ધિમાં સીધો ફાળો આપનારી છે, અને જે દીવસે લોકો આમ સમજતાં અને શીખતાં થશે કે પોતાનાં પેટને ખાતર પ્રપંચ રચ્યાથી તેઓ પોતાની ઉરવાનીક વૃદ્ધિનેજ પાછળ હઠાડે છે અને આવી રીતે પોતે પોતાનેજ ખરી રીતે તો ઠગે છે, તે દીવસથી કદીબી પોતાની કે પોતાનાં કુટુંબની હૈયાતી ટકાવવા સારૂ તેઓ પ્રપંચ અને અપ્રમાણીકપણું ચલાવવા એક ઘડીબી તૈયાર થશે નહીં, અને બીજા હાથ ઉપર ઇલ્મીયત યાને ખરાં જ્ઞાનની ગેરહાજરીમાં સારી નિષ્ટાવાલાં લોકો

પેટને "પાપી" કહેવા કદી બહાર પડશે નહીં. આ બાબદ એટલી તો લંબાણ, બીકટ અને ગુહ્ય છે કે તે અહીં ટુંકમાં પણ જોવાઇ શકાય નહીં, તેટલામાટે હાલ તુરત આપણે એટલુંજ યાદ રાખીશું, કે રોજી-રજક અને પેટ ભરવાની પેશીમેર ખરેખર બહુ ઉમદા ક્રીયા —ઉરવાનની ખરી વૃદ્ધીનો બોહોલો સવાલ— પડેલો છે, અને તેટલા માટે હમેશાં પ્રમાણીક નિષ્ટાથી તેમજ પ્રમાણીક "રાદી" * ધંધા મારફતેજ આપણે આપણી ફકત દાળ રોટી તો દાળ રોટીજ પણ ઇજતથી મેળવતાં રહીએ, એવી દુવા આપણો ખુદા આપણને આમીન કરે! જીંદગી જરૂરની છે કારણ કે રવાન—બોખ્તગી કરવી છે, અને તોજ જીવવું લાઝમ

* આ શબ્દની સમજણ માટે જુઓ આ કેતાબને છેડની ફરહંગ.

છે, એ ઉમદા નિયમ સદા અંતઃકરણમાં કોતરેલો રાખવો.

હવે, આપણે જમવાની બાજ ક્યારે ધરી શકાય તથા કેમ ધરવી તે ઉપર આવ્યે:

(૧) ખોરાકની જણુસ મેળવવામાં દરેક સંભાળ લીધેલી હોવી જોઇએ. આપણો જરથોસ્તી તરીકેનો ખોરાક દુધ–અન્ન–ફળ–શાકનોજ અને 'નેઝાદી'* હોવો જોઇએ, અને તે નજીસાત તેમજ નસાથી તદન દુર હોવો જોઇએ. વળી પીવામાં બીલકુલ દારૂ કે શરાબ કે બીજી કેફી ચીજ આપણાથી કદી લેવાઇ શકાય નહીં. ગોસ્ત–મછી–દારૂનાં મલીન ખાણાં ઉપર કદીબી "જમવાની બાજ" ધરી શકાય નહીં.

---

*આ શબ્દની સમજણ માટે જુઓ આ કેતાબને છેડેની ફરહંગ.

(૨) ખોરાક પકાવવામાં પણ હરેક રીતની સંભાળ લેવાવી જોઇએ. તે બસ્તે-કુસ્તીઆંનનેજ હાથનો, ઘેરના આતશે-દાદગાહ ઉપર પકાવેલો હોવો જોઇએ, તેમજ દુરવંદનો મુદલ હાથ પણ તે ખાણાંને લાગવો નહીં જોઇએ. વળી પકાવવાનાં તેમજ ખાતી પીતી વખતે વાપરવાનાં કામમાં હમેશાં ત્રાંબાનાંજ વાસણો વાપરવાં જોઇએ, કારણ કે ખારતર યાને વિજલીને પોતામાંથી પસાર થવા દેવાની બાબદમાં પેહલે નંબરે સોનાનાં અને બીજે નંબરે રૂપાંની ધાતુ (જેઓ શક્તિવાન હોય તેઓ સોનું રૂપું વાપરે) પછી ત્રીજે નંબરે ત્રાંબુ આવે છે. તેટલાજ માટે બીજી કોઇબી હલકી ધાતુ કરતાં ત્રાંબુ કે જે સસ્તું પણ પડે છે તેજ બધાઓને વાપરવાનું ફરમાન છે. કોરીનાં તેમજ માટીના યા ઇનેમલના વાસણો આ

ખાસ્તરને કાયદે જોતાં બીલકુલ નકામાં છે. એજ કાયદે એલ્યુમીનીયમ, 'જરમન સીલવર' વીગેરે ધાતુઓ રોજના વપરાસમાં તેમજ કીયા કામમાં વાપરવી સદંતર નકામી છે. આપણાં લોકોએ ફકત બહારનો દેખાવ જોઇને અંજાઇ જવું નહીં જોઇએ, પણ કોઇબી ચીજની કીમ્મત તેની અંદરના ગુણ દોષ પરથીજ કરતાં શીખવું જોઇએ એમ જરથોસ્તી દએન શીખવે છે.

(૩) **સરોશની ક્ષ્નુમન સાથનો કુસ્તી** (જુઓ સફે ૨૭ મે) આ બાજ ધરવા આગમચ હંમેશાં કરવી.

(૪) ભોંય ઉપર સુફ્રો બીછાવીને ખાવા બેસવું. બાજ ધરયા પછી ઘડી ઘડી ઉઠવું નહીં પડે તે માટે આગમચથી બધી ચીજ

પહેલાં હાજર રાખવી. ખાણુંની ચીજો જોઇએ તે કરતાં વધુ લઇને આપણાથી બગાડ નહીં થાય તેની બહુ સંભાળ રાખવી.

(૫) બાજ ધરવા આગમચ, મરદ કે ઓરત બન્નેએ જમણો હાથ ધોઇ તેને પોતાની મેળે સુકવી નાંખવો, પણ કપડાં કે બીજાં કશાંથી કદી લુછવો નહીં.

(૬) હવે બાજ ધરવા આગમચ, કુતરાંને માટેનો બુક જરૂર કાઢવોજ જોઇએ અને તે બુક હમેશાં કુતરાંનેજ ખવાડી દેવો જોઇએ. આવી રીતે પેહેલો બુક કાઢીને ખવડાવવામાં સાયન્ટીફીક ફીલસુફી સમાયલી છે, જે અહીં સમજાવી શકાય એમ નહીં હોવાથી, એટલુંજ યાદ રાખીશું કે ખાતી વખતે શરૂઆતમાં કુતરાંનો બુક નહીં નાંખ્યે તો તે વાજબી કહેવાય નહીં.

(૭) પછી ખાણાંના ખુમચા સાથે જમણા હાથની આંગળીનું પેવંદ કરી, નીચે જણાવેલી જમવાની બાજ ધરવાનું શરૂ કરવું:

બનામે યજદ બક્ષાયન્દેહ બક્ષાયેશગરે મેહેરબાન્ અહુરમજ઼્દ ખોદાએ.

**ઇથા આત્ યજમઇદે અહુરેંમ્ મજ઼્દાંમ, યે ગાંમચા અર્ષેમચા દાત્, અપસ્ચા દાત્ ઉર્વરાઓસ્ચા વંધુ.હીશ, રઓચાઓસ્ચા દાત્ બૂમીમચા, વીસ્પાચા વોહૂ. અર્ષેમ્ વોહૂ ૩.**

(૮) હવે મુંગે મહોંડે એકબી બોલ બોલ્યા વગર સંતોષથી જમણા હાથે ખાણું જમવું અને હાથ ઉપર જખમ હોય તે સીવાય અને દરતાનની હાલત સીવાય ચમચો વાપરવો નહીં. ખાતી વખતે મનમાં પોતાના ખુદાના શુક્ર તે બક્ષી નેઆમત બખ્શવા માટે ચાલુ ગુજારયા કરવા.

ઉત્પન્ન થતી ખરાબ અસરોને નામ આપવામાં આવ્યું છે. ખોરદાદ યશ્તમાં જણાવેલી "દરૂજી-એ-હશી" તથા "દરૂજી—એ-હશી" જે ઘણીજ નાજુક બાબદો છે, તથા જમ્યાદ યશ્તમાં જણાવેલી "દરૂજીએ-પએસીશ" એવી તો ખરાબમાં ખરાબ દરૂજીઓ છે કે તેની ભયાનક અસરોને લીધે આખી કોમ, દેશ યા શહેર એમના એમ ગરક થઇ જાય છે. " દરૂજી-એ-સએની" એક ગામ યા દેશના લોકોના બદ આચારવિચાર તથા રહેણી કરણીના, વાતાવરણની અંદર બંધાયલા ગુબારો યાને અણુદીઠ પડને લીધે ઉત્પન્ન થતી નુકસાનકારક અસરોને કહે છે, અને દેશ પર મરકી, દુકાળ, લડાઇ, આફતો વીગેરે આવી પડે છે તે આ 'દરૂજી-એ સએની'ને લીધે થાય છે. "દરૂજી-એ નસુ" તેને કહેછે કે જે તમામ મુરડાળ ચીજોમાંથી બહાર પડે છે અને જેને તેના કાયદા સર નહીં રાખ્યાથી તથા તેને અડકવાથી બે રીતની રીમની પુગે છે; પહેલી 'હમ—રીત' અને

બીજી 'પત—રીત' કરીને કહેવાય છે; 'હમરીત' રીમની તેને કહે છે કે જે કોઇબી નસાની ચીજના સીધા સંબંધ (direct contagion) માં આવવાથી ખોરેહમાં ઉત્પન્ન થયલી હોય છે, અને જે આલુદગીનું જોર બહુ રહે છે. 'પતરીત' રીમની તેને કહે છે કે 'હમરીત' રીમની થયા પછી તે 'હમરીત' રીમન થયલો શખ્સ બીંજા કોઇને ચોકસ પ્રમાણ સુધી અડકે તો તે બીજાંના ખોરેહમાં 'પતરીત' રીમની લાગુ પડે છે. જુદા જુદા પ્રસંગે 'હમ—રીત' અને 'પત—રીત' રીમની જુદી જુદી હદ સુધી લાગુ પડે છે તેના બારીક હીસાબી કાયદાઓ વંદીદાદમાંથી સમજવાની જરૂર છે. વળી મુરદાળ ગોસ્ત મછી જેવી નસાની ચીજોનો ખોરાક તરીકે ઉપયોગ કર્યોથી ખરાબ મેગ્નેટીક અસરો શરીરમાં આમેજ થઇ બધી રીતે નુકસાનકારક થઇ પડી દુઃખદરદોનું કારણ થઈ પડે છે. આ "દરૂજીએ-નસુ"ની બદ અસરો અટકાવવાને ખાતરજ આપણા બુલંદ

ધર્મમાં ગુજર પામનારની લાશને સચકવાની, તેની આગલ મોટી યશ્તેગાંન યાને ગેહસારણું કરવાની તેમજ નાની યશ્તેગાંન યાને ભોંય આગલ ભણતર કરવાની, તેમજ પાયદસ્ત કરવાની, તથા હોખ્મે-નશીન કરવાની સાયન્ટીફીક ક્રીયાઓ કરવાની તાકીદ ફરમાવવામાં આવી છે, કે જે ઉંચ મેગ્નેટીઝમના કાયદાઓની બારીકીનું હાલના શીખેલા ડાકટરોને કાંઇ પણ ભાન નથી. વળી સરોશ યશ્તમાં જણાવેલી "દરૂજીએ-અઓષમ" તથા એ ઉપરાંત બીજી અનેક પ્રકારની દરૂજીનાં બ્યાનો, તેને ઉત્પન્ન થતી અટકાવવાના કાયદાઓ, તથા તે ઉત્પન્ન થઇ હોય તો તેના અણદીઠ ખરાબ ગુબારો તોડી નાંખવા માટેની ખાસ ક્રીયાઓ જરથોશ્તી દએનમાં સમજાવવામાં આવેલી છે. પણ આપણે તો ફકત "દરૂજી-એ-ખુજી" વીષેજ સહેજ અત્રે ધ્યાનમાં લઈશું, કે જે દરૂજીની અંદર દસ્તાન તથા મનીને લગતા તમામ ગુનાહો તથા તેથી ઉત્પન્ન થતી તમામ નુકસાનકારક અસરો

સમાઈ જાય છે. આ બધા ગુનાહો આપણી મોતેબર પાજંદ પતેત પશેમાનીમાં ખુલ્લા શબ્દોમાં વર્ણવવામાં આવ્યા છે.

આપણે "દરૂજી—એ બુજી"ને લગતી એક શાખા યાને "**ઈતલાંમ પરહેજવાની બાજ**" કેટલી બધી અગત્યની છે તે લંબાણથી આ કેતાબમાં પાને ૧૦૪ થી ૧૨૪ સુધીમાં તપાસ્યું છે. હવે આપણે "દરૂજી-એ બુજી"ની બીજી અગત્યની શાખા યાને કે "**દશ્તાનવાળી તેમજ સુવાવડી ઓરતે કેવી રીતે અસલી દીની કાયદા મુજબ રહેવું જોઇએ**" તે ટુંકમાં જાણવાની કોશેશ અત્રે કરીશું, અને ત્યારબાદ એ હાલત દરમ્યાન માળ ઉપર બેસ્યાથી તેમજ એ હાલત કાયદાસર નહીં જાળવ્યાથી તેમજ ગમે તેમ જાળવ્યાથી શું નુકસાન થાય છે તે જરા લંબાણથી જોઇશું, કારણકે હાલમાં કમનસીબે આપણી કોમ એ ઉત્તમ ફરમાનનું રહસ્ય નહી સમજી શકયાથી તેમજ

મોજશોખનાં માની લીધેલાં સુખને શોધવામાં મશ્ગુલ થયાથી, એ ઉત્તમ ફરમાનને બહુ અનાદર કરતી રહી છે, જેનાં ગંભીર પરીણામો આપણી કોમને કુદરતને કાયદે હાલમાં ચાખવાં પડે છે અને ભવીષમાં વધુ ચાખવાં પડશે.

શરૂઆતમાં, એક દશ્તાનવાળી ઓરત કેવો પ્રવાહ ધરાવે છે તથા પોતે કેવી હાલતમાં રહે છે તે સેહેજ જાણીશું. અવસ્તામાં "દખ્સ્ત" શબ્દ આવે છે તેનો અર્થ "નિશાની" આમ થાય છે, અને જ્યારે સ્ત્રી જોબનમાં આવી ખીલવા માંડે છે ત્યારે તે વખતે ચોકસ ઐયામે તેને "દક્ષ્ત" યાને સાધારણ બોલીમાં "દશ્તાન" ઉત્પન્ન થાય છે. આવી હાલતમાં તે સ્ત્રીનું બદન બહુજ ગરમ રહે છે, અને તેનાં દરેક રૂવાંમાંથી એક જાતની "હરારતે ગરેબીઆ" યાને 'ખોટી ગરમી' મોટાં પ્રમાણમાં બહાર નીકળતી રહે છે.

અહીં નોંધવું ઠીક થઈ પડશે કે બદનમાંથી

બહાર પડતી આ "હરારતે ગરેબીઆ" યાને "ખોટી ગરમી" એક દરજ્જાની નથી હોતી, પણ ઘણા દરજ્જાની (of varying grades) હોય છે, અને તે દરેકે દરેક દરૂજીની વખતે તેમજ દુ:ખ દરદોની વખતે અને હદ બહાર ગરમ ચીજ ખાવાથી ઓછા વધતા દરજ્જાની પેદા પડે છે. આ "હરારતે ગરેબીઆ" વધારે નુકસાનકારક થઇ પડશે કે ઓછી પીડાકારક નીવડશે તેનો તમામ આધાર તેની "અસ્પંદી"નાં પ્રમાણના હીસાબ ઉપર રહેલો છે. આ અસ્પંદી શબ્દ અગત્યનો હોવાથી તેના સેહેજ ખુલાસાની જરૂર છે. જેમ દરેક ખાકી ચીજો 'વજન' ધરાવે છે, તેમ દરેક સુક્ષ્મ અણદીઠ ચીજો—જેવી કે આતશની ગતી, વિજળીક ગતી, સ્તોત યાને અવાજની ધ્વની અને તેનાથી ઉત્પન્ન થતા અણદીઠ રંગો—ટુંકમાં જાતજાતની ધ્વનીઓ (vibrations) અને ગતીઓ (energies) ને માપવા માટે, તેનું વધતું ઓછું પ્રમાણ બતાવવા માટે, આ "અસ્પંદી" શબ્દ બધી

અણુદીઠ ચીજોનાં માપ માટે હમેશા વપરાય છે, ત્યારે, જ્યારે આ "હરારતે ગરેબીઆ" યાને ખોટી ગરમીની અસ્પંદી (Rate of vibration) એકથી ત્રણ સુધીની હોય છે, ત્યારે સાધારણ બીમારીમાં યા ગંભીર બીમારીમાં પણ તે કોઇ 'બીજા' આસપાસનાંઓને હેરાન કરતી નથી, યાને 'ચેપી' (Infectious & contagious) કહેવાતી નથી. પણ જ્યારે "હરારતે ગરેબીઆ"ની અસ્પંદી ત્રણથી વધારે ને છ સુધીની હોય છે ત્યારે તે બીમારી ચેપી ગણાય છે—અને તે એટલે સુધી પ્રબળ હોય છે કે જેમ જેમ " અસ્પંદી " ત્રણથી વધવા માંડે છે ને છ સુધી જાય છે તેમ તેમ તેનાં પ્રમાણ પ્રમાણે પ્રબળ થતી જાય છે, અને તે પ્રમાણ મુજબ વળી સુક્ષ્મતામાં વધે છે અને એવી સુક્ષ્મ નાશકારક "હરીરી" (microbes) યાને જંતુઓ પેદા કરે છે, કે જે બારીક યંત્ર વડે પણ દેખાઈ શકાતાં નથી.

કેટલાકો એવી દલીલ લાવે છે કે ઓરતની

દરૂજીએ બુજીની હાલત યાને દસ્તાનની તથા સુવા-વડી હાલત બરજીસી જીરમનાં ઉરવાનો એટલે કે બસ્તે-કુસ્તી આનોને માટે કેવી રીતે અતી ખરાબી ભરેલી છે તે પુરવાર કરી આપો અને ખુલાસાથી સમજાવો. તેઓને આ સવાલનો ઈલ્મ્યતથી જવાબ આપી શકાય એમ છે. ઉપર "હરારતે ગરેબીઆ" યાને ખોટી ગરમીની ૧ થી ૬ સુધીની અસ્પંદી વીષે આપણે નોંધ લીધી છે. એ અસ્પંદીની વધ (Range of acceleration) મુજબ આપણે તેને પાંચ દલીલો હેઠળ લાવી શકયે: તે પાંચ દલીલોનાં નામ નીચે મુજબ છે:—(૧) 'દલીલે ઉરરી;' (૨) 'વુજુબ-બીલ-ગઈર', (૩) 'ઇરકાન દર—નફસ', (૪) 'માહીયત' (આ નંબર, ૨, ૩, ને ૪ "દલીલે અકલી" નાં સામટાં નામ હેઠળ પણ ઓળખાય છે); અને (૫) 'દલીલે શરાઇશ્ર,

પહેલી 'દલીલે ઉરફી'માં કોઇબી ચીજ સાધારણ આંખે બતાવી શકાય તેવી યા ઇંદ્રીઓથી યા અનુભવથી પામી શકાય તેવી હોય છે.

દલીલે અક્લીની પહેલી શાખા ‘ વુજુબ-બીલ-ગઈર ’ એ એક એવી અક્લની ગતી છે, કે જેમાં પોતાપણું મુદલ હોતું નથી, પણ મોટા ભાગના ખોટા માની લીધેલા વિચારો પ્રમાણે ગાડરયા ટોળાની માફક લોકો એકેકની પુઠે ઘસડાય છે, અને એવી અક્લની ગતી હાલનાં લોકોમાં બહુ મોટે ભાગે યાને ૧૦૦ માંથી ૯૫ જણાં ધરાવે છે.

દલીલે અક્લીની બીજી શાખા ‘ ઇમ્કાન-દર નફ્સ ’ એવી એક અક્લની ગતી છે કે જે ધરાવનારો એક શખસ કોઇબી સવાલ ઉપર બીજાનું સાંભળી લઇ તે ઉપર પોતાના વિચારો દોડાવી તેમાંથી પોતાને મન ગમતી સમજણ અને ફીલસુફી ઉભી કરી તે મુજબ જીંદગીને દોરવે છે, કે જે ફીલસુફીની કુદરતમાં હસ્તી પણ હોતી નથી. આવી રીતની ગતી ૧૦૦ માંના બાકીના પાંચ જણામાં હોય છે. ઉપલી બન્ને જાતની અક્લની ગતીઓ અશોઇથી ઉલટી જીંદગી ગુજારનારાં શખ્સોમાં હમેશાં હોય છે.

'દલીલે અકલી'ની ત્રીજી શાખા 'માહીયત' એ અકલની સૌથી ઉંચ ગતી છે, અને તે દશ હજારે પણ એક શખ્સમાં હાલના જમાનામાં હોવી મુશ્કેલ છે, કારણકે અશોઇની તરીકતો પાળી પોતાનો બાતેની 'અહુ' યાને કુદરતમાં શું ખરૂં પડેલું છે તે પામવાનો ખરો અંતકરણનો સ્વભાવ —સાચ્ચો અંતઃકરણનો અવાજ જે શખ્સ પામતાં શીખ્યો હોય તેજ શખ્સ 'માહીયત' યાને ( Right judgment ) હરેક બાબદમાં કુદરતમાં શું ખરેખર પડેલું છે તેનું ખરેખરૂં તોલ કરવાની ખરી અકલ ધરાવે છે, અને આ માહીયતવાળા શખ્સનું કોઈબી સવાલ ઉપર ઉચ્ચારેલું મત કદી ખોટું પડતું નથી, કારણકે કુદરતમાં જે ખરેખરૂં પડેલું છે તેજ તે બોલે છે. આમ હોવાને લીધે બધા 'માહીયત'ની અકલની ગતી ધરાવનારા શખસો કોઇબી બાબદમાં મત આપવામાં જુદા પડતા નથી, પણ હમેશાં તેઓ સામટા એકસરખું એકજ રવેશનું ( Unanimous )

મત કોઇબી સવાલ વખતે ધરાવે છે. માહીયતવાળો શખસ દરેક સવાલને 'માકુલાતે તેહસે' યાને અક્કલની ઝેહેન યાને કે ગતીની સાયન્સના નવ-સરફના (higher analytical grammar) નિયમોથી તપાસીને પછીજ મત ઉચ્ચારે છે, કે જે નવ નિયમો નીચે મુજબ છે: (૧) 'કમ' એટલે કેટલો; (૨) 'કેફ' એટલે કેવો; (૩) 'અઝાફે' યાને વધતો; (૪) 'આઇન' એટલે મુકામ; (૫) 'વજે' એટલે બાંધો તથા બનાવટ; (૬) 'મીલ્ક' એટલે અસ્કયામત, માલ મીલ્કત યા સરશોક; (૭) 'મતા' એટલે સમો; (૮) 'ફેલ' એટલે ક્રીયા તથા અંદરનું કામ; અને (૯) 'ઈન્ફાલ' એટલે ક્રીયાનું પરીણામ યા અસર.

આપણે પહેલી દલીલ—'દલીલે ઉરફી'; અને ત્યાર પછી 'દલીલે અકલીની ત્રણ શાખાઓ—'લુઝુબ-બીલ ગઇર', 'ઈમ્કાન દર-નફસ' અને 'માહીયત'-મળીને ચાર પ્રકારની દલીલો તપાસી છે.

પાંચમી દલીલ 'દલીલે શરાઇશ'ને નામે ઓળ-

ખાય છે. એ દલીલના ત્રણ મરતબા છેઃ ત્રીજા યાને સૌથી ઉતરતા મરતબામાં આ દલીલમાં કુદરતી રીતે અભ્યાસથીજ બહુ ખીલવીને 'હીલામ' (યાને ચહડતા મરતબાની બસારત)ના સબબથીજ કોઇબી ચીજ સમજ પડી શકે છે; આ 'દલીલે શરાઈશ'ની અંદર આવી જતી કોઇબી બાબદ બીજા મરતબામાં જેને સેઝદા-એ નીસ્રુ કહે છે તેમાં અશોઈની અભ્યાસને લીધે ઉસ્તાદ સાહેબની મેહેરથી 'સેઝદા'માં જઇનેજ સુક્ષ્મ ચશ્મથી ફકત જોવાઈ શકાય તેવી રીતની રહે છે; જ્યારે અવ્વલ દરજ્જાની 'દલીલે શરાઈશ', જેને 'સેઝદા-એ-આસુ' કહેછે તેમાં તો પોતે જાતે સ્વતંત્ર રીતે અશોઇની અભ્યાસથી સેઝદામાં જઇનેજ બાતેની ચશ્મથી જોઈ શકે છે.

હવે, જ્યારે, 'હરારતે ગરેબીઆ' યાને બદનમાંથી બહાર પડતી ખોટી ગરમીની અસ્પંદી એકથી ત્રણ સુધીની હોય છે ત્યારે તે પહેલી દલીલ-'દલીલે ઉરફી'થી સમજાવી શકાયછે યાને સાધારણ રીતે

ઇદ્રીઓથી (Sense-perception) અનુભવી શકાય છે. જ્યાં સુધી 'હરારતે ગરેબીઆ'ની અસ્પંદી ત્રણથી ઉપર જાય છે અને ચાર સુધીની રહે છે ત્યાંસુધી તે 'દલીલે અકલી' (Ratiocination) થી સમજાવી શકાય છે, પછી સમજનારની અકલની ગતી પ્રમાણે ઉપર સમજાવેલી પહેલી શાખાથી યા બીજી શાખાથી કે ત્રીજી શાખાથી સમજાવવામાં આવે છે. આ 'દલીલે અકલી'ની ત્રીજી શાખામાં તો અગાઉ જે 'નવસરફ' નો છઠ્ઠો નિયમ—'મીલ્ક'નો—સમજાવેલો છે તે 'મીલ્ક' યાને કે સરશોકના નિયમથી તપાસતાં, જો કોઈ ઓરતની 'દરૂજી-એ બુજી'ની હરારત 'વયુ-ઉપર-કશ્યે' યાને વાતાવરણ સાથે ૧૫ કદમની અંદર ઘસારામાં આવે છે, ત્યારે તે કદમની અંદર આવી જતાં કોઈ જાતના ફળફળાદી અનાજ વીગેરેમાં ન્યુનતા આવે છે, અને તે પુર બહારમાં પોતાનો 'સરશોક' (યાને અંદર ખાનેનો ગુણ) ખીલવતો નથી, અને ઉલટા તે ફળફળાદી અનાજમાં

જીવ પડે છે. આ કુદરતી સબબને લીધેજ, સુરત વીગેરેની આસપાસના ગરગામડાંઓમાં ઉતરતા વર્ગના લોકો 'દરૂજીએ બુજી'ની હાલત વખતે ખેતી વીગેરેનાં કામથી અળગ રહેછે, અને તેની નજદીક આવવા દેતા નથી. વળી, 'પ્લીની' (Pliny) નામનો યુનાની સાયન્ટીસ્ટ પોતે અસલી ઇરાનીઓની ઉપલી માન્યતાની બરાબર ખુલ્લું લખી જાય છે કે:

'Pliny tells us that on the approach of a woman in this state (the menstrual)......seeds which are touched by her become sterile, grafts wither away, garden plants are withered up." &c.—Natural History, Book VII Chapter 13.

'પ્લીની આપણને જણાવે છે કે જે બીયાંને એક માસીક માંદગીવાળી ઓરત અડકે છે તે બીયાં ફળદ્રુપ થતાં નથી, જે કલમો યા બાગના

રોપાઓને તેણી અડકે છે તેઓ સુકાઇને નાશ પામે છે, ઈત્યાદી.'

આ ત્યારે એકજ રીત છે કે જેનાથી આપણે 'દરૂજી-એ—બુજી'ની માઠી અસર ખુલ્લી નજરે અનુભવથી જોઇ શકીએ છીએ.

પણ જ્યારે 'હરારતે ગરેબીઆ' ચારથી ઉપર અસ્પંદીમાં વધે છે, ત્યારે તે 'દલીલે શરાઇશ'થીજ સમજમાં આવી શકે છે. તે ઘણીજ સુક્ષ્મ બાબદ હોવાથી, કુદરતી રીતે ઉચ અશોઈની અમલ્યાતથીજ ઉપર જણાવેલા 'દલીલે શરાઇશ' ના ત્રણ મરતબાથી સમજાવી યા જોઇ શકાય છે. 'દરૂજી-એ બુજી'ની દલીલ સ્થુળ રીતે ફક્ત 'દલીલે અકલી'ની ત્રીજી શાખા—માહીયતના નવસરફના છઠા નિયમની બારદુએથી જોતાં કોઈ બી ફળફળાદી અનાજમાં જે ન્યુનતા આવે છે તે એક અપવાદ સીવાય, બીજી કોઈપણ રીતે કાંય થઇ શકતી નથી, તેનું કારણ ત્યારે અહીં

સમજ પડે છે. 'દરૂજી-એ બુજી'થી ઉત્પન્ન થતી હરારતે ગરેબીઆ છ અસ્પંદીની ઉપર જતી હોવાને લીધે તેનાથી ઉપજતી ઘણીજ ખરાબીની સાબેતી ફક્ત 'દલીલે શરાઇશ'થીજ મેળવી શકાય છે, યાને અશોઇની અમલ્યાતને લીધે (૧) 'હીલાં-મથી યાને ઉચ બસારતથી પામી શકાય છે, યા (૨) 'સેઝદા-એ નિમ્રુ'થી યા (૩) 'સેઝદા-એ આમ્રુ'થી જાણી શકાય એટલે કે ઉસ્તાદ સાહેબની મેહેરથી સેઝદામાં જઇનેજ જોવાઈ શકાય યાતો પોતે જાતે સેઝદામાં જઈને જોઇ શકે તેવી રીતની હોય છે.

હજી બાતેનમાં ઉતરતાં, સમજાવી શકાય કે દુન્યામાં જે પાંચ મુખ્ય જીરમને તાબે જુદા જુદા મહાન ધર્મ પાળનારાઓ આવી જાય છે તે જીરમોમાં સૌથી ઉતરતી જીરમ જે 'કયવાન' યાને સનીની છે અને જે જીરમને લગતાં લોકો 'ઇસાઈ' યાને ખ્રીસ્તી ધર્મ અને તેના ફીર-કાઓ તરીકે ઓળખાય છે તે 'કયવાની' જીરમમાં

હેઠળથી ગણતાં ફક્ત પેહલી ૧૮ અસ્પંદી તુલીક વૃદ્ધિ પામેલાં ઉરવાનો જોવામાં આવે છે. ત્યારબાદ, ૧૯ થી ૩૬ અસ્પંદી તુલીકની વૃદ્ધિ પામવા માટે ઉરવાનોને "નાહીદ" યાને શુક્રની જીરમમાં દાખલ થવું પડે છે, કે જે "નાહીદ"ની જીરમને લગતો ધર્મ 'મુસાઇ' યાને યાહુદી ધર્મ અને તેના ફીરકાઓ તરીકે ઓળખાય છે. ૩૬ થી આગલ વધીને ૫૪ અસ્પંદી સુધીની ઉરવાન જ્યારે વૃદ્ધિ પામેછે, ત્યારે તેટલો વખત તે ઉરવાન "હાસમ" યાને મંગળની જીરમમાં ઉતરેછે કે જે 'હાસમ' યાને મંગળની જીરમનો ધર્મ 'ઈસ્લામ' અને તેના ફીરકાઓ તરીકે ઓળખાય છે અને તેના પાળનારાઓને આપણે સાધારણ રીતે મુસલમાનો યા મહોમેદનો કહીએ છીએ. હજી, જ્યારે ઉરવાનો ૫૪ અસ્પંદીથીબી આગલ વૃદ્ધિ પામે છે, અને ૭૨ અસ્પંદીની હદમાં રહે છે, ત્યારે તેટલો વખત તે ઉરવાન 'તારદી' જીરમ યાને બુધની જીરમના તાબા હેઠળ રહે છે, અને તે જીરમને લગતો જે

હીંદુ યા બુધ્ધીસ્ટ ધર્મ અને તેના અસંખ્ય તડાંઓ અને પેટા-વર્ગો છે તે ધર્મ પાળનાર તરીકે ઓળખાય છે. જ્યારે ઉરવાન ૭૨ થી આગલ વધે છે અને ૯૦ અસ્પંદીની વૃદ્ધિ, જે ઉરવાનીક વૃદ્ધિની સઉથી ઉચી ટોંચ (Zenith) ગણાય છે, તેટલી હદમાં ઉરવાનને વૃદ્ધિ પામવા માટે 'બરજીસી' જીરમ યાને બ્રેસ્પતીની જીરમમાં દાખલ થઇને રહેવું પડે છે, કારણકે જે સૌથી બારીક અશોઇની ઉરવાનને આ તબકકે ગરજ પડે છે તે અશોઈના નિયમો ફક્ત બરજીસી જીરમને તાલુકેની જરથોસ્તી દએનમાંજ સમજવવામાં આવેલા છે. આવી રીતે કુદરતમાં ઉરવાનની વૃદ્ધિના તબકકા ૧ થી ૯૦ અસ્પંદી સુધીમાં વહેંચાઇ ગયલા છે, અને જીરમને કાયદે અઢાર અઢાર અસ્પંદીના પાંચ સરખા મહાન તબક્કાઓ બની ગયા છે, કે જે દરેક તબકકો અનુ-ક્રમે હેઠળથી ઉપર ગણતાં પાંચ મુખ્ય જીરમો કયવાન યાને સની, નાહીદ યાને શુક્ર, હાસમ યાને મંગળ, તારક યાને બુધ, અને બરજીસ યાને

ખ્રેસ્પતી— એ પાંચ જીરમો હેઠળ અનુક્રમે આવી જાય છે.

જેમ જેમ ઉરવાન હેઠળી જીરમમાંથી ઉપરની જીરમમાં દાખલ થતું જાય છે, તેમ તેમ તેને વધુ સખત કાયદાઓ પાળવા પડે છે. જે જીરમ બોંતેર અસ્પંદીની ઉપર હોય છે તે જીરમને તાબેની પ્રજાની નીસ્તી યાને સ્થુળતા (Degradation) આ 'બુજી'ની હાલત કાયદાસર બારીકીથી નહી જાળવ્યાથી તુરત દરેક રીતે થતી આવે છે, કારણ કે તે જીરમમાં દરેક જાતની રીમનીની 'મુરકકબ્યાત' થીજ યાને મીશ્રણથીજ નીસ્તી Degradation થતી આવે એવો 'ઉલવુજાુબ' યાને કુદરતનો અચુક કાયદો છે. પહેલાં, તે પ્રજાનાં 'કુવતે તની' ઉપર યાને શારીરીક હાલતમાં, ત્યારબાદ 'કુવતે હમ-ખીશી' ઉપર યાને સંસાર વહેવારમાં (Social condition ), ત્યારબાદ 'કુવતે એખલાકી' ઉપર યાને અશોઇની અમલ્યાત સાથની ઉચ નીતી રીતી ઉપર ત્યારબાદ 'કુવતે ઝમીરી' યાને રોશન મન શકિત

ઉપર, અને છેલ્લે 'કુવતે રૂહાંની, ઉપર યાને આત્મીક હાલતમાં—એ પાંચે કુવતોમાં ઘણીજ નીસ્તીનો અને પડતી Degeneration નો સીલસીલો આ 'બુજી'ની હાલતને નહીં સંભાળ્યાથી શરૂ થાય છે. હવે, બધી જીરમોમાં ફક્ત જરથોશ્તી જીરમ (જે બરજીસી યાને બ્રેસ્પતીની છે) તેજ એકલી ૭૨ અસ્પંદીથી ઉપર આવેલી હોવાથી, એ જીરમને તાબેની પ્રજા જે બસ્તે—કુસ્તીઆન કોમ તરીકે ઓળખાય છે તે જો દસ્તાનની તેમજ 'બુજી'ની હાલત નહીં સાચવે તો એ પ્રજા ઉપર તેની ખરાબ અસર જરૂરજ થાયછે, જ્યારે બીજી જીરમો ૭૨ અસ્પંદીથી ઉતરતી અસ્પંદીમાં આવેલી હોવાને લીધે બીજી જીરમોનાં લોકોને યાને જરથોશ્તી સીવાયની તમામ અન્ય કોમો ઉપર, તેઓનાં રૂહાંની દરજા પ્રમાણે આ હાલત નહીં જાળવ્યાથી થોડી યા નહીં જેવી અસર પુગે છે. ત્યારે જેઓ આવો મુર્ખાઇભરેલો સવાલ કરે છે કે ખ્રીસ્તીઓ, મોહમેદનો વીગેરે માસીક હાલત આપણી માફક નથી જાળવતાં, છતાં

તેઓ કાંય બહારની નજરે આસુદા રહી શકે છે, તેઓ જીરમોનાં પાંચ મહાન વર્ગો અને તે મુજબ પાંચ મહાન પ્રજાઓ અને પેટા-પ્રજાઓનું બનવું તેમજ ઉરવાનોનું આગલ વધવું કેમ થાય છે તે સૌથી અગત્યની મુળ બાબદથી બીલકુલ અજ્ઞાન છે. જે પ્રમાણે જાનવરો અને ઉરવરોમાં જીરમને કાયદે અનેક વરગો (Classification) અને પેટા-વરગો (Orders) પડી ગયા છે, તેજ પ્રમાણે આખી આદમજાત કાંઇ પ્રકૃતીએ એક નથી તેમજ એકજ મટોડીની કે એકજ ખાસ્યતની બનેલી નથી. જો કે બધાં આદમીઓ શરીરનો બહારનો આકાર એકસરખો ધરાવે છે, તોપણ આ તો આપણો જાતી અનુભવ છે કે દરેક પ્રજા બીજી પ્રજાથી ખાસ્યતે તેમજ ઉરવાનીક વૃદ્ધિમાં તદન જુદી પડે છે. બધાં માનવીઓને બધી રીતે એક સરખી રીતનાં બનેલાં ( uniformly constituted )ધારવાથીજ, બધાને ભેળી નાંખીને એકત્ર પ્રજા કરવાનો છબરડો તેમજ બધા ધરમોને બદલે એકજ ધર્મ

દુન્યામાં ફેલાવવવાનો હવાઇ ધખારો હાલમાં જગેજગ જોવામાં આવે છે, પણ કુદરતમાં તો જીરમને કાયદે તમામ પેદાયશ—માનવીથી ખનીજ વર્ગ સુધી—પોતપોતીકા જીરમના કાયદા મુજબ વરગોમાં વહેંચાઇનેજ વૃદિધ કરી શકેછે, અને આ કુદરતના 'પએ-હર-પએ'ના કાયદા યા પગથ્યે પગથ્યે વધવાના કાયદા ( Law of Gradation ) ની ના પાડવાથી તે કાયદો કાર્ય કરતો બંધ પડવાનો નથી કે નાબુદ થવાનો નથી. વાસ્તે, હવે જરૂરનું છે કે જુદા જુદા ધર્મોની તેમજ તેના પાળનારાઓની ઉત્પતિ કેવી રીતે જીરમને કાયદે થયલી છે તે બાબદ ઉપર આપણા લોકો લક્ષ દોડાવે, જેથી તેઓ ઉતરતી જીરમમાં ખોટી મમત અને જુઠો બકબકારો કરીને પોતાના મનના ફાંટા મુજબ બીજા ધર્મોની તરીકતો તથા રાહ રસમો અખત્યાર કરી અશોઇથી ઉલટી દુરવંદી જીંદગી ગુજારવાને પાછાં ઉતરી પડતાં તેઓનો ખુદા તેમને જરૂરજ બચાવશે.

ત્યારે માસીક હાલતમાં જે 'ખાસ્તર' યાને

વીજળીક આકર્ષણીક શક્તી (મેગ્નેટીઝમ) સાથની હરારત બહાર પડે છે તે ખરાબ મેગ્નેટીઝમને વાજબી રીતે નહી સંભાળ્યાથી દરૂજી-ઈ-બુજી બહુ વધી જાય છે, અને આ દરૂજીનો જોશ એટલો તો બળવાન હોય છે કે ભાંયતજયે દુર બેઠેલી એક ઓરતના બાબમાં વટીક ત્રણ કદમ*ની અંદર આવનાર ગમે તેવા એક પરહેઝગાર શખ્સના પવીત્ર ખોરેહને 'કતે' કરી નાંખે છે યાને કાપી નાંખે છે, અને જો આ દરૂજનો પ્રવાહ હવામાં ફેલાઇ જાય છે, અને જમીનમાં એકદમ ખેંચાતો નથી તો તે ઓરત ઉપરાંત આસપાસનાં બધાં લોકોને બહુજ નુકસાન કારક થઈ પડે છે. આ પ્રવાહ એટલો તો જોરાવર હોય છે કે ગમે એવાં તેજદાર બીયાં આવી ઓરત આગલ ચોકસ વખત મુક્યાં હોય, તો તે બીયાંનો 'સરશોક' યાને અસલ મુળ-તત્વ તે દરૂજી-એ બુજીના પ્રબળ પ્રમાણે સોશન થાય છે, જેથી તે

---

* 'કદમ'ની સમજણ માટે જુઓ પાને ૪૯ મે આપેલી ફુટનોટ.

બીયાંની ઉગવાની શકતીમાં મોટો ઘટાડો થાય છે. આવી હાલતમાં આવેલી બાઇના સમાગમમાં આવનારાંઓની ભેજાંની શકતીને તેમજ પાંચ ઇંદ્રીઓને ખરાબ અસર પુગે છે, અને તેઓની બુધ્ધિનું જોર સુક્ષ્મ યાને બાતેન સમજ શકતીની બાબદમાં કમતર થતું જાય છે, અને સ્થુલ સમજણનું બળ વધે છે યાને કે જડવાદી નાસ્તીક અકુદરતી ગલત વિચારો તરફ તેઓનાં મગજ ઢળે છે. વળી, એ ઉપરાંત જે વધુ ખરાબ અસરો થાય છે તે માટે ખાસ આગલ ચાલતાં આપણે જોઇશું.

આ માસીક માંદગીની હાલત સ્ત્રીને કુદરતી કાયદેજ આવે છે, કારણકે સ્ત્રીને ઓલાદ વધારવાનું જે મહાન કાર્ય બજાવવાનું છે તેને લાયકની થવા માટે આ હાલતનું ચોકસ ઉમ્મરે આવવું તદન કુદરતી છે. હવે, ત્યારે, સવાલ ઉભો થાય છેઃ જો આ માસીક હાલત તદન કુદરતીજ છે તો પછી એટલું બધું સુગાઇને તેવી ઓરતને એલાહેદી એકાંત શા માટે રાખવી જોઇએ? આ સવાલના

જવાબો એક કરતાં વધુ છે, પણ ટુંકમાં તે આ છે કે આ હાલત કુદરતી છે એ ખરૂં છે, પણ જીંદગીની દરેક હાલત કુદરતી હોય તેથી તે કાંઈ ઉરવાનને માટે લાભકારક હોવી જોઇએ એમ કાંઇ નથી. એમ તો શું મળમુત્રની હાજતની હાલત તદ્દન કુદરતી આવતી નથી? છતાં તેના કુદરતી આવવાને લીધે પીસાબને ચોખ્ખાં પાણી મીસાલ કે મળને ખોરાક મીસાલ ગણાવવાની કોઇબી હેમકાઇ કરશે નહીં, પણ આ ચીજોને નરસ ગણી તેનાથી દુરીજ પકડશે. જરથોશ્તી દએનમાં મેગ્ને-ટીઝમના જે બારીકમાં બારીક કાયદા, ખાસ કરીને વંદીદાદ જેવી મોતેબર કેતાબમાં, સમજાવવામાં આવ્યા છે, અને જે કાયદાઓનું જ્ઞાન હજી હાલની બચગીની સાયન્સનાં ખ્યાલમાં પણ નથી, તે મહાન કાયદાઓને આધારે આ માસીક માંદગીની હાલત વખતે ઉત્પન્ન થતી દરૂજીથી આસપાસના વસ્નારા-ઓને, એકકી વખતે; શરીરની બાબદમાં, હમ-ખીશીની બાબદમાં, ઉથ નીતી રીતીની બાબદમાં,

મનોબળની બાબદમાં તેમજ ઉરવાનની બાબદમાં મુદલ હરકત નહીં પોહોંચે તેવી સૌથી ઉંચ મતલબથી, દસ્તાનવાલી હાલતમાં સ્ત્રીને એલાહેદી રાખવાનું મોતેબર ફરમાન આપવામાં આવ્યું છે. વળી આ હાલત કાયદાસર જાળવ્યાથી ખુદ તે સ્ત્રીને પોતાને પોતાની મીનોઈ વૃધ્ધિમાં કંઇ ઓછો ફાયદો નથી થતો. આવી રીતે દસ્તાનની પરહેજીની અસલ તરીકત પાળનાર ઓરત પોતા ઉપરાંત પારકાંઓને અને આખી દુન્યાને ફાયદો પોહોંચાડે છે. બધી જરથોસ્તી તરીકતોમાં દસ્તાનની પરહેજીને એક મુળ પાયા સમાન તરીકત ગણેલી છે, તેનું, ત્યારે, કારણ આવી રીતનું છે, અને તેટલા ખાતર બારીક કાયદાઓ પાળવાની તાકીદ કરવામાં આવી છે, કારણકે ઉપર આપણે જોઈ ગયા તેમ, 'જીરમે-જરથોશ્તી' ૭૨ અસ્પંદીની ઉપર ચહડયાતી આવે છે તેથીજ એ જીરમને લગતા લોકો યાને બસ્તે-કુસ્તીઆંનોની રૂહાંની શકતી ખીલવવાને માટે

અશોઇના આવા બીકટ કાયદા તેઓનાં રૂહાંની મરતબા પ્રમાણે બીજી જીરમો કરતાં બાતેની હોવાથી, ચઢતે દરજ્જેના આપવામાં આવેલા છે.

આ બુજીની હાલત દરમ્યાન જાળવવાના અસલ જરથોશ્તી કાયદાઓ નીચે મુજબ છે:—

૧. જેવા એક ઓરતને પોતાની આવી હાલત થવા બાબેના પહેલવહેલા 'મીથ્ર' ચાલે યાને કે એ બાબેનું પહેલુંવહેલું ભાન થાય કે ત્યારપછીની એક 'હાથ્ર'ના નવમા ભાગ જેટલી મુદત યાને પહેલી આશરે દશ મીનીટ*ની અંદર પોતાનાં પહેરેલાં કપડાં વીગેરે બદલી નાંખી, પોતાને જોઇતો અસ્બાબ લઇ, એ

* આ પહેલી આશરે દશ મીનીટની છુટ કયે કુદરતી કાયદે જરથોસ્તી દએનમાં આપવામાં આવી છે તે માટે જુઓ ફુટનોટ સફે ૧૧૩ મે.

હાલત માટે ખાસ એલાહેદા બનાવેલા ખંડ તરફ સેતાબીથી જવું કરે. આ મીશ્ર ચાલ્યા પછીની પહેલી આશરે દશ મીનીટની અંદર બીછાનું છોડયાથી તેમજ લાકડાંની જમીન ઉપર ચાલ્યાથી યા લાકડાંના દાદર ઉપરથી ઉતરયાથી કુદરતમાં કશી ખલલ ઉભી થવા પામતી નથી.

(૨) આ હાલત દરમ્યાન આખો વખત તેણીનો વસ્વાટ નક્કર, સુક્કી ખાકની, ભોંય-તળયેની, જમીનની અડોઅડની, એલાહેદી એકાંત જગ્યાએજ હોવો જોઇએ. લાંકડાંની કે કોરીની ભોંય એ હાલત દરમ્યાન નારવા છે. એ હાલત માટે અસલ ઇરાનમાં મોહલ્લાઓમાં ચોકસ અંતરે જુદાં મકાનો બાંધવામાં આવતાં હતાં, અને તે જગો સ્વચ્છ, સુખાકારી ભરેલી, સુક્કી, ભીનાશથી દુર તેમજ હાલના જેવી ગટરોથી તદ્દન નીરાળી, અને સુરજનાં કીરણો

સીધાં અંદર દાખલ નહીં થાય તેવી રીતનાં 'વેન્ટીલેશન' સાથની રાખવાની ખાસ કાળજી લેવાતી હતી. જરથોસ્તી દએન મુજબ માળ ઉપર દુર બેસવું તદન નારવા છે, જેથી કેટલી બધી હદે દરૂજી-એ બુજી ફેલાય છે અને નુકસાન થાય છે તે વીશે આપણે હવે પછી હેઠળ લંબાણથી જોઇશું.

(૩) દરેક ચીજ—ચેરાગ, પાણી, આતશ, ખોરાકીની યા ચાલુ વપરાસની ચીજો—થી ૧૫ કદમ દુર તેણીએ રહેવું જોઇએ.

(૪) સાધારણ આદમીઓથી ૯ કદમ દુર, અને અશો માણસથી ઓછાંમાં ઓછાં ૩ કદમ દુર, રહેવાનું ફરમાન છે. અશો માણસને માટે ઓછાં કદમનો અંતર આપવાનું કારણ એ છે કે તેનું ખોરેહ ઘણુંજ પવીત્ર અને ગાલેબ હોવાથી દરૂજી-એ બુજી ઉપર ૩ કદમ સુધીમાં

તે ગાલેબ આવી શકે છે. પણ ૩ કદમની અંદર આવતાં ગમે તેવા અશો શખ્સનું ખોરેહ પણ કપાઇ જાય છે, એટલો જોશમાં દરૂજી-એ બુજીનો ખરાબ પ્રવાહ નીકળે છે.

(૫) માસીક હાલતવાળી ઓરતે બીજી તેવીજ હાલતની ઓરત સાથે પણ ભેળાવું કે અડકવું નહી, તેમજ એકમેકની તે હાલતમાં વાપરવાની ચીજો કે ખાવાની વરતુઓ પણ અદલ બદલ કરવી નહીં, પણ પોતપોતા વચ્ચે ૩ કદમનો અંતર જાળવવો જોઇએ છે. જો આવી હાલતમાં એક ઓરત બીજી ઓરતને અડકે છે તો તે લોકોને રીમની લાગુ પડે છે, પછી ગમે તેવી રાતે નાહયાં છતાં તે રીમની દુર થતી નથી. તેથીજ કોઇ વખતે અનજાણમાં બનાવ બને તો તે વખતે 'રીમન નાહાન' લેવાનો હોકમ છે.

એજ રીતે સુવાવડી ઓરતોને માટે પણ ઉપર મુજબજ સમજવું.

(૬) આ હાલત દરમ્યાન મુદલ હમામ કરી શકાય નહીં, તેમજ હાથ મોંહડું ધોવાના કે બીજાં બાહેરથી વાપરવાનાં કામમાં પાણી હરગેજ માસીક હાલતવાળી ઓરતથી વાપરી શકાય નહીં. પાણીને બદલે આ કામ માટે ફક્ત ગોમએજ વાપરવાનો હુકમ છે, જેથી 'બુજી'ની હાલતમાં ઉત્પન્ન થયલી "હરીરી" યાને જંતુઓ નબળાં થઇ જમીન તરફ ખેંચાઇ જાય છે. ફક્ત પીવાનાં કામમાં પાણી હાથે દસ્તાનાં યાને મોજાં પહેરીને લેવાઇ શકાય છે, કારણકે પીતી વખતે પાણીમાંના પાંચ 'ફ્રાદો' યાને વીજળીક શકતીઓમાંનો જે એક ફ્રાદો—'ગએથો-ફ્રાદો'—શરીરના અંદરના ગએથા યાને અવયવોને તાજગી આપવામાં કામે લાગે છે તે 'ફ્રાદો'

તેણીનું બદ ખોરેહ આજુબાજુ ફેલાવવામાં મદદ કરતો નથી, કે જેમ નાહવા ધોવાના કામ વખતે પાણીમાંનો બીજોજ 'ફ્રાદો' યાને "વાંથ્વો ફ્રાદો" ખોરેહને આજુબાજુ ફેલાવી નાંખવાનું કાર્ય કરતો હોવાથી આવી હાલતમાં પાણી બાહેરનાં ધોવાનાં કામમાં વાપરવાની સખત મનાઇ કરેલીછે. આજે આપણા કેટલાક પશ્ચીમની કેળવણી પામેલા લોકો ઓરતોને બોંચતલ્યે સરદી લાગવાનું બહાનું કાઢી તેઓને માળ ઉપર કહેવાતી સુખશાંતીમાં બેસાડવાની ભલામણ કરે છે, તેઓને જાનબી નહીં હોશે કે એ હાલતમાં સરદી તો શું પણ નાહવા ધોવાનાં બાહેરનાં કામમાં વટીક એ હાલતમાં પાણી વાપરવાનીજ સખત મનાઇ જરથોશ્તી દએનમાં કરવામાં આવી છે, અને સુક્કી ભીનાશ વગરની રેતીની જમીન ઉપર વસ્વાટ કરવાની તાકીદ

ફરમાવેલી છે. ત્યારે નાહક અસલ જરથોશ્તી ફરમાનને વગોવવાથી બાઝ રહેવું ઘટે છે. પેગામબર સાહેબે જે બધાં ફરમાનો આપ્યાંછે, તે કાંઇ હાલની પાયા વગરની ભેજામાંથી ઉભી કરેલી કદમે કદમ ફેરવાતી "સુખશાંતી-વિદ્યા" ( Sanitary Science ) ના નિયમો ઉપર રચાયલાં નથી, પણ તે ફરમાનો તો અચળ અવિનાશી કુદરતના અચુક કાયદાઓ ઉપર રચીને આપેલાં છે, અને એક દીન કુદરતને નમવા સીવાય અંતે બીજો છુટકજ નથી.

વળી, એ હાલતમાં દાતણ કરતી વખતે પાણી નીચે મુજબ વાપરવાનો હુકમ છે :

દાતણની વખતે બન્ને હાથે દસ્તાના ( યાને મોજાં) પહેરીને, વાસણમાં પાણી લઇને, તે પાણીથી ભરેલું વાસણ દસ્તાના સાથના હાથથી પકડવું, અને જેમ આપણે ઉંચેથી પાણી પીએ

છીએ તેમ તે પાણીને સંભાળથી મહોંડાંમાં લઇ સારીકાની ફકત કોગલા કરીને હાથ લગાડયા વગર મહોંડું અંદરથી સાફ કરવું.

(૭) જયાં આવો માસીક માંદગી માટેનો ખંડ ભોંયતળ્યે આવેલો હોય, ત્યાં 'શાયસ્ત-લા-શાયસ્ત' યાને ન છુટકે ઓછાંમાં ઓછાં ભીંતના અંતર સાથનાં ૯ કદમ સુધીમાં, અને ભીંતના અંતર વગરના ૧૫ કદમ સુધીનાં વિસ્તારમાં ક્રીયાકામ ભોંયતળ્યે પણ કરાવી શકાય નહીં. તેથીજ આપણા અસલી ન્યાગાંનો, જરથોસ્તી દએનનાં સૌથી અસલ ફરમાનની રૂએ, તદન એલાહેદું માણસોનાં વસ્વાટથી દુર જુદું મકાન—દસ્તાન-ગાહને નામે—એક જીલ્લામાં રાખતા હતા, જેનો તફાવત વસ્વાટથી ૯૦ થી ૧૮૦ કદમ સુધીનો રહેતો હતો. આ દસ્તાન-ગાહનો ચાર્જ હમેશાં એક પાકટ વયના અધોર

બાઇ—મેત્રન—ને હસ્તક રહેતો હતો. સુવાવડની સંભાળ લેવાને માટે હાલનાં દરૂજીથી ભરપુર સુવાવડખાનાંઓને બદલે આવાં તરીકતવાલાં દરૂજીથી અળગ 'દસ્તાન-ગાહો' વપરાતાં હતાં, જ્યાં ઘેરની બાનુઓ જેઓ કેળવણીના એક ભાગ તરીકે આ લાઇનની ખાસ તાલીમ પણ બાનુ-શિક્ષકોના હાથ તળે લેતાં હતાં તેઓ બીજાં અનુભવી કાબેલ બાનુઓની મદદથી સુવાવડનો વખત સંભાળી લેતાં હતાં.

(૮) આ દસ્તાન-ગાહમાં ખાનું પુગાડવાની ગોઠવણ નીચે મુજબ હતીઃ દસ્તાનવાલી ઓરતથી ૯ કદમ દુર એવી રીતનો ભોણું મુકવાનો પથ્થરનો ખુઆન (stand) રહેતો હતો. હવે, પેલી દસ્તાનવાલી ઓરત ભોણુંના વખતે તે ખુઆન ઉપર પહેલાં પોતાનાં વાસણ મુકીને પાછી પોતીકી જગ્યાએ જઇને બેસતી. પછી

તેને ઘેરથી ખાનું લાવનાર ઓરત તે વાસણમાં ખાનું મુકીને ગયા પછીજ પેલી દસ્તાનવાલી ઓરત ખુઆન આગલ આવીને ખાનુ લઇ જતી.

એ હાલતમાં સાદું નિર્દોષ ખાનું લેવું, અને તે ખાતી વખતે હમેશાં આવી હાલતવાળી ઓરતે હાથે દસ્તાના ( યાને મોજાં ) પહેરીને ચમચા વડે ખાવું જોઇએ, અને ત્રાંબાના કે બીલોરનાં વાસણોજ ફકત વાપરવાનો હોકમ છે; મટોડીના કે ઇનેમલનાં કે કોરીના વાસણો નારવાછે. ખાતી વખતે મુંગે મહોંડે પણ બાજ ધર્યા વગર ખાંવું.

ખાઇ રહ્યા પછી, તે ઓરત પોતાનાં વાસણોને આગલ સમજાવેલી અસલ દીની રીતી મુજબ સાફ કરીને પાછાં વપરાસમાં લેતી હતી.

(૯) આ હાલત દરમ્યાન તદન એકાંતવાસ પકડવો, અને બહારની દુન્યાં સાથનો મુદલ વહેવાર રાખવો નહીં. વળી, પારકા મરદોની નજર પડે તેમ વરતવું નહીં. આ હાલતમાં ઠીઠી ઠાઠા કે મોજશોખ ઉપર ધ્યાન આપ્યાથી બહુ માઠાં પરીણામ નીપજે છે.

(૧૦) આ હાલત દરમ્યાન, તે ઓરતે મુદલ અવસ્તા માંથ્રે ઉચ્ચારવા કે યાદ કરવા નહીં, તેમજ કુસ્તી પાદીયાવ વટીક હરગેજ કરવાં નહીં, કારણકે આ હાલતમાં ઉત્પન્ન થનો બદ પ્રવાહ માંથ્રના શ્રેષ્ટ સ્તોત યાને નાદની ધ્વનીથી ઉત્પન્ન થતાં રંગોને પણ બીલકુલ કાપી નાંખે છે. વળી તેણીના સાંભળવામાં આવે તેમ પણ આસપાસનાંઓએ અવસ્તા કલામો ઉચ્ચારવા નહીં, તેમજ તે વખતે તેના ઉપર નજર પડવા દેવી નહીં.

(૧૧) આ હાલત દરમ્યાન એક ઓરતની નજર કોહડબી ગુજરેલાંની લાસ ઉપર નજદીકથી યા દુરથી પણ પડવા દેવી નહીં; એ માટે આગલ ચાલતાં વધુ બોલવામાં આવશે.

(૧૨) આ હાલત દરમ્યાન એક ઓરતની નજર આપણી ક્રીયાકામો તેમજ તેમાં વાપરવાની ચીજો ઉપર પડવા દેવી નહીં, કારણકે તે અવાવ થાય છે.

(૧૩) અસલમાં દસ્તાન વખતની ગલીચીનો બંદોબરત ખોલકુવાની રીતીથીજ થતો હતો, જેથી જમીનની જોરાવર આરમઇતીની 'ખારતર' યાને વીજળીક શક્તિ તે ચીજો ઉપર ગાલેબ આવી તેને ખાતરમાં ફેરવી નાંખતી હતી. હાલમાં એવી બધી ગલીચીને આજની સુખ શાંતી-વિધા ( Sanitary Science ) નાં નયિમ ઉપર દરીઆના પાણીમાં યાહોમ

હોમાવવામાં આવે છે, યાતો આતશ ઉપર ભસ્મ કરવામાં આવે છે, જે બેઉ રીતીઓને આપણી જરથોસ્તી દએનની અંદર બહુ સખત રીતે જગેજગ વખોડી કાઢવામાં આવી છે, કારણકે તેથી દરૂજીએ-બુજી બેહદ વધી જઈ દુન્યાંમાં મોટો ઉપદ્રવ થઈ પડે છે. આપણા મહાન પેગામ્બર સાહેબે શીખવેલી કુદરતી કાયદાનુસાર દએનનાં ફરમાનોને તાબે થવા કરતાં આજના કહેવાતા આરોગ્યતા-શાસ્ત્રીઓ અને ડોકટરો જેઓનાં શિક્ષણો હર પળે ગટા પરચા યાને રબરની માફક ફેરવાયા કરે છે તેઓનાં શીક્ષણો આંધળાપણે અંગીકાર કરવામાં અને તે મુજબ ચાલવામાં આજના પારસીઓ કાંઇ અજબ ઉકમાઇ લે છે, એબી આજના જમાનાની કેળવણીની તાસીર છે!

(૧૪) આ હાલત દરમ્યાન, એક ઓરતે પોતાના મીશ્ર યાને વિચારોને ખુબ જાળવવા, અને આડા અવળા સેહેજબી વિચારોને ભટકવા દેવા નહીં, પણ હમેશાં શાંત મન, નિર્દોષ દીલ અને ખુશાલ જીવ સાથ આટલો વખત ઉમદા વિચારોમાં પસાર કરી નાંખવો, અને ઉરવાનની વૃદ્ધીનો ખ્યાલ નજર આગલથી ખસેડવો નહીં. આવી હાલતમાં સેહેજબી બદ વિચાર કર્યાથી દરજીએ ખુજીનું જોર બહુજ વધી જાય છે, અને અનીતીને બહુ પુષ્ટિ મલે છે; તેટલા માટે, પોતાના મીશ્ર યાને વિચારો ઉપર ચાલુ કાબુ રાખ્યાથી અને હમેશાં 'શાદ' યાને ઉમદા મીશ્ર રાખવાથી આવી હાલતની એક ઓરત પોતાને તેમજ આસપાસનાંઓને બહુજ ફાયદો કરે છે, કે જે ફાયદાને ખાતરજ આ હાલત દરમ્યાન દુરી અને એકાંતવાસ પકડવાનું મોતેબર

ફરમાન જરથોસ્તી દએને કુદરતના કાયદાને પીછાણી લઇને ખાસ આપ્યું છે. જેમ એક શારીરીક ચેપી રોગવાળા શખ્સને માણુસની વસ્તીથી જુદો પાડી, એલાહેદી જગ્યામાં રાખ્યાથી તે માણુસનાં સાજાં થવામાં તેમજ આસ-પાસનાંઓમાં તે ચેપ ફેલાતો અટકાવવામાં મોટી મદદ થઇ પડે છે, તેજ પ્રમાણે આ ખોરેહના કુદરતી ચેપી રોગ યાને દસ્તાનની તેમજ સુવાવડની હાલત દરમ્યાન તે ઓરતને જુદી રાખ્યાથી તેને પોતાને તેમજ આસપાસનાઓને એકકી વખતે બેમુળ ફાયદો થઇ શકે છે. શારીરીક ચેપ કરતાં બી આ બદ ખોરેહનો ચેપ વધારે કાતેલ રહે છે, કારણકે તે વધુ સુક્ષ્મ અને સુક્ષ્મ-દર્શક યંત્રથી પણુ નહીં જાણી શકાય તેવો છે.

(૧૫) આવી હાલતમાં એક ઓરત પોતાનાં બચ્ચાંને હાથમાં કેડ પર લઇ શકે છે તથા

તેને ધવડાવી શકે છે અને સાથે રાખી શકે છે, તેનું કારણ એ છે કે સુધી જ્યાં બચ્ચાંના મીશ્ર યાને ભાન ચાલતાં નથી, ત્યાં સુધી તેના ઉપર દરજી-એ-ખુજીની કુશી આલુદગી ગાલેબ આવી શકતી નથી. એજ સબબને લીધે, તે બચ્ચાંને તેની આવી હાલતમાં આવેલી માવતરના હવાલામાંથી ઘેરનાં દરેક જણા લઇ શકે છે, પણ અશો માણસોથી તેવાં બચ્ચાંઓને લઇ શકાય નહીં. એજ મુજબ, ક્રીયાકામ કરનારા ઓથી બી લેવાય નહીં.

અહીં કોઇ સવાલ કરે કે એવી હાલતમાં એક બચ્ચું અડકે તો તેને કશું નુકસાન નહીં પુગે, અને મોટાં અડકે તો બધું નુકસાન કાંય પુગે ? બચ્ચાંમાં અને ઉમરે પુગેલાંમાં એવો તે શું કુદરતી તફાવત રહેલો છે ? બચ્ચાંનું આવી દરજીઓથી રક્ષણ કેઇ કુદરતી શકિતથી

થાય છે, કે જે શક્તિ મોટાંઓમાં હાજર હોતી નથી ? આ સવાલોનો પ્રત્યક્ષતથી જવાબ છે અને તે આ પ્રમાણે છે. મોટાં માણુસો ' આય આવું ને આય તેવું,' એમ મીથ્ર દોડાવી શકે છે, તેમ બચ્ચાંમાં કાંઇ કુદરતી મીથ્ર "આય તો એમ" ને "આય તો તેમ," કરીને મુદલ ચાલતા નથી. બચ્ચાંમાં મીથ્ર ચલાવવાની ગતી મંદ પડેલી હોવાને લીધેજ, કુદરતે બચ્ચાંમાં તેનાં આવી દરૂજી સામેના બચાવ અને ઢાલ તરીકે ' દ્રવારૂપ ' નામની શકિતને મુકરર કરેલી છે, કે જે શકિત બચપણુમાં હમેશાં પોતાની ખીસ્કારી બજાવ્યા કરે છે. આ દ્રવા-રૂપ ' નામની શક્તિ બચ્ચાં ઉપરાંત જાનવરોમાં પણુ કાર્ય કરે છે, કારણુકે જાનવરો પણુ બચ્ચાં મીસાલે મીથ્રની ગતી મંદ હોવાને લીધે લાચાર અને નિરાધાર હોય છે, તેથીજ અવસ્તામાં

'દ્રવાસ્પ' શક્તિને 'ગોસ્પંદોનાં પાસ્બાન' તરીકે ગોશ યશ્તમાં ખાસ યાદ કરેલી છે.

(૧૬) જ્યારે ઓરત દસ્તાનથી ફારેગ થાય ત્યારે નીચે મુજબ નહાવાનું ફરમાન છે: સૌથી પહેલાં એ હાલતમાં પોતાનાં વપરાસમાં આવેલા રદી કપડાંના ટુકડાઓને બીજા પોતીકા કચરા સાથે દાટી દેવાં. પછી નહાવાની જગ્યાએ ત્રણ પહાડીઆં ઉપર યાને ત્રણ પથ્થરના ટુકડા ઉપર નીચે મુજબ નહાય: પહેલાં પહાડીઆં પર પોતીકું બદન ફકત નીરંગથીજ સાફ કરે; તેની સાથે પોતીકાં પહેરેલાં ઓઢેલાં કપડાં, વાપરેલાં વાસણ તેમજ ધોળકીને બી એજ પ્રમાણે નીરંગથી પાવ કરે. પહેલો ચોપડેલો નીરંગ સુકાયા પછી બીજાં પહાડીઆં પર ફરીથી પોતાનું બદન પહેલાં નીરંગથી સાફ કરે, અને ત્યાર પછી સુક્કી ઝીણી રેતી યાને બાલુથી

સાફ કરે; એજ મુજબ પોતાનાં વાસણ અને ધોળકીને નીરંગ અને રેતીથી પાવ કરે, અને કપડાંને ફકત નીરંગથીજ સાફ કરે. ત્યારપછી, ત્રીજાં પહાડીઆંપર પહેલાં તે ઓરતને ચોખ્ખાં પાણીથી ધાર દે છે, તેમજ તે કપડાં અને વાસણ તથા ધોળકીને ચોખ્ખાં પાણીની ધાર દેવામાં આવે છે. પછી પોતે ધોયલાં કપડાં તથા વાસણો એક અલાહેદાં પહાંડીઆં પર બાજુએ મુકે છે, અને પછી પોતે તેજ પહાડીઆં પર બેસીને પોતીકું બદન પાણીથી તદન સાફ કરે છે, અને પછી પોતીકાં સોજાં કપડાં પહેરીને ચોખ્ખી જગ્યામાં આવે છે. પોતીકું બદન ચોખ્ખાં પાણીથી સાફ કરવા અગાઉ, યાને કપડાં પર ચોખ્ખાં પાણીની ધાર દીધા પછી તે કપડાં-ઓને અલાહેદી જગ્યા પર સુકાવાને માટે વખાતાં કરવામાં આવે છે,

(૧૭) આ હાલતમાંથી ફારેગ થયા પછી, સાધારણ હમામ લઇ, પતેત પશેમાની કરી, આતશની ન્યાયશ આતશે-દાદગાહ આગલ કરી લઇ, પછી પોતાનાં રાબેતાનાં કામમાં મશ્ગુલ થવાનો હુકમ છે.

દરૂજી—એ—બુજીની હાલતમાં જાળવવાના ૧૭ જરથોસ્તી કાયદાઓ આપણે ઉપર જોયાછે.

તમામ 'દરૂજી' યાને ખરાબ અણદીઠ મેગ્નેટીક અસરો કે જે ઉપર આપણે વર્ણવી ગયા છીએ તેની સામે ટક્કર ઝીલવા માટેજ જરથોસ્તી દએનમાં અશોઇને લગતી બધી તરીકતો આપવામાં આવી છે. આવી ઘણીએક તરીકતોમાંની એક, 'દરૂજી-ઇ-બુજી' યાને દસ્તાન તથા મનીથી ઉત્પન્ન થતી ખરાબ મેગ્ને ટીક અસરો નહીં ઉભી થાય અને આસપાસનાં

ઓને કોઇબી પ્રકારનું શારીરીક, હમ-ખીશી, નઇતીક, માનસીક, યા ઉરવાનીક નુકસાન નહીં થાય, તેને ખાતર ખાસ તરીકત આપવામાં આવી છે. આ તરીકત આપણી પુષ્કલ રમ્જથી ભરપુર વંદીદાદની કેતાબમાં જણાવ્યા મુજબ દસ્તાનવાળી ઓરતના બાબમાં એલાહેદાં રહેવા (Segregation & Seclusion) નો ઉત્તમ મતલબથી ભરપુર કાયદો જરથોસ્તી દીનનો પોતાનો છે. દર મહીને સ્ત્રીજાતી કુદરતી રીતેજ કુદરતની મહાન મતલબને ખાતર આવી હાલતમાં આવે છે, પણ જરથોસ્તી દએનમાં એ હાલતથી તે સ્ત્રીને પોતાને યા આસપાસનાઓને નુકસાન નહી થાય તે મતલબથી સ્ત્રીને એલાહેદી રાખવાનો હોકુમ છે. કોઇબી અવસ્તા અભ્યાસી આ બીના તો કદીબી ના પાડી શકશેજ નહીં. જો વંદીદાદની બુલંદ કેતાબને જરથોસ્તી ધર્મની

કેતાબ તરીકે નહી સ્વીકારવાની શેખી કરવામાં આવે તોજ તેની શેખી કરનાર અભ્યાસી દસ્તાન વાળી હાલતમાં દુર એલાહેદી ઓરતને રાખવાનું ફરમાન છેજ નહીં એમ આપણી પાસે મનાવી શકે. ખુદાના હુકમથી હજી બી આપણા માં વંદીદાદનું ફરમાન ચોકસ રીતે પાળવામાં આવે છે, અને કોમના ઘણાજ થોડાં સુધરી ગયલાં (?) કેળવાઇને પરવારી ગયલાં (?) કુટુંબોમાં સ્ત્રીઓ દસ્તાનવાળી હાલતની દરકાર કર્યા વગર જેમ ગમે તેમ ફરહર કરે છે, અને ઘેરનું કામકાજ વટીક કરીને સીનેમેટોગ્રાફ, નાટક, જીમખાના વીગેરેમાં પણ જાય છે; અને આવાં સુધરેલાં બાનુઓ જેઓને ધર્મની દાઝ તો જરા રતી હોય તેઓ કાંય નહીં અગ્યારી આતશ બેહેરામમાં પણ જઇ આવતાં હોય ?— એ શંકા ખુદા કરે ને ખોટીજ હોય તો બેહેતર છે.

પણ આવા દુર નહી બેસ્નારા જુજ અપવાદો સીવાય—કે જેઓ પોતાની બીજી મતલબોને ખાતર જરથોસ્તી ધર્મની મશ્કેરી કરી વટલી જાય યા નહીં વટલી જાય એ બધું સરખુંજ છે—તેવાંઓ સીવાય આપણે બાખુશીથી કહીએ છીએ કે હજીમી પારસીઓમાં આ દુર બેસ્વાનો ફરમાનીક રેવાજ ચાલુ છે, પણ દલગીરી એટલા માટે છે કે જેટલા મરતબામાં એવી હાલતમાં "દુરી" સાચવવી જોઇએ તેટલા મરતબામાં તે હાલમાં સચવાતી નથી. બીજા શબ્દોમાં બોલ્યે તો, હાલમાં અનેક કારણો યા બહાનાંઓ હેઠળ નીચે ભોંયતળ્યે બેસ્વાને બદલે, માળ ઉપર બેસ્વાનો ઘણોજ નુકસાનકારક કાયદો મોટે ભાગે અમલમાં મુકાય છે. આ પગલું કેટલું બધું ખોટું છે તે હવે તપાસીશું.

દરૂજી-ઇ-ખુજી બીજાંઓને નહીં નુકસાન કરે તેને ખાતર દસ્તાનવાળી ઓરતને એલાહેદી તદન વેગલી સુક્કી નક્કર જમીનના સંબંધમાં રાખવાનું વંદીદાદનું ફરમાન છે. વંદીદાદમાં જણાવેલાં લગભગ તમામ ફરમાનો "ખોરેહ" (subtle human magnetism) ના બારીક કાયદાઓ ઉપરજ રચાયલાં છે, અને તેજ પ્રમાણે દસ્તાનવાળી ઓરતનું બદ-ખોરેહ (evil magnetism) આસપાસના ખોરેહ સાથના શખ્સોને નુકસાન નહીં કરે તેવી મતલબથી તેને "દસ્તાનગાહ" નામની એલાહેદી જગ્યામાં રાખવામાં આવતી હતી. હ્યાં શેહરી જીંદગીમાં "દસ્તાન ગાહ" અનેક સબબોને લીધે નીકળી ગયાં, પણ આપણા અસલી ન્યાગાનોએ એજ ખોરેહના કાયદાઓ સાચવવાને ખાતર વંદીદાદના ફરમાનની અસલ

મુળ નેમને આધારે 'શાયસ્ત લા શાયસ્ત' યાને ન છુટકે વચલા તોડ તરીકે દરેક મકાનને ભોંયતળ્યે નીચેજ આંત્રી હાલતવાળી ઓરતને બેસાડવાનો રેવાજ દાખલ કર્યો. વંદીદાદ પ્રમાણે, દરૂજી-દ-બુજી ઉભી કરનાર આવી હાલતવાળી ઓરત માટે જો સુક્કી નક્કર જમીન હોય તોજ તે નક્કર જમીનનો પ્રવાહ ( Earth's magnetism ) બુજીના બદ પ્રવાહ ઉપર ગાલેબ આવીને પોતાની અંદર તે પ્રવાહને ખેંચી લેછે. "આરમઇતી" નામની જે સ્પેન્દારમદ અમશાસ્પંદની શકિત જમીન ઉપર કાર્ય કરે છે તેનો નમનતાઇનો આ એક ગુણ તે હરવેસ્પ-આગાહીવાળા સાહેબે રાખ્યો છે, અને તે એ કે 'જુફ્ત' યા 'જુઝ' ( Law of duality or Law of polarity ) ના કાયદાથી ઉભી થતી કોઇબી પ્રકારની 'અસરે તારીકી' યાને

બદ અસરોને જમીનનો મેગ્નેટીક પ્રવાહ પોતાની અંદર ખેંચી લેઇ તે પ્રવાહનું પોતાને માટે ખાતર (manure) બનાવી દે છે. જરથોસ્તી દએનની અંદર હરેક પ્રકારની 'હરીરી' યાને સુક્ષ્મ, અણુદીઠ, સુક્ષ્મદર્શક યંત્ર વડેબી નહીં દેખાય એવાં બારીક જંતુઓ (magnetic microbes) ને જમીન તરફ ખેંચાવી દેવાના કાયદા હરેક જીંદગીની હાજતોને લગતી બાબદોમાં શીખવ્યા છે, જે કાયદાઓ—જેવા કે જમવાની બાજ, અંગોળ કરતી વખતની બાજ, હતેલાંમ પરહેજવાની બાજ, દશ્તાનવાળી તથા સુવાવાડી હાલત વખતે 'અરમેસ્ત ગાહ' યાને ખાસ એલાહેદી જગ્યામાં રહેવાની તરીકત,—વીગેરે અમલમાં મુકયાથી તમામ 'હરીરી' તે શખ્સના ખોરેહની અંદર રહીને ખોરેહને કાપી નાંખવાને બદલે જમીન ઉપર મુરડાલ થઇને તે 'હરીરી'

પડે છે, યાને જમીન તે બદ-મેગ્નેટીઝમને પોતાની અંદર ખેંચી આમેજ કરી નાંખે છે; આવી રીતે આમેજ થયલી 'હરીરી'ને જમીન પોતાના ઉપયોગમાં લે છે, અને જમીનની અંદરની ચાર શક્તીઓ—"કુવતે ગાજ્યા" યાને ઉગવાની શકતી, "કુવતે નામ્યા" યાને વધવાની શકતી, "કુવતે મુસવ્વરીયા" યાને આકાર પકડવાની શકતી, તથા "કુવતે મુવલ્લ-દીયા" યાને મવાદ એટલે અંદરનો માવો બનાવ-વાની શકતી—આ જમીનની ચાર શકતીઓ પેલી હરીરીને ફેરવી નાંખે છે, અને આ રીતે કોઇબી પ્રકારની અસરે તારીકીને અસરે રોશનીમાં ફેરવી નાંખવાનો ઉમદા ગુણ "આરમઇતી" પોતાના તાબા હેઠળની પેદાયશ એટલે કે જમીનની અંદર ધરાવે છે. જો આએ ગુણ—ખરાબ મેગનેટીઝમને પોતાની અંદર ખેંચી લેઇ તેને

ફેરવી નાંખવાનો ગુણ—જમીનમાં હોતે નહીં, તો "અસરે તારીફી" યાને અહેરેમનીક શકતીનો જોશ, દરૂજીઓનો જુલમ, એટલો બધો તો દુન્યામાં વધી પડતે કે કોઇબી ચીજ આ દુન્યા ઉપર હૈયાતી ભોગવી શકતે નહીં. કુદરતના સાહેબની હરવેરપ—આગાહીનો આ એક કેવો અચુક પુરાવો છે!

હવે, જો માળ ઉપર દસ્તાનવાળી યા સુવા-વડવાળી હાલતમાં એક ઓરત બેસે છે, તો માળ ઉપરની કોબા યા ટાઇલની ભોંયના પાતળા પડની પછી નીચે હવા સાથના પોકળ પોળાણુ ભાગો આવતા હોવાથી, તે સ્ત્રીનાં બદનની તે વખતની 'હરારતે ગરેબીઆ' યાને ખોટી ગરમીનું પ્રમાણુ પેલી કોબાની ભોંયની શક્તી કરતાં ઘણુંજ વધારે હોવાથી તે સ્ત્રીનાં બદ—મેગ્ને-ટીઝમના પ્રવાહને તે જમીન ખેંચી શકતી નથી.

આ જે ખરાબ પ્રવાહ માળની ભોંયથી ખેંચાઇ શકાતો નથી તે "વયુ-ઉપર કર્ષ્ય" યાને વાતાવરણ (Surrounding atmosphere) માં ચોમેર ફેલાઇને રહે છે, અને જ્યાં તે બદ-મેગનેટીજમની 'ઉસુલ' યાને મુળ (centre) દસ્તાનવાળી હાલતમાં સ્ત્રી બેઠેલી હોય છે, તે ઓરડામાં રહેનારાંઓને તથા તે માળની ઉપર તેમજ નીચેના તમામ માળો ઉપરનાં તેમજ ભોંયતળયેનાં લોકોને અને તે ઘેરની આસપાસની તમામ હવા દમમાં લેનારાંઓને પેલો બદ પ્રવાહ પુગી વળી નુકસાન કરે છે. આ દરૂજીઇ-બુજીની તમામ 'હરીરી' (microbes) જે હવામાં અણુદીઠ રીતે બદ-પ્રવાહ સાથે ફરતી રહે છે તે બધાં આસપાસનાઓના દમમાં જાય છે, અને ઉસ્તાન યાને સજીવન શકિત સાથે આમેજ થાય છે, અને પછી આસપાસનાઓના

મનમાં જાતી–દર્શક અંગોને ઉશ્કેરનારા હવસી વિચારો પોતાની મેળે આવવા માંડે છે, એટલુંજ નહીં, પણ આ 'હરીરી' પુષ્કળ જથ્થામાં દમમાં ગયાથી તથા ચાલુ તે ઘેરમાં હવાનો બગાડ કર્યાથી પ્લેગ, ટાઇફોઇડ, મેલેરીયા, ખહી અને ખાસ કરીને તપે-દીક વગેરે જાત જાતનાં શારીરીક દરદો ત્યાં ઉભરી નીકળે છે.

આ "તપે–દીક"ની બીમારી બહુ ગંભીર જીવલેણ રોગ ગણાય છે, કારણકે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમ મુજબ માનવીનાં બંધારણના જે નવ વિભાગો છે તેમાંના એક વિભાગ—જે 'અઝદ'ને નામે અવસ્તામાં ઓળખાય છે તેને એ બીમારી લાગુ પડે છે. આ નવ વિભાગોના અવસ્તા નામો ખુદાની મેહેરથી હાલના બચેલા અવસ્તામાં જળવાઈ રહ્યા છે, અને તે યજસ્નેના ૫૫ હામાં નીચે મુજબ સામટાં મળે છે:

**(ક) સ્થુળ–હાદેસ ભાગો યાને વખતના વહેવા સાથે વધે અને વખતના વહેવા સાથે સંકોચાઇ જાય તેવા જાહેરી ઇંદ્રી થી પામી શકાય તેવા ભાગો:**

(૧) "તનુ" યાને ખાકી શરીર, જેમાં 'ગએથા' યાને અંદરના અવયવો સીવાય તમામ દેખાતો શરીરનો આકાર સમાઇ જાયછે.

(૨) "ગએથા" યાને અંદરના અંગો એટલે અવયવો ( vital organs ), જેવાં કે, દીમાગ યાને ભેજું, ફેફસાં, દીલ (યાને હાર્ટ) ઝીલે નકીર (યાને ભેજાંની બારીક નસો), કલેજું, તલ્લી, શેકમ, હોજરી, આંતરડાં, ગુપ્ત અંગો તથા ગુરદા.

(૩) "અઝદ" યાને 'મવાદી' શરીર, જે તમામ રોગન યાને તેલ જેવા પદાર્થનું બનેલું

હોય છે, અને જે ખાકી શરીરના આબાદ પ્રતીબીંબ સરખું હોય છે.

(ખ) "સુક્ષ્મ-હાહેસ" યાને વખતના વહેવા સાથે વધઘટ પામતા અણદીઠ ભાગો:

(૪) "કેહુરપ" યાને સુક્ષ્મ શરીર જેમાં ઉરવાન અહીંથી રહેલત કર્યા બાદ પણ વાસો કરે છે.

(૫) "તેવીષી" યાને વાસ્ના-શક્તિ, જેમાંથી બધી ખાહેશો ને લાગણીઓ જન્મ પામે છે.

(૬) "ઉશ્તાન" યાને બાતેન સજીવન-શક્તિ, જે જીંદગીને ટેકાવી રાખે છે.

(ગ) "કદીમ" યાને હમેશાના, કદી વધઘટ નહી પામનારા ભાગો:

(૭) "ઉરવાન" યાને આત્મા (soul)

(૮) "બઓઁદાંગ" યાને મીનોઇ જ્ઞાન.

(૯) "ફ્રવષી" યાને સૌથી 'અતલક્'માં 'અતલક્' (શ્રેષ્ટમાં શ્રેષ્ટ) અંશ.

આ "તપે-દીક"ની બીમારી, ત્યારે, ઉપર જણાવેલાં "અઝદ" યાને રોગાની મવાદી શરીરને છેક અંદરખાનેથી લાગુ પડતી બીમારી છે. જેમ કોપરેલની બતીમાંનું તેલ બધું બળી રહ્યા પછી કાકડો કેમ છેલ્લે સળગવા માંડે છે અને બળીને છેવટે ખાક થાય છે, તેમ આ "અઝદ" જે જીંદગીનો કાકડો યાને ખાકી હૈયાતીનો મુળ પાયો છે તે પોતે આ 'તપે દીક'ની બીમારી લાગુ પડવે જાણે કે બળવા માંડે છે, જેથી ખાકી શરીરના સાંધે સાંધા તેમજ તમામ 'ગઓથા' યાને અંદરના અવ-

થવો ઢીલાઢચ થઇ બગડી જાયછે. આ 'તપે દીક'ની બીમારી શરૂઆતથી તે ચોકસ મરતબા સુધી આજના હુસ્યાર ગણાતા ડૉકટરો વટીક પારખવામાં ( Diagnose યાને દરદની પરીક્ષા કરવામાં ) ભુલાવો ખાય છે, કારણકે એ બીમારી અણદીઠ 'અઝદ' યાને 'રોગાની શરીર' માં ખુદ પેવસ્ત થાય છે, કે જે શરીર સુક્ષ્મ 'આબી' ( યાને પાણીને લગતાં ) અનાસરનું બનેલું હોવાથી સાધારણ આંખે યા સુક્ષ્મ-દર્શક યંત્ર વડે પણ જોવાઇ શકાતું નથી. જોકે સુક્ષ્મ અનાસરનું બનેલું હોવા છતાં, 'અઝદ'ને તનુ તથા ગએથાની સાથે 'સ્થુળ હાદેસ'ની ત્રગ-ડીમાં ઉપર ગણવામાં આવ્યું છે, કારણકે મરણ વખતે 'અઝદ'નું તમામ રોગાન 'ગએથા' માં ચુસાઇ જાય છે અને તેથી 'ગએથા' મંદ પડી જવાથી કામ કરતાં અટકી પડે છે, અને મરણ

વખતે શરીર તદ્દન ઢીલું બની જાય છે તેનું પણ કારણ એજ છે. 'અઝદ'ને 'રોગાની મવાદી શરીર' એટલામાટે કહેવામાં આવે છે કે તે તમામ 'રોગાન' યાને તેલ જેવા પદાર્થનું બનેલું છે અને બાકી શરીરનો તે આબેહુબ નમુનો છે. એ 'અઝદ' યાને 'રોગાની શરીર' તો ઉસ્તાન યાને બાતેની ખરી સજીવન શકિત (પ્રાણ) નું ઘેર છે, અને બાકી હૈયાતીનો ખુદ પાયો છે. તેટલાજ માટે 'અઝદ'ની બીમારી જે 'તપે-દીક'નાં સામાન્ય નામે ઓળખાય છે તે કાતેલ ગણાય છે, અને 'દરૂજી-એ-બુજી' નહીં સંભાળ્યાથી અને તેના ઘાડા સંબંધમાં આવ્યાથી એ 'તપે-દીક' લાગુ પડે છે. એ 'તપે-દીક'ના અનેક મરતબા છે, અને એનાં ચીન્હો (Symptoms) મરદ ઓરત માટે નીચે મુજબ રહે છે :—

જાહેરીમાં યાને શરીરનાં સંબંધમાં નીચલી નિશાનીઓ પ્રગટ થાય છે. શરૂઆતમાં લોહી કુમ 'અરપન્દી'માં (યાને પ્રમાણુમાં) જાય છે, જેથી લોહીનાં 'બહુલ' ( Corpuscles red & white—'રાતાં અને સફેદ અનુઓ ) કુમજોર થાય છે, જેથી દરેક સાંધે સાંધામાં કુમજોરી પેદા થાય છે. મોટે ભાગે કુબજીઆત થાય છે. પગનાં તળ્યાંમાં અગન દેખાવ દે છે; ચાલતાં પગ ઉંચકાતા હોય તેમ થાય છે; માથાંનો દુખાવો ચાલુ થયા કરે છે. દસ્તાન ઘણું મંદ પડવાથી વધારે જાય છે, યાતો થોડુ થોડુ ખન્ચાયા કરે છે. 'દતેલાંમ' વારંવાર થયા કરે છે, ('દતેલાંમ.'ની સમજણ માટે જુઓ ઉપર પાને ૧૦૪ મે ) કારણ કે જેમ 'અઝદ'નું ', રોગન' સુકાય છે તેમ 'શોશર' (યાને મની ) કુમી થતી જાય છે. ગુહય

અંગની કમજોરી ને નાતવાની લાગુ પડે છે, જેથી સંસારમાં દુઃખી થાય છે, અને ખોટી શેહેવતનો વધારો થાય છે. જેમ જેમ ખોટી શેહેવત વધે છે, તેમ 'બીનાઇ' યાને જોવાની શક્તિમાં કમજોરી પેદા થાય છે. ખોટી શેહેવતથી મન 'રગબત' (યાને તલપ) કરે છે, જેનાં પરીણામે પેલી જીવલેણ બદી 'શોકથ ગુનાહ' (masturbation) માં જાણુઅજાણુ સપડાય છે. ગુહય અંગની નસો 'સમીઅત' (યાને ઝેર)થી ભરેલી રહે છે, અને નઝદીકી થતાં તુરત 'ઇન્ઝાલ' (discharge) થઇ જાય છે, ને ચાલતાં હાલતાં ગલત વિચારો પેદા થાય છે. ટુંકમાં, આખાં શરીરમાં રફ્તે રફ્તે કમજોરી આવે છે અને દરેક 'ગએથા' મંદ પડતા જાય છે, જેથી ટુંક ઉમરમાં બુઢાપો દેખાવ દે છે. 'કુવતે-પન્જ-ઇ-ઝરવીકરી-જાહેરી' દીવસે દીવસે

મંદ પડતા જાય છે, યાને જે પાંચ જાહેરી 'ઇંદ્રીઓ છે,—નામે (૧) 'કુવતે બાસેરત યાને જોવાની શકિત, (૨) 'કુવતે શામ્મત' યાને સુંઘવાની શકિત, (૩) 'કુવતે સામેઅત' યાને સાંભળવાની શકિત, (૪) 'કુવતે ઝાયકત' યાને ચાખવાની શક્તિ, અને (૫) 'કુવતે લામીસત' યાને સ્પર્શ તથા લાગણીની શકિત—એ પાંચ ઇંદ્રીઓ મંદ થતી જાય છે. 'શોશર' યાને મનીમાં કમજોરી જેમ જેમ વધતી જાય છે તેમ તેમ 'બીમારી-એ-બોલ' યાને પીસાબને લગતી અનેક તરેહની બીમારી તથા 'બીમારી-એ-જાએબીતસ' (આ જાએબીતસ શબ્દ ઉપરથીજ યુનાની અને ઇંગ્રેજી 'ડાયેબીતીસ' શબ્દ નીકળ્યો છે Diabetes) યાને મીઠી પીસાબની બીમારી થોડે યા વધુ દરજ્જે ફેલાય છે, વીગેરે વીગેરે. એ બીમારીના અનેક શાખા છે પણ ચોકસ

દરજ્જાની શાખા ઉપર જ્યારે આવે છે ત્યારે 'બીમારીએ દીક' પણ લાગુ પડે છે જે ઘણું કરીને સ્ત્રીઓનેજ લાગુ પડે છે ને તેની હરીરી પુર બહારમાં શકતીવાન રહે છે. જ્યારે અગાઉ આપણા લોકો 'દરૂજી–એ–પુજી' ની તરીકત પાળતાં હતાં, ત્યારે આવી બીમારી-ઓનું નામ નિશાણુ નહીં હતું, યા તો એ કાર તરફ બીલકુલ 'રગબત' (યાને તલપ) થતી હતી નહીં, અને બાંધો મજબુત રહેતો હતો, અને દરેક રીતે ઉંઘોગી જોમ બદનમાં વ્યાપી રહેતું હતું.

'તપે–દીક'ની બાતેની અસરો તો એથીબી કાતેલ થાય છે. શુભ ખોરેહ કતે થાય છે યાને કપાઇ જાય છે, અને અશોઇ તરફ 'રગબત' (યાને તલબ) મુદ્દલ થતી નથી. બેહયાપણું જારી થાય છે, યાને બેશરમીપણું વધતું જાય

છે. ઉદ્યોગને બદલે અયાસીપણું, આળસાઈ બરપા થાય છે, ઝનુનપણું આવે છે ને તેમાંથી મગજનું સમતોલપણું જતું રહી આપઘાત વધી જાય છે. દીલ ને દીમાગ ( યાને ભેજું ) ઘણાંજ નબળાં પડે છે, ને એ સુક્ષ્મ હરીરી દીલને યાને હાર્ટને ઘણુંજ નુકસાન કરે છે. નીચ વિચારો હમેશાં ગાલેબ આવે છે. ટુંકમાં, દરેક રીતની હરામખુરી, ને જેહેકારી (અનીતી) વધે છે અને 'રગબતે-ખેરાતયત' થાય છે યાને 'ખેરાત-ખોર' બની જાય છે, કારણ કે 'કુવતે- પન્જ-ઇ- ઝરવીકશે- બાતેની' જે ભેજાંની બાતેની, શકતીઓ છે, જેમાં (૧) 'કુવતે હીસ્સેએ-મુસ્તરીક' યાને ઝેહેનની શકતિ, (૨) 'કુવતે મુત્ત-વહામા' યાને વહેમમાં અને પહેલા ખ્યાલમાં લેવાની શકતિ, (૩) 'કુવતે મુત્તખયેલા' યાને વિચાર દોડાવવાની શક્તિ (૪) 'કુવતે મુત્તહાફેઝા'

યાને યાદ રાખવાની શક્તિ, અને (૫) 'કુવતે મુત્તશરરેફા' યાને ખુદ-બ-ખુદ રોશન થવાની શક્તિ—એ પાંચે બાતેની શક્તિઓ જે દીમાગ યાને ભેજાંમાં આવેલી છે, તેને લગતાં બધાં બાતેની ચપ્રા 'દરૂજી-એ ખુજી'થી મંદ થતાં જાય છે, અને દરેક જાહેરી ઇંદ્રીઓને બાતેની ચપ્રા સાથે નિકટ સંબંધ રહે છે, અને એકના બીગાડથી બીજાં ઉપર તુરત અસર થાય છે.

આ રીતે, ત્યારે, 'તપે-દીક'ની બીમારી પોતીકા મરતબા પ્રમાણે 'દરૂજી-એ-ખુજી'થી પેદા થઇને અવ્વલ જે શરીરનો રાજા—'શોશર' યાને ધાત, બની—છે તેનેજ લાગુ થઇને એજ 'શોશર'થી દરેક 'ગએથા' યાને અંદરના અવયવોને તેમાં અકસર કરીને પહેલા દરજાથી દીલ અને દીમાગને અને પછી બીજા અવયવોને પોહોંચી વળે છે, અને પછી ઉપર જે

મુખ્તેસર જણાવેલું છે તે પ્રમાણે દરેક અલા• મત (યાને ચીન્હ) માલુમ પડે છે. વાસ્તે, 'દરૂજી-એ-બુજી'થી ઘણીજ સંભાળ લેવાવી જોઇએ. અકસર કરીને બરજીશી (યાને બ્રેસ્પતીની) જીરમના ઉરવાનો જેઓ બસ્તે—કુસ્તીઆનો તરીકે ઓળખાય છે અને ઉરવાનના દરજજા ના હીસાબે બરજીસી જીરમના ઉરવાનો જે અશોઇમાં હમાજોર થવાની લાયકાત 'બેરેજીસ્ત સ્તોત'થી રાખે છે તે લાયકાતને લીધે તેઓને તો જરૂર બા જરૂર એ દરૂજીથી પરહેજ રાખવાં જોઇએ, અને સંભાળ લેવી જોઇએ, કારણકે એ 'દરૂજી-એ-બુજી'ની હરારત એટલી તો જબુન હોય છે કે એની હરારત બીજી કોઇબી 'હરારતે ગરેબીઆ' કરતાં શરીરનાં મુળમાંજ પેવસ થઇને દરેકે દરેક ગએથાને નિરમુળ કરી

નાંખે છે, જેથી જાહેરી કરતાં બાતેની શકિતઓને મુદલ બરપા થવા દેતી નથી.

આવી રીતની, ત્યારે, આ 'દરૂજી-એ-બુજી' યાને 'દસ્તાન તથા મની કાયદાસર નહીં જાળવ્યાથી ઉત્પન્ન થતી દરૂજી' આવી રીતે ગંભીર નુકસાન પુગાડતી હોવાથીજ આપણુ બસ્તેકુસ્તીઆંનોને તેનાથી દુર રહેવાને ખાસ ફરમાન પેગામ્બર સાહેબે આપ્યું છે.

હાલમાં એ 'તપે-દીક'ની બીમારી ઘણી જાયજ થયલી છે.

એ 'તપે-દીક'ની બીમારી દફે કરવા માટે જરથોસ્તી ધરમે ક્તુમ મુજબ અકસીર ઇલાજ નીચે મુજબ છેઃ 'બુજી'વાળા શખ્સોથી ખુબ સંભાળ રાખવી, ને તેઓથી દુર રહેવું. જો એ બીમારીવાળો 'સફ્રાવી' દેહવાળો હોય તો

વહેતાં પાણી આગળની લીલોતરીવાળી જમીન ઉપર, અને જો 'બલગમી' દેહ ધરાવતો હોય તો સુક્કી જમીન ઉપર, આવી બીમારીવાળાએ વસ્વાટ કરવો જોઇએ. ખાધામાં સોજ્જુ (નેઝાદી) દુધ લેવું, અને મેવો જેમાં તરાવટનો ભાગ યાને 'ગર્મ-ઓ-તર' ભાગ બે દરજ્જામાં યા ત્રણ દરજ્જામાં આવતો હોય તેવો લેવો; બનતાં સુધી ત્રણ દરજ્જામાં હોય તેવો લેવો. ધ્યાન પુગાડીને, તબીયતમાં 'હાઝેમો' યાને 'જરપત કરવાની શક્તિ' તપાસીને મેવો 'રોગને ગાવ' યાને ગાયના ઘીમાં 'નીમ-બીરીઆન' યાને અરધો તળીને આપવો, યા તો કાચ્ચો આપવો. જ્યારે 'તપે દીક'ની અલામત (ચીન્હો) ઓછી થતી જાય તેમ તેમ અકલ અનુસાર વિચારી અનાજ તથા તરકારી જે પણ 'ગર્મ-ઓ-તર' દરજ્જામાં હોય, તે થોડી થોડી આપવી અને

તે 'રોગને ગાવ" યાને ગાયનાં ઘીમાંજ પકાવીને આપવી. એવાં દરદવાળાંને જયારે અનાજ–તરકારીનો ખોરાક લેવા લાગે, ત્યારે રોજ બબ્બે મજેહનાં પાકેલાં જાંબુ આપવાં.

આ તો જાહેરી ઉપાયોની વાત થઇ. બાતેની ઉપાય તરીકે અવસ્તાવાણી જે 'ફૂલકી' (યાને ખ્રુ) સ્નોત બરપા કરનારી હોય તે હાવનની મેહેરમાં ભણવી, જેવી કે હોશબામ, વીગેરે, પણ બનતાં સુધી જેમાં ફ્શુશો–માંથ્રનો વિશેશ ભાગ હોય તેમ સારૂ, અને જેમ બને તેમ 'એરેજોઇશ' (યાને સચ્ચાઇ) માં અને અશોઇમાં જીંદગી ગુજારવી. ફીકર ચીંતા કરવા દેવી નહી.

એક કાતેલ દરદ થવા દઇને તેનો ઇલાજ કરવાના કરતાં તે દરદ થવાજ નહીં પામે તેવી રીતથી જીંદગી ગુજારવામાં ખરૂં ડહાપણ સમાયલું છે, એ તો કોઇ બી સમજુ શખ્સ ના નહીં પાડી

શકશે. ત્યારે, 'દરૂજી–એ–બુજી'થી હમેશાં પરહેજ રહેવામાંજ એકલો સલામત અને ડહાપણુ ભર્યો માર્ગ રહેલો છે, કે જે માર્ગ આપણા વખ્શુરે વખ્શુરાન સાહેબે મરદો માટે 'ઇત્તેલાંમ પરહેજ વાની બાજ' તરીકે અને ઓરતો માટે 'દસ્તાન તથા સુવાવડને લગતા કાયદાઓ' તરીકે આપણને આપણી મુબારક જરથોસ્તી દએનમાં સમજાવેલો છે. ત્યારે, બુસ્તેકુસ્તીઆનોએ પોતાના પાકઝાદ અશો જરથુસ્ત્ર સ્પીતમાન સાહેબે ફરમાવેલી તરીકત ઉપરજ ઉસ્તેવાર રહેવું સજાવાર છે, કારણકે કુદરતને રજેરજમાં પુગી વળવાની તેવણની મહાન 'આસ્ને વીર' નામની અક્કલને અને સમજ–શક્તિને કોઇબી બીજું ગમે તેટલું આગલ વધેલું ઉરવાન પણ પુગી શકનાર નથી, અને તેવણ સાહેબ દાદાર અહુરમઝદના તમામ કાયદાઓ સિવાય બીજું કંઇબી શીખવી ગયા

નથી, વાસ્તે પેગામ્બર સાહેબના ફરમાન-બર-દારો ખુદ દાદાર અહુરમઝદના હુકમોનેજ માન આપનારા છે. 'દરૂજી-એ-બુજી' સંભાળવાથી 'દરૂજી-એ-સએની' તથા 'દરૂજી-એ-નસુશ' પોષણ થવા પામતી નથી, જેથી વળી દુન્યામાં આપણી આજુબાજુ પણ આબાદી અને ફાયદો થાય છે અને 'રપેન્તો'નો ગુબાર થઇને દુન્યા આબાદ બને છે. એક બસ્તે-કુસ્તીઆંન, ત્યારે, તરીકતોનો અમલ કર્યાથી પોતાને એકલાનેજ ફાયદો કરે છે એમ નથી, પણ સાથે સાથે કુલ સૃષ્ટિને આબાદ કરવામાં કીમતી ફાળો આપે છે. તેથીજ આપણા ધર્મને સૃષ્ટિનો ધર્મ કહેલો છે. તરીકતો ઉપર સાબેત કદમ રહેનારાજ બસ્તે-કુસ્તીઆનો, ત્યારે, ખરા પરમાર્થી અને પરગજુ (altruistic) ગણાવા જોઇએ, અને જેમ ગમે તેમ પૈસો પેદા કરી તેની જેમ

ગમે તેમ કહેવાતી સખાવત તરીકે વહેંચણી કરી બધેબધ દરૂજીનાં ધામો તથા દરૂજીને લગતી સંસ્થાઓનો ફેલાવો અને ઉમેરો કરનારાઓને 'પરમાર્થી' અને 'પરગજુ' કેહવા એ આ જમાનાનું મોટામાં મોટું જુઠાણું છે.

આજે તો એવો પવન ફુંકાયલો છે કે જેમ જેમ ડાકટરો વધશે ને લોકોને ડાકટરી જ્ઞાન ઉપર ટપકેતું આપશું તો તેથી લોકોની તનદુરસ્તી વધશે, અને તેટલામાટે 'નરસીંગપણું' (યાને નર્સ થવાનું) તથા ડાકટરીપણું શીખવવાની મોટી હીમાયત કરવામાં આવે છે. પણ એવી રીતની કેળવણીથી તો અંદરથી જેહેકારી (યાને અનીતી) વધી પડે છે, અને એવા અકુદરતી ઉપાય લીધાથી દુન્યા મનથી તથા તનથી આબાદ બનતી નથી, પણ સામી એવા અકુદરતી ઉપાયથી 'દરૂજી—એ-સએની' (સમજણ

માટે જુઓ ઉપર પાને ૪૯૮ મે )નું જોર દીન પરદીન વધતું જાય છે, અને લોકોનાં અપ્રમાણીક વિચારોને તથા લુચ્ચાઇ લફંગાઇને અને કાવા-દાવાને ચાલુ ઉત્તેજન મલે છે, અને દુન્યામાં ઘણીજ નાતરસાઇથી લોકોમાં ખુના મરકી ને કાપાકાપી થાય છે અને દુન્યા આબાદ થવાને બદલે બરબાદ થતી જાય છે. જેઓ ઉઘાડી આંખે ફરે છે તેઓ આ બીનાની સચ્ચાઇ અનુભવથી કબુલી શકશે. જ્યાં સુધી કુદરતી ઉપાય લેવાશે નહીં, ત્યાંસુધી બાળમરણનું, બીનાઇની યાને આંખની નબળાઇનું, દીલ-દીમાગ યાને ભેજાંની, તથા શેકમ અને શોશર (યાને ધાત મની) ની નબળાઇનું, વીગેરે, વીગેરેનું કાંઇબી કાર્યસાધક પરીણામ આવશે નહીં. વાસ્તે જે એકલો કુદરતી ઉપાય રૂઝે-અવ્વલથી રૂઝે-આખેર સુધી નિરમાણુ

થયલો છે તે જરથોસ્તી તરીકત, તરીકત અને તરીકતજ છે. તરીકતજ પેગામ્બર સાહેબે આપણુને કુદરતી ઉપાય તરીકે આપેલી છે; બાકીનું તો આપણે આપણી માની લીધેલી અક્કલથી જેબી કાંઇ કરીએ તે ફોકટ છે. ટુંકમાં એટલુંજ યાદ રાખવું કે જેમ અહુરમઝદી કાયદો મીથ્ર (યાને વિચાર શકિત), માંથ્ર (યાને વાચા શકિત) અને અશોઇથી ભરપુર છે તેજ કાયદે પઇત્યોગેત યાને કેશાશ ઉભો થાય છે, અને તેજ કાયદેથીજ 'મારેફ્તે ક્ષથ્રવઇર્ય' યાને 'ઇચ્છવા જોગ સતા' આપણા ઉપર ભોગવાય છે, યાને કુદરતમાં જે કાંઇ ભલું પડેલું છે તેવું ભલું કરનારને ભલું મલે છે અને તેથી ઉલટા ચાલનારને કુદરત દુઃખદરદ આફત રૂપે શિક્ષા પુગાડે છે. એવાં ઇલ્મનું બારીક અવલોકન કરીને આપણા

વખ્શુરે વખ્શુરાંન સાહેબે આપણને તરીકત તરીકેજ એકલો રામબાણ ઉપાય (Panacea) સુચવેલો છે. વાસ્તે, જ્યાં સુધી કુદરત–અનુસાર તરીકત પાળશું નહીં, ત્યાં સુધી ગમે તેટલા બીજા અસંખ્ય ઉપાયો કાંય નહીં કરો, પણ તે કદી કારગત લાગવાના નથી.

આપણા ડાકટરો જો આ બાબદમાં પોતાની વૈદક વિદ્યામાં આગલ વધી મેગનેટીઝમનાં ઘણાં આગલ વધેલાં સિદ્ધાંતો ઉપર ધ્યાન આપી, દસ્તાન અને સુવાવડને લગતી બાબદમાં એલાહેદાં રહેવાનો અને નીચે બેસવાનો કાયદો પાળવાની સલાહ આપતા થાય તો ખચીત કોમને અનેક રીતે ફાયદો થવા પામે.

માળ ઉપર બેસ્યાથી આસપાસનાઓને તથા ભાડુતોને બધી રીતે નુકસાન થાય છે, એટલુંજ નહીં પણ ખુદ તે માળ ઉપર બેસનાર ઓરતને

પણ ઘણી રીતે નુકસાન થાય છે. માળ ઉપર બેસ્યાથી પેલી બધી હરીરી નકર જમીનમાં નહીં ખેંચાયાથી તે ઓરતના પોતાના દમમાંબી પુષ્કળ આ સુક્ષ્મીક જંતુઓ જાય છે, અને પરીણામમાં તે ઓરતના વિચારો હવસથી ઉશ્કેરાયલા રહે છે, અને પોતાના ઓલાદ વધારવાનાં અંદરનાં અંગોને હરેક રીતે નુકસાન થવાનો સંભવ રહે છે, અને ખાસ કરીને તપે-દીકની જેટલી બીમારી છે તે જરૂર થાય છે. અસલના બાનુઓ દસ્તાનવાળી હાલત વખતે નીચે નક્કર જમીન ઉપર બેસીને 'તરીકત' મુજબ રહેતાં હતાં તેથીજ તેઓની કમરનો બાંધો, ખોરેહ, રૂહાંની, તથા ખરેખરી ખુબ સુરતી તેઓ ધરાવતાં હતાં. હાલની ઓરતો પોતાનાં માથાંના બાલ ઉઘાડા રાખી આપણી સમક્ષ 'દરૂજી-ઇ-હીખ્ર' ઉભી કરીને 'દરૂજી-ઇ-

બુજી'ને ઉલટું જોર આપેછે તથા દસ્તાનવાળી હાલતમાં બીલકુલ દુર નહીં રહીને યાતો માળ ઉપર બેસીને, ' દરૂજી-ઇ-બુજી 'નો પ્રવાહ ઉભો કરે છે. પરીણામમાં, 'વારના' યાને મેગ્નેટીક અસરોના આપ-લે ( magnetic exchange) ને કાયદે સામાન્ય રીતે કોમના શખ્સોના વિચાર આચાર આંકોશ વગરના અને હલકા પ્રકારના તથા હવસી થતા જાય છે. આવી રીતે કોમની અંદરથી હરેક બાબદમાં પુરૂષાર્થ (indivi-duality) તથા જાતી-આંકોશ (self-control જતાં રહેવા માંડે છે. જ્યારે કોમ આવી રીતે કુદરતના નીતીના માર્ગથી વેગળી થાય છે ત્યારેજ કોમ હીચકારી બનતી જાય છે, અને કોઇબી બાબદમાં ધાંધલ કરીને ઠંડાગાર થઇ જાય છે, અને કોમની અંદરથી એકયતા જતી રહે છે. કુદરતના કાયદા મુજબ ચાલ્યાથી, કુદરતનો

કાયદાસરનો અન્ન-ફળ-મેવા-દુધનો ખોરાક ખાવાથી કોમ નબળી યા હીચકારી બનતી નથી, માથાંબાનાં બાંધ્યાથી યા ટોપી ચાલુ રાખ્યાથી કોમનું નખોદ વળી જતું નથી, પણ જ્યારે અત્રસ્તા અભ્યાસીઓ, કોમના આગેવાનો, દસ્તુર સાહેબો, યા જાહેર પત્રો કુદરતના કાયદાઓ જે બધાં જરથોસ્તી દએનનાં ફરમાનો છે તેને પોતાની અંગત મતલબોને ખાતર લાત મારવાની બલામણુ કરે અને ઘણીજ ગલીચ ભાષામાં મોતેબર ફરમાનોને હસી કાહાડે, ત્યારેજ કોમની દલીદ્રતા અને પડતી દશા આવવા માંડે છે, અને પછી કોમની ઉન્નતી માટેનો સવાલ ઉભો થાય છે.

આ બાબદ ઘણીજ નાજુક છે, અને દસ્તાન વાળી હાલત કેટલી બધી રીતે, કાયદાસર તે વખતે નીરંગ વગેરે વાપરીને નહીં રહયાથી

નુકસાન કરે છે તેની બારીકીમાં હવાં ઉતરવામાં કંઇ સાર નથી. દસ્તાનવાળી ઓરત માટે નીરંગ ખોરેહને સ્વચ્છ કરનાર દવા (magnetic disinfectant) તરીકે કેવો કારગત લાગે છે તે સમજ્યા વગર જરથોસ્તી દએનનાં ફરમાનોને હસી કહાડવાં જોઇતાં નથી.

જયાં માળ ઉપર એવી હાલતમાં સ્ત્રી હોય છે, તે મકાનમાં કોઇબી બરસ્નુમવાળા યઓજ-દાથ્રેગરથી જવાઈ શકાતું નથી અને જો તે જાય છે તો તેનું બરસ્નુમ રદ થાય છે, કારણકે બરસ્નુમની મહાન ક્રીયાથી પોતાનાં ખોરેહની જે પવીત્રાઈ તેણે મેળવેલી હોય છે તે એકદમ આવી બદ-મેગનેટીઝમની અસરથી કપાઇ જાય છે. જે ઘેરમાં માળ ઉપર આવી દસ્તાનવાળી હાલતમાં સ્ત્રી દુર બેઠેલી હોય યા ફરતી હરતી હોય તે ઘેરમાં કોઇબી માળ ઉપર તથા ભોંય

તળેજ વટીક ગુજર પામેલાંઓ માટે 'અશોઇ'ના પ્રવાહો મોકલવાની બધી અઇપીની કીયાઓ કદી થઇ શકે નહી.

આપણે જોઇ ગયા છીએ કે ભોંયતળયેજ આવી હાલતવાળી સ્ત્રી બેસે તોજ નક્કર સુફી જમીનનો પ્રવાહ પેલાં ખરાબ મેગનેટીજમને એકદમ પોતા તરફ ખેંચી લઇ, 'અસરે તારીકી' દુર કરી, 'અસરે રોશની'માં તે પ્રવાહને ચાલુ ફેરવ્યા કરે છે, અને તેવાંજ ઘેરમાં કીયા કામો વાજબી રીતે થઇ શકે છે. કીયાઓની અસરનો જમીલો વાતાવરણમાંથી પસાર થઇને અણુદીઠ આલમમાં કેવી રીતે જાય છે તે જયારે આપણે સમજીએ છીએ,—"મહેરે અઇપી" તથા "મહેરે પઇરી" નામના જે મહેર ન્યાયશામાં જણાવેલા બે "દખ્યુ" યાને વિભાગો (realms) છે તે બેઉ વિભાગો કીયાકામ વખતે શું ખીસ્કારી

બજાવે છે તે બારીકીથી જ્યારે સમજીએ છીએ, ત્યારે, ંમાળ ઉપર દસ્તાનવાળી ઓરત બેસીને આખાં ઘેરની "અછપી" યાને આસપાસની હવાનો સુક્ષ્મ ભાગ કેવો બગાડી નાંખે છે તે બીના ધ્યાનમાં ઉતરી શકે છે, અને આ બીના ધ્યાનમાં ઉતરયા પછી તે ઘેરમાં નીચે ભોંય-તળયે યા ંમાળ ઉપર ક્રિયાકામ કરાવવાનું કમ-કમાત ભરેલું લાગે છે અને લાચારીએ અગ્યા-રીમાં સોંપવું પડે છે, જે અલબતાં ઘેરની ક્રિયાકામ કરતાં ઘણી રીતે ઘણાં કારણોસર ઘણીજ ઓછી અસરકારક નીવડે છે, કારણકે કોઇબી ગુજર પામનારની અછપીનીં ક્રિયા તેના કુટુંબના વસ્વાટની જગ્યાએજ થવી જોઇએછે. આ "અછપી"ની ક્રિયાઓ શું છે અને તે ઘેરમાં નહીં કરાવ્યાથી શું નુકસાન થાય છે તે બાએ ખાસ જીુદું લખાણુ આ કેતાબમાં લંબાણુથી

આપેલું છે. આવી રીતે દુર બેસવાના એક ધાર્મીક રેવાજને ફેશન અને સુધારાની ધુંધમા મુકી દીધાથી, ક્રીયાકામો ઘેરમાંથી બીલકુલ નીકળી જાય છે, અને જે ધાર્મીક ક્રિયાઓ વગેરેનો છાપ નાનાં બાળકોની નજર આગલ તેઓનાં મગજ ઉપર પડવો જોઇએ તે પડી શકતો નથી. ધાર્મીક કેળવણી તો નાનપણુથી ઘેરની ધાર્મીક રાહરસમો, તરીકતો તથા ક્રીયા કામો વગેરે ઉપરથીજ શરૂ થવી જોઇએ છે, અને આવો નાનપણુનો ધાર્મીક લાગણીનો છાપ ભવીષ્યમાં કદીબી નીકળી જતો નથી.

એક બીજી બાબદ તો ઘણીજ કમકમાટ ભરેલી છે, અને તે આ છે કે જયારે કોઇ ગુજર પામે છે, ત્યારે માળ ઉપર પારસી બાઇ સાહેબો દસ્તાનવાળી હાલત સાથે બેસી રહેછે. આ વખતે આખા ઘેરને કેવો અપવીત્ર રીતે

ગેરફાયદો થાય છે તથા તે ગુજરેલાં રવાનને કેટલું નુકસાન પુગે છે તે "દરૂજી-ઇ-નસુશ" તથા "દરૂજી-ઇ-ખુજી"ના મેળાપની બાબદ ઉપરથી ખ્યાલમાં આવશે. મરણ પામેલાંની લાશ 'નસો' યાને કોહી જતી ચીજ છે, અને દસ્તાનવાળી ઓરતની નજર યા તેનાં બદનનો બદ-પ્રવાહ તે ઉપર પડવાથી તે "નસા"નું જોર દશગણું વધી જાય છે. દસ્તાનવાળી હાલતમાં તે સ્ત્રીની નજરના તેમજ બદનના મેગ્નેટીક પ્રવાહમાં ખુદ સુક્ષ્મીક અણુદીઠ 'હરીરી' (microbes) રહેલી હોય છે, અને તે નજર યા પ્રવાહ સોજજાં બીયાં, ખેતી, ફળફળાદી વગેરેમાં જીવડાઓ ઉત્પન્ન કરે છે, કારણકે દરૂજી-ઇ-ખુજીથી 'હરીરી' પેદા થયલી છે. એજ કાયદાને આધારે જો લાશ જેવી મુરદાળ ચીજ ઉપર તેની નજર યા બદનનો પ્રવાહ પડે છે

તો લાશની ઉપર ગલબો કરતી 'દરૂજી-દ-નસુશ'
તથા પેલી સ્ત્રીની નજર યા બદનમાંથી બહાર
પડતો 'દરૂજી-ઇ-બુજી' આ બે પ્રવાહનો મેલાપ
થયાથી "દરૂજી"નો જોશ ઘણોજ વધી પડેછે,
અને જે 'દરૂજી-ઇ-નસુશ'નો જોશ અટકાવવાને
ખાતર સચકાર, ભણુતર, ગેહસારણું, વીગેરે
કીયાઓ તે વખતે કરવામાં આવે છે તે બુલંદ
કીયાઓને પેલી ઓરત તદન અસર વગરની
બનાવી દે છે.

વળી, જે પહેલા ત્રણ દીવસની કીયા તેમાંથી
આ બાઇ સાહેબો મોટી ખલલ કરે છે, કારણકે
બોંય આગલના ચાલુ યસ્તેગાંન, રાતની દર-
રોજની સરોશનાં પાત્રાંની કીયા તથા પાદરૂજ યાને
પાછલી રાતનાં ઉઠમણાંની મહાન કીયા તથા
ચેહારમના આફ્રીનગાંન જેવી સૌથી અગત્યની
કીયાઓની અસરમાં ઘણીજ ન્યુનતા 'દરૂજી-દ-

બુજી'ના પ્રવાહને લીધે આવે છે, અને જેટલાં પ્રમાણમાં આ કીયાઓએ પોતાની અસર કરવી જોઇએ તેટલા પ્રમાણમાં બીલકુલ આ માળ ઉપર બેસવાના કુધારાને લીધે અસર થઇ શકતી નથી.

કીયાઓના જેવા સારા મેગનેટીક પ્રવાહો આસ્માન તરફ ઉંચે ખેંચાય છે, જયારે ખરાબ મેગનેટીક પ્રવાહો જમીન તરફ હમેશાં ખેંચાય છે—આ 'ઉસ્લવુજુબ' યાને કુદરતનો અચુક કાયદો છે; અને આ કાયદાઓને આધારે દસ્તાનવાળી હાલતમાં માળ ઉપર નહીં બેસવા માટે ખાસ તાકીદ ફરમાવવામાં આવી છે. જયારે ચોકસ પ્રમાણમાં એવા ખરાબ મેગનેટીક પ્રવાહો હવામાં ફેલાયલા હોય છે, ત્યારે જમીનની આકર્ષણ શકતી તેના ભરતઆ પ્રમાણે તે પ્રવાહો ઉપર ગાલેબ આવી શકતી નથી, જેનાં પરીણામે

કુદરતના પ્રગટીકરણુને કાયદે 'તેહેદરપે–તેહેદરપે' યાને ધીમે ધીમે (gradually) કુત્તે તની, કુવતે હુમ–ખ્પીશી, કુવતે એખલાકી, કુવતે ઝમીરી, અને છેક છેલ્લે કુવ્તે રૂહાંની ઉપર તે બદ પ્રવાહોની ઘણી માઠી અસર થાય છે. પરીણામમાં કોમમાં જેહેકારી યાને અનીતી, ભીખારીપણું, હીચકારાપણું, દુરઅંદેશીની ગેર-હાજરી, તનીનાં યાને શરીરને લગતાં દરદોમાં 'તપે દીક' જે જાક્ષેમમાં જાક્ષેમ દરદ છે વીગેરે વીગેરે થઇને ઓરત પુરૂષનાં અંદરના દરેક ગએથામાં ન્યુનતા આવીને તેઓનાં સરશોકમાં જે 'ઉસુલ ગોહોર' યાને અસલ ખ્પમીર રહેલું છે તે કુદરતને અચુક કાયદે સોશન થાય છે, અને તેથી આવતી ઓલાદમાં દરેક 'શાખાએ–કુવ્તે–તની'માં એટલે કે શરીરના દરેકે દરેક મુખ્ય અવયવોમાં 'ગુને–પરવર' યાને 'દરેક

ગએથાની પરવરશી કરનાર નુર' હોતું નથી. આવી રીતે ભવીષની ઓલાદ દરેક ગએથામાં નબળી પેદા પડે છે અને જાહેરી તેમજ બાતેની ઇંદ્રીઓના કુવતો કમજોર તેઓનાં પ્રમાણુ પ્રમાણે થાય છે. આવી રીતે ઓધે ઉતરવાને કાયદે દીનપર–દીન કોમ નબળી અને નબળી પડતી જાય છે. તેટલા માટે નકામો પુકાર કરવો મીથ્યા છે. ઉપર ઉપરથી તકલીદી સુધારાના ગાબર ગુબર કરવાના ફાંફાં મારવાના રહેવા દઇને જે ખરેખરો સુધારાનો માર્ગ આપણા વખશુરાંન સાહેબે પોતાની આસ્ને વીરથી બતાવેલો છે તેજ ખરો એકલો માર્ગ—જે ઉસુલ્યાતી તરીકતનો છે––તેજ માર્ગ કોમે હજીબી પકડવો જોઇએ. બાકી તો ગમે એટલું કરો પણ આવા હાલનાં પોકલ કહેવાતા આર્થીક સુધારાથી કાંઇ પણ સારું પરીણામ આવશે નહીં, કારણકે

હાલની જે કહેવાતી ઉંચી કેળવણી છે તે કેળવણીની પધતી 'તુરફ્ફા' યાને ચહડયાતા દરજ્જામાં નહીં આવતાં તનજ્જુલ યાને ઉતરતા દરજ્જામાં આવે છે, તેથીજ તેનાં પરીણામો ઉલટાં આવે છે. હવે આપણી જીરમના કાયદા અનુસાર, બીજી જીરમના ઉરવાનો કરતાં આપણી જીરમના ઉરવાનો જે ઉંચા મરતબાનું ગુને-પરવર યાને જીવનશકતીનું નુર ધરાવે છે તેથી, બીજી જીરમનાં ઉરવાનોને જે નુકસાન તેઓના 'ગુને-પરવર'ના મરતબા પ્રમાણે થતું નથી તેથી વધારેજ આપણા ઉરવાનને થાય છે, તેથીજ એવા કુદરતના અચુક કાયદાઓ સમજીને આપણા વખ્શુરે વખ્શુરાન અશો સ્પીતમાન જરથુસ્ત સાહેબે આપણુને યાને બરજીશી જીરમનાને ઘણીજ બારીક તરીકતો આપણા ઉરવાનને રૂચે એવી તરીકતો ખાસ ફરમાવેલી છે તે મુળ ધ્યાન આપવાજોગ છે.

હવે, ત્યારે આ બાબદના છેડા ઉપર આવતાં આપણે એટલુંજ કહીશું કે જે જે દીની ફરમાનો હાલની કેળવાયલી મગજશકતીને "વહેમ" યા "ખાલી ફોકટના રેવાજ" જેવા લાગે છે, તેમાં ધર્મને આધારે પુષ્કળ વજુદી, બેહદ મહત્વતા સમાયલી છે; અને તેટલામાટે નીચે દુર બેસવાના તથા તે વખતે નીરંગ વાપરવાના જે ખાસ અસલ કાયદા છે તેને છોડી દીધાથી ઘણી રીતે કોમની પડતી દશા કુદરતી કાયદે આવે છે તે બીના ખુબ યાદ રાખવી. આવાં સાયન્ટીફીક મતલબ ધરાવનારા દીની ફરમાનો જો નહીં સમજ પડે તો તે મુંગે મહોંડે પાળ્યા કરવામાંજ કોમનો લાભ સમાયલો છે, અને તેને સુધારવાં માટેની ધાંધલો કરી પૈસા ખરચવામાં કોમનું નખ્ખોદ છે. પૈસો 'રાદી' સખાવતમાં ખરચ્યાથીજ કોમનું હીત ખરેખર જળવાય છે, અને છોકરીઓ

માટે ઓરફનેજો જેવી 'ગેરરાદી' સંસ્થાઓ ઉઘાડી ત્યાંના મુતવલીઓ સુધરેલા વીચારના થઇને ગરીબ અનાથ છોકરીઓ પાસે "દુર બેસવા" જેવાં દીની ફરમાનો ફરજ્યાત મુકાવી દે, અને એ પ્રમાણે બીજાં જેટલાં બી માઠાં પરીણામ આવે તેનો દોષ એ ખાતાંઓ કાઢનારાંઓ, ચલાવનારાંઓ, તથા તેમાં પૈસો ભરનારાઓને માથે રહેશે. એજ પ્રમાણે ગરીબો માટે સસ્તાં ભાડાંનાં મકાન બંધાવવાનાં કોમી કાર્યમાં પણ ગરીબ કુટુંબો માળ ઉપર દુર બેસે યા અખારા કરે, અને કીયાકામની જોગવાઇ આવી અડચણને લીધે નહીં બનાવાથી તે કરવાનું મુકી દે તેનો દોષ એ ખાતાંઓમાં પૈસો આપનારાઓ તેમજ તેના મુતવલીઓ ઉપર રહે છે, કારણકે આ સખાવત "રાદી" નથી. કુદરતમાં જે પૈસો સખાવત તરીકે આપ્યો હોય અને

તેનું પરીણામ જો ધર્મનાં ફરમાનો મુકી દેવ-ડાવવામાં અને 'અસરે તારીકી' વધારવામાં મદદ કર્તા થાય તો તે પૈસો સખાવતમાં નહીં પણ "ગેરરાદી" યાને ખોટી રીતેજ વાપરેલો ગણાય છે, અને તેની જોખમદારી તે પૈસા આપનારને માથે રહે છે, કારણકે તે પૈસાથી 'અસરે તારીકી'જ પેદા થાય છે, જેથી તે સખાવતને 'ગેરરાદી' ગણેલી છે.

## ગુજરેલાંઓની ક્રીયાઓ: તે કાંહાં કરાવવી જોઇએ? ઘેરમાં કે દરેમેહેરમાં?

આ તો જાણીતી વાત છે કે આપણા બાપદાદાઓ જેઓ પેગામ્બર સાહેબના કોલ ઉપર હમેશાં ઉસ્તવાર રહેતા હતા તેઓ હમેશાં મરણ પ્રસંગની ક્રીયાઓ બે ભાગમાં કરાવવાનું જરથોસ્તી દએનના

કોલ મુજબ વાજબી લેખતા હતા: આફ્રીન્ગાન, દરૂન, બાજ, ફ્રવર્દેગાન યાને મુકતાદની ક્રીયાઓ જેવી બધી ક્રીયાઓ હમેશાં ઘેરમાંજ થવી જોઇએ, અને યજશ્ને, વંદીદાદ, હમાયશ્ત વીગેરે મોટી પાવમેહેલની ક્રીયાઓજ ફકત આતશ બેહેરામ કે આતશ આદરાનમાં કરાવવી જોઇએ, એ કાયદો હમેશાં તેઓ પાળતા હતા. પણ મુંબઇનાં મકાનોમાં માળેમાળ રહેવાનું થયું, ને ઘરમાં બાજ ધરવાની જગા ઘેરવાળાઓએ જેમ હાલમાં માસીક માંદગીવાળી ઓરતોને ઉપર બેસવાનો ચાલ પાડયો છે તેમ તે વખતે નહીં રાખીને કબસે આદરીઆનમાં બાજ ધરાવવાની કીધી,—તેબી દરેક કુટુંબની જુદી નહીં પણ જુદાં જુદાં કુટુંબોની સામટી અનજુમનમાં તદન ખોટી રીતે ધરાવા લાગી—તે વખતથીજ જે ખરો રીવાજ હતો તે બેદરકારીથી નીકળી ગયો, જોકે હાલમાં બાહેરગામમાં તો ઘેરેઘેર નીચે બાજ ધરાવવાનો ચાલ હજીબી મોજુદ છે. પણ અઇપીની ક્રીયાઓની ખોરવણીની

આ રીતે પેહેલ થઈનેજ અટકી નહીં, પણ વળી તેથીને વધારે હાલમાં આપણા લોકોમાં સંજોગો ઉલટાઇ ગયા છે, અને જે ક્રીયાઓ ઘરમાં થાય તોજ તેનું ખરૂં કાર્યેસાધક ફળ નીપજે તેવી આક્રીન્ગાંન, દરૂન, બાજ, ફરવર્દેગાંન જેવી સઘળી ક્રીયાઓ ઘેરમાં કરવાનું કાઢી નાંખી, દરેમેહેર કે આતશબેહેરામમાં પોતાના પંથકીને કરવા સોંપી દે છે. પણ આ પગલું અજ્ઞાનપણાંમાં ભરચંથી આપણાં લોકોએ પોતાને કેટલું બધું નુકસાન કીધું છે તેનો ખ્યાલ નીચેનાં લખાણપરથી સ્પષ્ટ આવશે.

જરથોશ્તી દએન મુજબ, હરેક બસ્તે-કુસ્તીઆંન ગુજર પામ્યા પછી તેની ક્રીયાઓ બે ભાગમાં વહેંચાઈ જાય છે: **એક, સાદી (હુશમોરદી) ક્રીયાઓ** (કે જે **"અદાપી"** ની ક્રીયાઓ તરીકે પણ ઓળખાય છે); **અને બીજી, પાવમેહે-લની ક્રીયાઓ.** પાવમેહેલની ક્રીયાઓની અંદર વંદીદાદ, વીસ્પરદ, નીરંગદીન, હમાયશ્ત, પારતા,

વીગેરે સમાઈ જાય છે, જે બુલંદ ક્રીયાઓ હરવીસ-ગાહ યાને પાવમેહેલમાં બરશ્નુમવાલા યઓજદ્દા-થ્રેગર સાહેબોજ કરી શકે છે. એ મહાન ક્રીયાઓનો 'મેગ્નેટીક કરન્ટ' યાને વીજળીક પ્રવાહ હમેશાં આતશે વરાહરાંન યા આતશે બેહરાંમની મારફતે આતશે આદરાંનજ ખેંચી શકે છે, અને તેટલા માટે તે ત્યાંજ થવી જોઇએ, તોજ બહુ કાર્યસાધક પરીણામ આવી શકે છે. પણ જે ક્રીયાઓ 'હુશ-મોરદી' યાને સાદી છે,—જેવી કે બાજધરનું, ફ્રવશી, આફ્રીનગાંન, ફ્રત્રરદેગાંન, ગાહમ્બાર, જશન, ફરેસ્તા, સીરોજા, રોજગાંન (યાને ગુજરેલાંઓની યાદમાં રોજ થતાં આફ્રીન્ગાંન), માહીગાંન (યાને ગુજરેલાંઓની યાદમાં મહીને મહીને પડતા અવ સરોની ક્રીયા), સાલીગાંન (યાને ગુજરેલાંઓની યાદમાં વરસે વરસે પડતાં ટાંકણાં) ની ક્રીયા વીગેરે વીગેરે—તે બધી ક્રીયાઓ તો ફકત (૧) જ્યાં ગુજરનારના અતલગના કે દુરના મરતબા પ્રમાણે ખેશીઓની "અઈપી" જ્યાં બંધાયલી

હોય યા તો (૨) જ્યાં તે ગુજરનારનાં દોસ્ત-આસ્નાવો ખેશી મીસાલ હોય તેવાં લોકની "અઇપી" જ્યાં બંધાયલી હોય ત્યાંજ બધી થવી જોઇએ. આ 'અઇપિ' એટલે શું તે આપણે હવે બારીકીથી જોઇશું.

મેહેરના જે સાત વિભાગો થયલા છે અને જેને મેહેર ન્યાયશ તથા યશ્તમાં 'અઈવિ-દખ્યુ," "અન્તરે-દખ્યુ," "આ-દખ્યુ," "ઉપઇરિ-દખ્યુ," "અદઇરિ-દખ્યુ," "પઇરિ-દખ્યુ," અને "અઇપિ દખ્યુ" નામો આપવામાં આવેલાં છે, તેમાંનો છેલ્લો જે "અઇપિ-દખ્યુ" છે તેની મોરાદ એ છે કે દરેક શખ્સ પોતાની આસપાસ જે વાતા-વરણ પોતાના વિચારઆચાર, રહેણીકરણીથી ચાલુ ઉભી કરે છે અને જેની અંદરથીજ ઉપરથી આવતા આસ્માનોના પ્રવાહો છેવટે આરપાર પસાર થઈ તે માણસના કેશાશના સુરકબ સાથે તેને સુખ દુઃખ ચોકસ હદની અસ્પંદી સુધી ચાલુ પોહોંચાડે છે, અને ચોકસ હદની અસ્પંદી ઉપરાંત

તેનો કેશાશ બરપા થાય છે, તેવી "અઈપિ"ની યાને હરેક શખસની લગોલગ નજદીક કામ કરતી પોતીકી વાતાવરણને (Personal magnetism) "અઇપિ" તરીકે ઓળખાવેલી છે. ત્યારે એ કાયદા મુજબ ગુજરનારની જયાં "અઇપિ" બંધાયલી હોય, તે જયારે જીવતો હતો ત્યારે તેની સાથે રાત દીવસ જેઓ વધુ આકર્ષણ— પછી તે લોહી, તોખમ, ઓદાન, શીર, તેવીષી, વાસ્ના, કે અતીષ પ્યારથી થયું હોય તે-માં વસ્યાં હોય તેવી મેગ્નેટીક ખેંચાણવાલી વિચાર-વાતાવરણ જયાં ઉભી થઈ હોય, ત્યાંજ અંતઃ કરણ સાથના મીશ્ર (યાને વિચાર) ગુજરેલાં ઉરવાનને માટેના બની શકે અને તેવાજ મીશ્ર પેલાં ઉરવાનની ક્રવષીને પોહોંચી તેને વળતું ખેંચાણ કરી શકે છે. "અઈપિ" વગર ઉરવાનનાં ભાનનું ખેંચાણ અહીં થઇ શકતું નથી.

આપણામાં ફકત જે ગુજરેલાં ઉરવાનના અહીં કોઈબી ખેશી કે દોસ્તઆસ્નાવો નહી રહ્યાં હોય

તેવાઓનાજ અપવાદના બાબમાં "શાયસ્ત લા શાયસ્ત" યાને ન છુટકે તે ગુજરેલાં ઉરવાનની કીયાઓ તેનાં કુટુંબ સાથે સંબંધ ધરાવતા પંથકીને સોંપવામાં આવતી હતી, કારણ કે તે સીવાય બીજો કોઈબી ચારો નહી હતો. પણ જ્યાં સુધી મરનારનાં કોઈબી મરતબા પ્રમાણેનાં ખેશીઓ દાખલા તરીકે તોખમ, ઓદાન, શીર વાસ્નાના મરતબા પ્રમાણેનાં ખેશીઓ તેમજ જીવેજાન દોસ્તો હયાત હોય ત્યાં સુધી તો તે મરતબા પ્રમાણે ખેશીઓનાં લોહી, તોખમ, વાસ્ના, મીથ્ર, મોહબત વીગેરેની અસરથી જે એક બળવાન મેગ્નેટીક પ્રવાહ બંધાય છે, તે પ્રવાહની અંદરજ કીયાકામ કરાવવી જોઇએ. હવે જે ઉ:વાનો અહીંથી રહેલત પામી પોતીકાં સુક્ષ્મ કેહરપની અંદર અનદીઠ આલમમાં રહીને પોતીકા મીથ્ર પોતીકા ચહડઉતર મરતબાના ખેશીઓ તરફની કીયાની આશાથી ચલાવ્યા કરે છે તે વખતે જો અહીંના તેનાં જીવતાં વ્હાલાંઓ તરફથી

બંધાયલી આ "અઇપિ"નું ખેંચાણ તે ક્રીયા-કામ થતી વખતે હાજર નહી હોય તો ઉરવાનોનાં ઉપલા મીગ્રની ખાસ્તર (યાને વિજળી) અહીં ખેંચાતી નથી, અને આવી રીતે "અઈપિ"ની બહાર 'હુશ્મોરદી' ક્રીયાઓ કરાવવાથી તે ક્રીયાઓની મકસદ મુદલ પાર પડતી નથી. તેથીજ અવસ્તામાં લખેલું છે કે અશાઉનામ ફરોહરોની તુફેલમાં ગુજરેલાં ઉરવાનો, નીચે આપેલા ફ્રવરદીન યશ્ત, કરદા ૧૩ મો, ફકરા ૪૯–૫૦ મુજબ, "અઈપિ" નીજ ચાલુ ખાહેશ કરતાં રહે છે કે "કોણ અમુને વખાણશે ? કોણ અમુને ચાહશે ?"

અષાઉનાંમ વંઘુહીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે. યાઓ વીસાદ આવયેઇન્તિ હમસ્પથ્મએદએમ પઇતિ રતુમ, આઅત અગ્ર વીચરેન્તિદઽસ પઇરિ ક્ષફનો અવત અવો જિક્ષ્નાઓંઘહેમ્નાઓ.

કો નો સ્તવાત, કો યઝાઈતે, કો ઉફયાત, કો

ફ્રીનાત, કો પઇતિ-જનાત, ગઓમત જસ્ત વસ્ત્ર-વંત અષ-નાસ નેમંઘહ. કહે નો ઈદ નાંમ આધઈરયાત, કહે વો ઉર્વ ફ્રાયેજયાત, કહ્માઇ નો તત દાથ્રેમ દયાત, યત હે અંઘહત ખઇરયાંન અજ્યમ્નેમ યવએચ યવએતાતએચ.

યાને "અષાઉનાંમ" નાં ભલાં, શુરાં, તથા આબાદી કરનારાં ફ્રેરોહરોની સાથે યાને ભલાં, શુરાં, આબાદી કરનારાં "અષાઉનાંમ ફ્રવષી ઓ"* ની સાથે હમો એકતાન થઇએ છીએ, જેઓની

* અહીં નોંધવું ઠીક થઇ પડશે કે ગુજરેલાં ઉરવાનોના ફ્રેરોહરો "અષાઉનાંમ"નાં ફ્રેરોહરોની તુફેલમાંજ ઉતરે છે, કારણકે ફસલી મુકતાદ વખતે કુદરતના બર-વકતે જે બધાં ફ્રેરોહરો અહીં આવે છે તેમાં જીરમાની આલમ પર ગયલાં ઉરવાનોનાં ફ્રેરોહરો "અષાઉનાંમ ફ્રવષીનાંમ" ની તુફેલ વગર આવે છે, જ્યારે અરવાહી આલમપર ગયલાં -પછી તે ઉરવાનો શ્રશ કેશ્વરો ઉપર હોય કે 'જજા -સજા' ભોગવતાં હોય—તેને લગતાં બધાં ફ્રેરો-

તુફેલમાં ગુજરેલાં ઉરવાનોનાં અશો-ફરોહરો હમસ્પથમએદેમ ગાહમ્બારના હીંગામ ઉપર ખાનદાન યાને કુટુંબની "અઇપિ"ને લીધે આવે છે, (તથા) આએ મદદની ખાહેશ રાખતાં દશ રાત (યાને ફરવરદેગાનના પહેલા દશ દીવસો) તે તરફ ફર્યા કરે છે, કે :

'કોણ હમુને સ્તોત પુગાડશે ? કોણ એકતાન થશે ? કોણ કીર્તી ગાશે ? કોણ મોહોબત રાખશે ? "ગઓ"* યાને ભલી પેદાયશના ખોરાક સાથના

---

હરોને 'અષાઉનાંમ'જ આપેલાં છે. ફ્રવરદેગાંનના દશ દીવસ દરમ્યાન બધાં ઉરવાનો ઉતરે છે તેથી 'અષાઉનાંમ'ની તુફેલ આ ફકરામાં આપેલી છે એ અચુક કાયદો ધ્યાનમાં રાખીનેજ આ વાકયમાં "અષાઉનાંમ ફ્રવષી" શબ્દ ખાસ વાપરેલો છે.

* "ગઓ" એટલે ભલી પેદાયશનું યાને પોતે હૈયાત રહી બીજાંને પોષણ કરે એવું ખાણું, જેમાં "ગાઉશ—હુદાઓ" યાને દુધ-ઘી તેમજ વનસ્પતી વીગેરે આવી જાય છે, પણ ક્રીયાકામમાં તો તેઓનું ખોરેહ કામ આવે છે.

તથા વસ્ત્ર યાને સીઆવ સાથના હાથે (તથા) અશોઈ તરફ પોહોંચાડનારી બંદગીથી કોણ (હમુને) આદરમાન આપશે? હમારાંમાંના કોણનું નામ અહીંઆં યાદ કરવામાં આવશે? તમારાંમાંનું કોણ અમારાં રવાનને યાદ સાથે એકતાન કરશે? હમારાંમાંનાં કોણને તે ભેટ (યાને માંથ્રના સ્તોત) આપવામાં આવશે? કે જે (ભેટ) હમેશને હમેશ સુધી તાજા ખોરાક (તરીકે અમને) થાય."

ત્યારે આ "અઇપિ"માં ઉત્પન્ન થતી ખાસ્તરનાં આકર્ષણનો કાયદો અગત્યનો છે. આજે તો દરૂન બાજ આફ્રીનગાંન ઘેરમાંથી હડસેલી કાઢી અગ્યારીમાં સોંપી આપણા લોકો પોતાની સગવડ સાંધવા છટકી જાય છે. પણ અગ્યારીમાં કીધેલી દરૂન બાજ વીગેરે "હુરમોરદી" ક્રીયાઓ, "અઇપિ"ની ખાસ્તરનાં જોઈતાં ખેંચાણની ગેરહાજરીમાં, બે ત્રત્યાંશ ભાગે રદ જાય છે અને ફકત તે ક્રીયાઓ વેળાએ જણાતાં અવસ્તા

માંથ્રના એક ત્રત્યાંશ ભાગની માંથ્ર તરીકેનીજ અસર ફ્કત મલી શકે છે; તેબી ક્યારે? જો અવસ્તા માંથ્ર હાલની માફ્ક જે બેપરવાહીથી અને જેમ ગમે તેમ અને ગમે તેવી બદબુકદાર ઈલેકત્રીક બતીઓ નજદીક ભણવામાં આવે છે તેમ નહીં, પણ અશોઇ જાળવીને અને માંથ્રને લગતા તદન સાયન્તીફીક કાયદા પાળીને ભણવામાં આવે ત્યારેજ તે એક ત્રત્યાંસ અસરબી મળી શકે છે, કારણકે બીજી કોઇબી બતી નહીં લેતાં ફ્કત રોગન (યાને ઘી યા વનસ્પતીક તેલ)ની લાઇટ કે જે પણ ભણતી વેળા ત્રણ 'કદમ' દુર રાખવાનું ફરમાન છે તે લાઇટ લઇને જો માંથ્ર ભણાય તોજ તે સ્તોત કર્તન થતાં તેની અસર એક ત્રત્યાંશ ભાગે મલે છે, નહીં તો બદબુકદાર રોશનીમાં તેના સ્તોત કર્તે થઇ જાય છે.

વળી "આઇપિ" માં હુશ્મોરદી ક્રીયા કામ થવાથી જેમ ગુજરેલાં ઉરવાનોને તે ક્રીયાઓ પુગી શકેછે તેમ તે ઉરવાનો

તરફના આશીશોનો કુદરતી વળતો અમુક બદલો તે ક્રીયાઓના જવાબમાં અહીં ક્રીયા કરાવનારાંઓને ફક્ત "અઈપિ"ની ખાસતર મારફતેજ પોહોંચી શકે છે. એ માટે હાલના મોજુદ અવસ્તામાં ખુલ્લી સાબેતી નીચે મુજબ મળે છે:—

ફ્રવર્દીન યશ્ત,—કરદો ૧૩, ફકરા ૫૧-૫૨;
આઅત યો ના હીશ ફ્રા યજાઇતે ગઓમત જસ્ત વસ્ત્રવત અષ—નાસ નેમંઘહ અહમાઈ આફ્રીનેન્તિ ક્ષ્નૂતાઓ અઇનિતાઓ અતિબશ્તાઓ ઉગ્રાઓ અષાઉનાંમ ફ્રવષયો.

બુયાત અહ્મિ ન્માને ગેઉશ્ચ વાંથ્વ ઉપ વીરનાં શ્ચ, બુયાત આસુશ્ચ અરપો હેરેંજરસ્ચ વાશ્રો, બુયાત ના સ્તાહયો વ્યાખનો, યો નો બાદ ફ્રાયજાઇતે, ગઓમત જસ્ત વસ્ત્રવત અષ—નાસ નેમંઘહ.

યાને "વળી જે શખ્સ ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઈ તરફ પોહોંચાડ-

નારી બંદગીથી તે (ફરેશહરોની) સાથે એકતાન થાય, તેને "અષાઉનાંમ"નાં ફરેશહર ખુશ્નુદ થયલાં, દુ:ખી નહીં થયલાં, અપમાન નહિ પામેલાં ગાલેબ ફરેશહર દુવા દે છે: (કે)

'આએ ઘેરમાં (યાને જે કબીલામાં ફરેશહરની ક્રીયાઓ થઈ હોય ત્યાં) ગાયઢોરની તથા માણસો ની જીઆદતી થજો! સેતાબ ચાલના ઘોડા તથા મજબુત ગાડી હોજો! જે કોઇ ખોરાક સાથના તથા વસ્ત્ર સાથના હાથે અશોઇ તરફ પોહોંચાડ-નારી બંદગીથી હમારી સાથે ખચ્ચીત એકતાન થાય તે શખ્સ જોરમંદ તથા અનજુમનનો સર-દાર થજો'"!

ત્યારે 'અઇપિની ખાસ્તર અહીંથી "હુશ્મોરદી" ક્રીયાની અસર અણુદીઠ આલમમાં ઉરવાનને પોહોંચાડવા તથા ત્યાંથી પોતીકાં ગુજરેલાંઓ તરફના આશીશો અહીં ઉતારવા માટે સૌથી અગત્યની બેવડી મારેફત તરીકે કાર્ય કરે છે.

ઈલ્મીયત યાને સાયન્સ એટલે ખરેખરાં જ્ઞાનની ગેરહાજરીમાં પોતાના માની લીધેલા વિચારોથી અહીં કેટલાકો વળી એમ સમજાવવા નીકલી પડશે કે "ઘરનાં મકાન કરતાં દરેમેહેરનાં મકાનો અતી વધુ પવીત્ર હોવાથી, ત્યાં બધી બાજદરૂન વીગેરે ક્રીયાકામ કરાવે તો તેમાં ખોટું શું થઇ ગયું ? ઉલટું, દરેમેહેર જેવી પાક જગ્યામાં ક્રીયાઓ તો સરસ થાય ! વીગેરે !" પણ શું ત્યારે ધર્મની બાબદમાં સૌ સૌ ઇલ્મ્યતથી દુર પોતપોતાના ફકત માની લીધેલા અને પોતાના કલ્પીત પાયા વગરના વિ-ચારો અને પોતાનાં ભેજાંમાંથી તારવી કાઢેલી ફી-લસુફીથીજ હજીબી ચાલવા માંગશે, કે પેગામ્બર સાહેબે કયા કુદરતના અચુક કાયદે ચોકસ ચોકસ ક્રીયાઓ ઘરમાં ખેશકુટુંબની "અઇપિ" માંજ, અને ચોકસ મહાન ક્રીયાઓ આતશે બેહેરાંમ અને આતશે આદરાનનાં મકાનમાંજ, કરવાની તાકીદ કરી છે તે કાયદો પીછાણીને તે મુજબ અમલ ક-રવા માંગશે ?

ઉપલા સવાલનો ઇલ્મીયતથી જવાબ છે, અને તે એજ કે વાહેદ હકીકીમાં યાને એકપણામાં તો તે સાહેબ શેહાનશેહ એકલોજ છે; બાકી સૃષ્ટીની દરેકે દરેક ચીજ "દુઇ" (યાને બેપણું,) અને "દુઇમાં દુઇ" યાને કે "જુફ્ત" (એટલે બે યા બેથી વધુ ચીજો સાથે મળીને કાર્ય કરવા) નો કાયદો અને "જુઝ" નો કાયદો (એટલે બે યા બેથી વધુ ચીજો એકમેકની સામે થઇને કાર્ય કરવા) ના કાયદાઓને આધીન છે. દાખલા તરીકે, ગમે તેવું સરસમાં સરસ બીયું હશે, પણ જ્યાં સુધી તેને ઉગવા માટે પુરતું પાણી, તડકો, હવા, રોશની મટી, ખાતર વીગેરે ચીજો તેની સાથે લાયક "જુફ્ત" તરીકે મળશે નહી, ત્યાં સુધી તે બીજ પોતે પોતાની કુદરતી અસ્પંદીમાં ઝાડ તરીકે ઉગવાનું કાર્ય કદી કરી શકવાનું નથી. તેજ પ્રમાણે, "હુશ્મોરદી" ક્રીયાકામની જે લાયક કુદરતી "જુફ્ત" પેગામ્બર સાહેબના કોલ મુજબ "અઇપિ" છે તે "અઇપિ" ની અંદર જ્યાં સુધી તેવી ક્રીયા-

કામનાં બીજ રોપીશું નહી, ત્યાં સુધી તે ક્રીયા-કામનું ફળ કદી ઉપજવાનું નથી. "હુશ્મોરદી" ક્રીયાઓનો સરશોક યાને ગુણુજ એવો છે કે તે "અઈપિ"માં થઈ હોય તોજ તેની પુરેપુરી અસર અને ફળ મળી શકે. ખાલી દરૂન મલીદો કે ફ્રુટફળ અહીં તૈયાર કીધાં તેથી કાંઇ ગુજરેલાં ઉરવાનનાં ફરોહરો અશાઉનામની તુફેલમાં એકદમ અહીં ઉ-તરવા કે ખેંચાણ થવા પામતાં નથી. "અઇપિ" ની મારફતે આપણી પોતીકી ખાહેશના મીગ્ર અને ક્રીયાકામ મારફતે દરેક હાજર રાખેલી ચ્યજદના ઉપજાવેલા બધા માંગ્રના સ્તોતથી ભરપુર ઉચ મે-ગ્નેટીક પ્રવાહો બધા સાથે મલે છે તોજ તે પ્રવાહો ઉરવાનની ક્રીયાકામ માટેની અણદીઠ આલમમાંની ચાલુ ખાહેશના મીગ્રની 'ખાસ્તર' સાથે એક-તાન થઈ તે ઉરવાનની ફ્રવષીને 'અશાઉનામ' ની તુફેલથી પુગે છે, અને તેજ વખતે ગુજરેલાં ઉર-વાનને ક્રીયાથી પોહોંચતી રાહતના બદલામાં તેની તરફના બુલંદ આશીશો અહીં તેનાં જીવતાં ખે-

શીઓ ઉપર કુદરતી અચુક કાયદે ઊતરે છે. ક્રીયા કામોની આ કેવી બુલંદ અસરો છે! હજારો દરૂદ હોજો આપણાં વખ્શુરાંન સાહેબ અશો રૂપી તમાન જરથોસ્ત ઉપર, કે તેવણે જીવતાંઓ અને ગુજરેલાંઓને એકકી વખતે બેહદ ફાયદો કરે તેવી મહાન અઇપીની ક્રીયાઓ કુદરતને કાયદે રચીને આપણને બખ્શેશ કરી ગયા છે! ફ્રવરદેગાંનના સૌથી મહાન અવસર ઉપર તો ગુજરેલાંઓનાં દરેક દરેક ફરોહરો 'અશાઉનામ' ની તુફેલમાં પોતાની "અઇપિ"નીજ યાને કે સગાં વ્હાલાંઓ અને જાની દોસ્તોની પોતીકી વાતાવરણની અંદર ઉતરવાની ખાહેશ કરે છે અને તેટલામાટે અવસ્તામાં તેઓને મોહોલ્લાઓમાં યાદ કરતાં દેખાડયાં છે,અને જો મુક્તાદની ક્રીયા, ઘરમાં કે જયાં તે ગુજરેલાં ઉર-વાનના સંબંધની "અંઇપિ" રાત દહાડો બંધાયલી હોય છે ત્યાં નથી કરવામાં આવતી, તો ઉરવાનોનાં ફરોહરો નીસોસ અને દલગીર થઈ જાય છે, જેથી કુદરતી કાયદે કહુવા અહીં તેનાં જીવતાં વ્હાલાંઓ

ઉપર ઉતરે છે, યાને કે આપણે દરેક બસ્તેકુસ્તીઆંનો આપણાં ગુજરેલાં વ્હાલાંઓની ક્રીયાકામ કરાવવા માટે જે "કેશાશ" યાને માંગતું લેણુ અદા કરવાના કુદરતી કાયદે બંધાયલા છીએ તે કેશાશમાંથી, ક્રીયાકામ નહીં કરાવ્યાથી યા બેપરવાહીથી ગમે તેમ કરાવ્યાથી, આપણે છુટવાને બદલે વધુ કેશાશમાં આપણે સપડાઇએ છીએ, કે જે કેશાશ આપણુને હવે પછી મોટાં દુઃખ સાથે ભરપાઈ કરવોજ પડશે. તેટલાજ માટે, ઉપર રમ્જમાં યાને ભેદમાં કહેવામાં આવ્યું છે કે "અશો ફરોહરોના નાસીપાસ થવાથી કુદરતી કાયદે કદુવા અહીં ઉતરે છે;" બાકી, ગુજરેલાં ઉરવાનો પોતે કદીબી શ્રાપ દઈ શકે નહીં, તેઓ માટે તેમ કરવું અશકય છે; રાહ ભુલેલાંઓને ઠેકાણે લાવવા તો કુદરત એકલી પોતે તદન સામર્થવાન છે. ત્યારે આટલો બધો પૈસો ખરચી, આટલી બધી જેહમત એંચી, ક્રીયાકામ કરાવવા છતાં, આપણે આપણાં ગુજરેલાં ઉરવાનોને કાયદાસર ક્રીયાઓ નહીં પો-

હોંચાડવાથી, તેઓ તરફથી ક્રીયાના બદલામાં કુદરતી અચુક ઉતરતા આશીશો, ક્રીયાઓ ઘેરમાં કરીને મેળવવાને બદલે આપણે અગ્યારીમાં દરૂન બાજ સોંપીને, ખરેખર ઉડારી મેલ્યે છીએ, એ શું આપણને કંઈ થોડું નુકસાન છે? તેથીજ આપણા ન્યાગાનો ક્રીયાકામ કાયદાસર કરાવીને જેવા હરેક આત્મીક (spiritual), માનસીક (mental), નૈતીક (moral), હમખેશી (social), અને શારીરીક (phsical), બાબદોમાં સુખી હતા તેવા આપણે હાલમાં નથી, અને પૈસો ખરચેલો કારગત લાગતો નથી.

યાદ રાખવું કે જેઓ ક્રીયાકામ મુદલ નથી કરાવતા, તેઓ કાંઇ પોતાની ગંભીર જવાબદારીમાંથી એક રતીભારબી છટકી જતા નથી. તેઓ તો પુરેપુરા પોતીકાં ગુજરેલાંઓ તરફની ફરજના ચોર છે, જેનો પુરેપુરો જવાબ એક દહાડો અહીંથી રહેલત પામ્યા પછી અત્યંત ગમગીની અને દુઃખદાયક પસ્તાવામાં આપવો પડશેજ. પણ અહીં તો આપણે જેઓ હજુબી ખરાં દીલથી પોતાનાં ગુજરેલાં ખેશી

ઓ તરફની ફરજ અદા કરવા માંગે છે તેઓને ખરો સાચ્ચો રાહ બતાવવા માટે આટલું સખત પણ સાચ્ચું લખાણ કરવું પડયું છે.

આપણા હાલના પારસી ઘેરવાલાઓ ફકત પૈસાને ખાતર, વધું ભાડાંની લાલચે, માળ ઉપરજ ઓરતોને દુર બેસવાની ફરજ પાડે છે. ત્યારે અએ હમદીનો! અહીં આપણે શું પૈસોજ ભેગો કરવા જન્મ લીધો છે, કે ઉરવાનની વૃદ્ધિ કરવા ખરેખર આવેલાં છીએ? અહીં દીનદાર ધાર્મીક વળણનાં લોકોને ઘેરની અંદર ક્રીયાકામ (દસ્તાન વાળી ઓરતો ભોંયતળ્યે રહેવાને બદલે માળ ઉપર બેસે તો કહીબી ક્રીયાકામ તે આખાં ઘેરમાં -ભોંયતળ્યે સુધાં—થઈ શકેજ નહીં) કરતાં અટકાવીને, પેલી દુન્યામાં પોતાનાં ઉરવાનની કેવી દુરદશા થશે તેનો તો ઘેરવાળા માતબર ધણીઓએ ખ્યાલ કરવો જોઇયે! વળી, આજે સસ્તાં ભાડાંની ચેહેલીઓ ને બીલ્ડીંગો કેટલાક કોમના હમદીન ખેરખાહો સખાવતરૂપે ઉભી કરે છે તો

ત્યાં પણ તેઓ "અઇપિ"નેજ જડમુળથી ખોર-
વવાના કાનુનોથી કામ લે છે એ બહુજ અફસોસ
ભરેલું અને જરથોશ્તી દએનના કાયદા જાહેર રીતે
જાણમાં આવ્યા પછી નામોશીભરેલું છે. આવી
સસ્તાં ભાડાંની બીલ્ડીંગોમાં જે ગરીબ હાડમાર
થયલાં કુટુંબો પોતાના મુરબ્બી છત્ર કે પાળનહાર
અચબુચા ગુમાવી દેવાનાં કારણે સખીવજુદોનો
આશરો ફરજના મારયા શોધે તેઓનો કહેવાતા
પરમાર્થી અને સખાવતી તબેહનાં લોકો પહેલાં
દીન-ધર્મ છોડાવી, જે છેલ્લો એકપુરો દીલાસો
અને ખરેખરો કુદરતી ટેકો તેઓની હાડ-
મારીમાં થઇ પડે તે—યાને કે સાધારણ
જરથોશ્તી ક્રીયાકામો—જેવી કે દરૂન બાજ,
આફ્રીનગાંન, મુકતાદ, વીગેરે—ઘરમાંથી હડ-
સેલી કાઢી અગ્યારીમાં ફેંકી દેવાની તે લોકોને
ગોયા ફરજ પાડે, તો તેઓ જરથોશ્તી દએન
મુજબ ખરેખર પરમાર્થી ગણાઇ શકાય નહીં,
અને તેઓનાં કાર્યો ખરી સખાવતના થવાને બદલે

"ગેર—શાદી"જ (યાને કુદરતથી તેમજ જરથોશ્તી દએનથી ઉલટાં) ગણાય, જે માટે કુદરત તેઓ પાસેથી તેનો રાહે-રાસ્ત હીસાબ લેશે, કારણ કે "અશોઈજ આપણો જરથોશ્તી ધર્મ છે," અને સખાવત તેટલામાટે અશોઇની લાઇનનીજ યાને "શાદી"જ થવી જોઇએ, અને કોઇને તેની ગરીબીને ખાતર ધર્મ પાળતો અટકાવવો એ "અશોઇ" નહીં પણ પહેલાં નંબરની "દુરવંદી"ને "આશ્મોગી" છે. અહીં ખુબ નોંધવું કે આપણે હરગેજ એમ નથી કહેવા માંગતા કે સસ્તાં ભાડાંની બીલ્ડીંગો ને ચાલીઓ નહીં બંધાવવી જોઈએ, ને એવી સખાવતો નહીં કરવી જોઈએ; પણ આપણે બસ્તે-કુસ્તીઆન થઇને અશોઇના નિયમના ભોગે સખાવત કરીએ તો તેનું પરિણામ સખાવત કરનારાઓનાં અને આપણી જરથોશ્તી કોમના લાભમાં બુરૂં, બુરૂં અને બુરૂજ અંતે આવવાનું! જો સખીવજાુદ હમદીનો ચાહે તો ઘણાં મકાનો

વચ્ચે માસીક માંહગી માટે વાપરવાનો એક એલાહેદો ખંડ (જેમ રૂઆંનને માટેની તદન એલાહેદી જગ્યા થાય છે તેમ) સુખશાંતીનાં નિયમે ઘણો સરસ આજે રાખી શકાય અને ત્યાંનાં વસ્તાં સર્વે લોકોને તેનો ઉપયોગ કરવાની ફરજ પણ પાડી શકાય, કારણ કે ઘણાં કીફાયત ભાડે તે સુખશાંતીવાળાં મકાનો તેઓને મળી શકે છે, યા હાલ સુધી ચાલતાં આવેલાં ધોરણે હરેક મકાને ભોંયતળ્યે પણ એવી સગવડ બનાવી શકાય. અગાઉ બહાનું લાવતાં હતાં કે ભોંયતળવાં વાસ મારે છે ને સરદી થાય છે ત્યાં કુટુંબની હરતાન વાળી ઓરતોને કેમ બેસાડયે? પણ હાલમાં તો બધે સુખશાંતીના નિયમે અને ઇજનેરી કળાથી ઘેરો બાંધવાની મોટી મોટી વાતો થાય છે અને વળી ભોંયતળ્યે ભાડુતો વટીક વસાવવામાં આવે છે, ત્યારે ઉપલી વજુદ વગરની દલીલ તો તલમાર પણ ટકી શકતી નથી. ખુલ્લે ખુલ્લું કહી દેઓ કે અમને ધર્મનું આ ફરમાન ગમતું નથી, અને

કુદરતની સામે જઈ અમો તો હાડમાર થવા અને આવતી ઓલાદને હાડમાર કરવાનો રસ્તો લેવા રાજી છીએ, યાતો એક ઓરડાનું ભાડું ગુમાવવા કરતાં ધર્મનાં ફરમાનનો અનાદર કરવાનું વધુ પસંદ છે. ખુદા આપણી કોમને નેક તોફીયત બક્ષે, અને આપણા પાકજાદ પેગામ્બર સાહેબે બતાવેલો ખરો બધી રીતે સુખી થવાનો એકલો માર્ગ, જે અશોઇની તમામ તરીકતોનો છે તે માર્ગ અખત્યાર કરી, પોતાની આત્મીક–માનસીક–નૈતીક–હમખેશી તથા શારીરીક વૃધ્ધિ કરે!

ત્યારે સેવટ, જેઓ ક્રીયાકામો કરાવવા હજીબી મોટે ભાગે તલબગાર છે તેઓ સર્વેને અરજ કરવામાં આવે છે, કે બધી 'હુશ્મોરદી' સાદી ક્રીયાઓ—બાજધરનું, ફરેસ્તા, પાવી, જશન, ફ્રવશી (યાને ફરોખ્શી), ફ્રવરદેગાંન, રોજગાંન, માહીગાંન (યાને મહીને મહીને પડતાં ટાંકણાં), સાલીગાંન (યાને વરસે વરસે પડતાં ટાંકણાંઓ) વીગેરે, વીગેરે બધી તમારાં વસ્વાટનાં મકાનમાંજ તમારી

કુટુંબી અઇપિની અંદર જરૂર કરાવજો, ને તેને માટે હરેક સંજોગો શોધજો, જેમાં તમારો ખુદા તમને સહાય થશે, અને હરેમેહેરમાં આવી 'હુશમોરદી' ક્રીયાઓ કરાવવાથી તેનું પરીણામ બહુજ ન્યુનતામાં આવે છે એમ ખુબ યાદ રાખજો, કારણ કે તેથી,

(૧) પૈસો અને જેહેમત માટે લાગે કારગત લાગશે નહી;

(૨) આ ક્રીયાઓ ગુજરેલાં ઉરવાનને 'અઇપિ' નાં ખેંચાણની ગેરહાજરીમાં પુગી શકશે નહી, જેથી રાહત મેળવવાને બદલે તેઓ નિરાશ થઇ જશે, અને આપણાં ઉપર કુદરતી કદુવા ઉતરશે, યાને કે એક ઉરવાનનાં કેશાશમાંથી મુકત થવાને માટે આપણે ક્રીયાકામ કરાવવી જોઇએ, પણ ક્રીયાકામ અઇપિને કાયદે તે ઉરવાનને નહી પહોંચવાથી તે ઉરવાનનાં કેશાશમાં આપણે વધુ પ્રમાણમાં લપટાઇએ છીએ, જેને કદુવા કહેવામાં આવે છે.

(૩) ગુજરેલાં ઉરવાન તરફના વળતા આશીશ 'અર્દફિ' વગર મળી શકશે નહી, જેથી આપણી જહાંગીરી આબાદ થઈ શકશે નહી; અને તેથી મોટા ભાગે આત્મીક–માનસીક–નઇતીક–હમખેશી તેમજ શારીરાકમાં.

(૪) ગુજરેલાં તરફની ફરજમાં આપણે પછાત પડયે છીએ, અને એની જવાબદારી આપણે શીર કેટલી બધી રહેશે તે તો ઉરવાનને અહીથી રહેલત પામ્યા પછી જે એબાગ (યાને અંધકારનો પરદો) ઉચકાઇને દુ:ખદાયક પસ્તાવો થશે ત્યારેજ આપણને બરોબર ખબર પડશે.

જો કીયાકામ જાણીજોઈને કે અણજાણપણે જેમ ગમે તેમ દીનનાં કાયદા પાલ્યા વગર કરાવ્યાથી ઉપર મુજબ પરીણામ આવે છે, તો પછી કીયા-કામ કરાવવાનું સદંતર મુકી દીધાથી કેટલું બધું ગંભીર દુ:ખદાયક પરીણામ સોસવું પડશે તે ઉપર ખુબ નેગાહ પોહોંચાડજો. ગુજરેલાંઓનું કીયાકામ તો નહીજ ચુકવું જોઇએ, પણ તેને

માટેના લાયક સંજોગોની ખરાં દીલની હાજથી તલબ પણ સાથે સાથે ચાલુ ધરાવવી જોઇએ, કારણકે આ તો કુદરતનો કાયદો છે કે જેઓ ખરાં દીલથી ખરી રાદી ચીજની ઉમેદ કરે છે તેઓને ખુદા તે કામમાં મદદ કરે છે. બાહુતો જો ખરાં દીલથી ક્રીયાકામને લાયકનાં ઘરો મેળવવ ની પાછી ખાહેશ કરે, તો ઘેરવાળાઓને તેવાં મકાનો પુરાં પાડવાની ફરજ પડશે. દાખલા તરીકે, હાલનાં ધોરણે બંધાયલાં બધાં મકાનોમાં બોંયતલ્યેનો એક મજેહનો ઓરડો એલાહેદો માસીક માંદગી માટે રાખવામાં આવે, જેને લગતું ભાડું બધાં બાહુતો પોતપોતામાં વહેંચી લે, તો ઘેરવાળાના લોભને પણ અલવલ આવશે નહી; અને બીજા હાથ ઉપર, આવાં મકાનોમાં પોતાની ઘેરની ક્રીયાઓ ઘેરમાં કરાવીને પોતાનો દરેક વાતે ચહડયાતો ફાયદોજ જોશે, અને આતમીક ફાયદા કરતાં બીજો કયો ફાયદો ચહડયાતો હોઈ શકે?

# ગુજરેલાં ઉરવાનને માટે ભુલાઇ ગયલી એક સૌથી બુલંદ ક્રીયા :

## "પાએ-મોજદ" યાને ગુજરેલાં ઉરવાનને 'પ્યારનો બદલો' આપવાની મોતેબર ક્રીયા.

## ગુજરેલાં ઉરવાનને માટે સૌથી મોટી 'રાહી' સખાવત કેઇ ?

જમાનાની ગરદેશથી જરથોસ્તી દએનના ૨૧ અસલ નસ્કોમાંથી હાલમાં ફક્ત આશરે એક નસ્ક બચી ગયલું જણાવવામાં આવે છે, અને તેબી એક નસ્ક કકડા બુકલા રૂપી હાલતમાં બચવા પામ્યું છે. આવી જરથોસ્તી દએનની ઘવાલી હાલતને લીધે, ઘણીએક ક્રીયાઓ અને

ફ્રરમાનોની હસ્તીની પણ ખબર આપણા લોકોમાં જણાવાવા પામી નથી, જે ક્રીયાઓમાંની એક ઘણીજ બુલંદ ક્રીયા તે ગુજરેલાં ઉરવાનને માટે અસલ કરવામાં આવતી "પાએ-મોજદ"ની મહાન ક્રીયા છે. આ "પાએ-મોજદ" ની ક્રીયાનો ખ્યાલ અને નામ નિશાન વટીક આપણાં લોકો જમાનાની ગરદેશથી સદંતર ગુમાવી બેઠાં છે. હાલમાં, 'પાદ-રૂઝ' વખતે (યાને પાછલી રાતનાં ઉઠમણાં વખતે) ધુપ નીરંગ (જેને અસલ **મીઝ્ર**ની ક્રીયાને નામે ઓળખતા હતા તે) તેમજ "ગાહે" (જેને માટે હાલમાં 'ગાય' શબ્દ ખોટી રીતે વાપરવામાં આવે છે તે) ભણાવવાની ક્રીયા (જેને 'સોશ'ની ક્રીયા પણ કહે છે) એવી બે ક્રીયાઓ હજી બી આપણામાં જાયજ છે, પણ અસલ ફરમાનમાં તો પાદ-રૂઝની વખતે આ મીઝ્ર તથા સોશની

ક્રીયા થઇ રહેવા બાદ, એક ત્રીજી બુલંદ ક્રીયા, જે 'પાએ-મોજદ'ની ક્રીયા તરીકે ઓળખાતી હતી તે પણ હમેશાં કરવામાં આવતી હતી. આ "**પાએ-મોજદ**"ની અસલ ક્રીયાનું સવીસ્તર બ્યાન આપણે જ્યારે હેઠળ વાંચીશું, ત્યારે આપણે આપણાં વખશુરે વખશુરાંન અહુરાના અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબ ઉપર એવી બુલંદ ક્રીયા આપણને એનાયત કરવા માટે હજારો દરૂદ કરીશું, અને એ ક્રીયા પાછી આપણાં ગુજરેલાં ખેશાઓ અને દોસ્ત આસ્નાવો માટે જાયજ કરવા ખરાં દીલની તલબ કરીશું ! એ ક્રીયાની અસલ બુલંદ મોતેબરીનો ખ્યાલ લેવા માટે જરા લંબાણથી ખુલાસો કરીશું. તે પહેલાં "**પાએ-મોજદ**" શબ્દનો અર્થ "**ઉરવાનનાં પ્યારનો બદલો**" એ અર્થ મજબુતીથી ગોખી રાખીશું.

હાલમાં આપણાંમાં બે વખત "ઉઠમણું" કરવામાં આવે છે: એક તો ત્રીજે દીવસે બપોરના પાછલાં પોહોરે ઉઝીરન ગેહમાં, અને બીજું તો તેજ દીવસે પાછલી રાતે ઉષહીન ગેહમાં. પણ ઉઠમણાંનો ખરો એકલો પ્રસંગ પાછલી રાતેજ ઉષહીન ગેહમાં ચેહારમની બામદાદની તુરત આગમચજ ક્યા કુદરતી કાયદે આવે છે અને ઉઝીરન ગેહમાં કરવામાં આવતું કહેવાતું ઉઠમણું બીનજરૂરી કેવી રીતે છે, તે બાબદ સમજવા માટે "ઉઠમણું" ખરેખર શાને કહેવું, તથા તે વખતે ઉરવાન કેવી ભાનની હાલતમાં હોય છે તેની અસલ ઉંડાણ ફીલસુફી મુજ તરફથી લખાયલાં ચોપાન્યાં "**ઉરવાનના ગુજરવા બાદ પહેલા ચાર દીવસની ક્રીયાઓ: 'પાદ-રૂઝ' યાને ઉઠમણાંની મહાન ક્રીયા**" એવે નામના જરથોસ્તી

ઇલ્મે ક્ષ્નુમ ઇન્સ્તીત્યુટ તરફથી ૫૦૦૦) ની સંખ્યામાં છપાઇને મુફ્ત વહેંચાયલાં દળદાર ચોપાન્યાંમાં તુલોતવીલ સમજાવવામાં આવીછે. અહીં આપણે એટલુંજ ટુંકમાં યાદ રાખીશું કે એક ઉરવાને પોતાની જીવતી જીંદગીમાં જે બધી કારદાની કીધી હોય છે તેને લગતો નોંધાઇ ગયલો અચુક બદલો મરણ બાદ તેને શું મળશે તે જોવાનો સંપુર્ણ હોશ તે ઉરવાનમાં ગુજરવા પછીની ત્રીજી રાતેજ (યાને ચેહારમની બામદાદની બરોબર આગમચની રાતની ઉષહીન ગેહની છેલ્લી ૮૦ મીનીટ (૫૪ મા હાથ) દરમ્યાનજ ખરેખર બરપા થાય છે, તેજ બરાબર વખત 'પાદ-૩ઝ' યાને ખરો ઉઠમણાંનો વખત ગણાય છે. એ 'પાદ-૩ઝ 'નો શરૂ થવાનો ટાઇમ નીચે મુજબ શોધી કાઢી શકાય છેઃ ચેહારમને દીવસે જે

ખુરશીદનો ઉગવાનો સ્થાનીક વખત હોય તેમાંથી ૩૬ મીનીટ (જે હાવનની મેહેરની છે તે) બાદ કરી નાંખ્યે, તો ચેહારમની અગાઉની ત્રીજી રાતની ઉષહીન ગેહના છેડા ઉપર આવ્યે છીએ, કે જેમાંથી ઉપર મુજબ ૮૦ મીનીટ બાદ કરતાં "પાદ-રૂઝ"નો શરૂ થવાનો વખત મળે છે, અને આ ઉષહીનની છેલ્લી ૮૦ મીનીટ દરમ્યાન આખો વખત "પાદ-રૂઝ"ની યાને કે ઉઠમણાંની ક્રીયા કરવાનો હોકમ અસલ જરથોસ્તી દએનમાં ફરમાવેલો છે. આ "પાદ-રૂઝ" યાને ઉષહીન ગેહમાંજ પડતાં પાછલી રાતનાં ઉઠમણાંને ખુદ વંદીદાદ, **અવસ્તા તેમજ પહેલવી,** (ફરગરદ ૧૯, ફકરો ૨૮) તેમજ પહેલવી "**દાદીસ્તાને દીની**" પુરસેશન ૨૯ નો ખુલ્લો ટેકો મળે છે, જ્યારે પાછલા પોહોરના ઉઝીરન ગેહનાં કહેવાતાં

ઉઠમણાંને હાલનાં કોઇબી અવસ્તા–પહેલવી શાહદતનો ટેકો મળતો નથી. ઉલટું, આ તો જાણીતી વાત છે કે પાછલા પોહોરનું ઉઝીરન ગેહનું ઉઠમણું કરવાનો ચાલ તો ફક્ત હીંદુ-સ્તાનમાં આવ્યા પછી દેખાદેખીથી પડી ગયો છે કે જે વખતે મોટી મીજલસ બોલાવી ગુજરનારને નામે નાણાંની સખાવત કરાવવાનો મુળ હેતુ રહેલો હોય છે. આ બેરીઓ તથા દોસ્તો તરફથી જાહેર થયલી પૈસાની સખાવતનો ફાળો પછી જુદાં જુદાં ગમે તે ખાતાંઓમાં હાલમાં આપવામાં આવે છે, પણ જેમ અસલ મુજબ ગુજરેલાં ઉરવાનને માટે **બપોરનું** ઉઝીરન ગેહનું ઉઠમણું મુદલ જરૂરનું નથી તેમ એ બપોરના કહેવાતાં ઉઠમણાં વખતે ખાતાંઓમાં અપાતી નાણાંની સખાવત પણ ગુજરનારને પુગતી નથી. ગુજર પામનાર ઉરવાન માટે જે

ખરેખરી સખાવત કરવાની છે, કે જે માટે ચાહો તો એક પાઇની પણ ખાસ જરૂર પડતી નથી, તે ખરી "રાદી" અસલ સખાવતનો યાને "પાએ-મોજદ"નો ખ્યાલ વટીક આપણાં વચ્ચેથી ભુલાઈ ગયો છે.

એક વખત કોઇ઼ મી ઉરવાન અહીંથી રહેલત પામ્યું, કે પછી તેને માટે તેની યાદમાં તેનાં બેશીઓ વીગેરે પોતપોતાની કમાઇના લખ્ખો રૂપીઆ કાં નહી ખરચે અને ઑસ્પીટાલ, સ્કુલ વીગેરે વીગેરે મકાનો કાં નહી તેને નામનાં જીવતાંઓ ફ્ન્દ કરીને ઉભાં કરે, પણ તે બીલકુલ એક પૈભાર પણ તે ગુજરનાર ઉરવાનને કામ લાગતાં નથી, યા તેઓને અણદીઠ આલમમાં રાહત આપવામાં યા આગલ વધવામાં સેહેજબી મદદ કરી શકતાં નથી, કારણકે ઉરવાનને તો અહીંનું ખાકી તન છોડયા પછી યાને

ગુજરયા પછી ફક્ત જરથોસ્તી ધર્મે શીખાડેલા **મીથ્ર, માંથ્ર,** અને **યરન** (યાને ક્રીયાઓ)ની મદદનીજ એકલી જરૂર પડે છે. જ્યાંસુધી તેનો અહીં શ્વાસોશ્વાસ છે ત્યાં સુધી ઉપરથી આવતા સૈયારા (યાને ગૃહો)ના મેગ્નેટીક પ્રવાહોને લીધે કેશાશને કાયદે તેને પૈસા મળતા હતા, પણ મરણ પછી આ દુન્યાનો કેશાશ ખલાસ થાય છે. જ્યાં સુધી તે ઉરવાન આ દુન્યામાં હૈયાતી ભોગવતું હતું અને ખાકી બદન ધરાવતું હતુ, ત્યાં સુધી તેણે હાથે જાતે જેટલીબી સખાવતમાં અને તેબી ફક્ત ખરી "રાદી" સખાવતમાંજ પોતાની સકમાઇના રાસ્તીથીજ મેળવેલાં તથા રાદી ધંધામાંથીજ પેદા કરેલાં નાણાં રોકયાં હશે, તેનોજ બધો નેક તોશો તે ઉરવાન પોતીકી સાથે મરતી વખતે લઈ જશે, પણ ગુજરવા બાદ તે ઉરવાનની પોતીકી દોલત બી તેનાં

વારસ બેશીઓ ગમે એટલી મોટી મોટી સખાવતમાં આપે તોબી તે તેને ૧/૧૬ યાને ઘણુાજ નજીવા ભાગ સીવાય મુદ્દલ કારગત લાગવાની નથી, પણ તેનો નેક યા બદ નતીજો, સખાવત રાદી યા ગેર-રાદી હોય તે મુજબ લગભગ આખે ભાગે પેલાં જીવતાંઓનેજ પુગે છે.

ત્યારે આ કાયદા ઉપરથી આપણુને ત્રણુ ઘણી ઉમ્દા ચીજ શીખવાની મલે છે: પહેલું તો, આપણે મેળવેલા પૈસા સકુમાઇના અને તદન પ્રમાણીક 'રાદી' રીતના અને 'રાદી' ધંધાના હોવા જોઇએ, અને જીવતાં જીવતજ આવી રીતે સકુમાઇનાં મેળવેલા આપણા પૈસાનો સૌથી સરસ ઉપયોગ કરી, તેની "રાદી" સખાવતો માંજ વ્યવસ્થા આપણે હાથે જાતે અહીંજ કરી લેવી જોઇએ, કે જેથી મરણુ બાદ તેને લગતો સવાબનો તોશો, આપણી સાથે આવે, કારણુકે

મરણ બાદ આ દુન્યાંની એક વારની આપણી ચીજો ઉપર પણ આપણો કશોબી (સેહેજ-સાજ સીવાય) હક ઇલાકો કે અખત્યાર રહેતો નથી. બીજું તો, ગુજરેલાંનાં સગાંવહાલાઓ તદન પોતપોતીકા પૈસામાંથી તે ગુજરેલાં ઉર-વાનને નામે, જરથોસ્તી દએનનાં મીથ, માંથ તથા યસ્ન સીવાય, બીજી ગમે તેવી રીતે તેને નામની પૈસાની "રાદી" સખાવતોબી કરે તો તેની સખાવત સાથે ગુજરેલાં ઉરવાનને કશું લાગતું વળગતું નથી. ત્રીજું તો, ગમે તેવો મુફલેસમાં મુફલેસ એક શખ્સ કાં નહીં હોય પણ તેનાં ગુજરવા બાદ તેના મુફલેસ ખેશીઓ વટીક ચાહે તો તેની તરફના પ્યારના બદલામાં યાને "પાએ-મોજદ" તરીકે બુલંદ જરથોસ્તી દએનનાં ફરમાન મુજબ સૌથી બુલંદમાં બુલંદ મદદ તે ગુજરેલાં વ્હાલાં ઉરવાનને અહીંથી

પોહોંચાડી શકે છે. આ "રાદી" સખાવત તે આપણા પાક જરથોસ્તી દએને ફરમાવેલા **મીથ, માંથ, અને યસ્ન** (એટલે કીયાકામ) થી બની શકે છે. આ "પાદ-રૂઝ" વખતે કરવી જોઇતી "રાદી" સખાવતનું નામ **"પાએ-મોજહ"** ની બુલંદ કીયા છે.

## "પાએ-મોજહ" ની કીયા.

અસલ ઇરાનમાં આપણા જરથોસ્તીઓમાં વખશુરે વખશુરાંન સાહેબના કોલ પ્રમાણે, જે "પાએ-મોજહ"ની કીયા થતી હતી તે હવે તુલોતવીલ આપણે જોઇશું.

અસલ આપણામાં મરણ, લગન, નવજોત, વીગેરે ટાંકણે પહેલેથી છેલ્લે સુધી જે જે બધી ઘટતી કીયાઓ કરાવવા ઉપર નેગાહ રાખવા તથા તે ટાંકણાનો આખો કારોબાર બરોબર

પાર ઉતારવા માટે જે જોખમદાર યઓજદાથ્રેગરો રહેતા હતા તેઓ "હએ-મોબેદ" યાને "બજાવનાર-મોબેદ" (Managing Director) ના એલકાબે ઓળખાતા હતા. જ્યારેબી કોઇને ત્યાં સારો રૂડો અવસર નીકળતો કે સૌથી પહેલાં "દએ-મોબેદ"ને તુરત બોલાવવામાં આવતા હતા, કે જેવણ દરેક ઘટતી ક્રીયાઓ પ્રસંગ મુજબ કરાવીને પાર ઉતારતા હતા. તે માટે અલબતાં "દએ-મોબેદ" દરેક ઘટતા મરતબાનું ગ્નાન જે કોઇને "કારે-ક્રમાહ્યત" માં (યાને સંપુર્ણ બજા લાવવામાં) હોય તેવાઓનેજ "દએ-મોબેદ" તરીકે દસ્તુરાંન દસ્તુર ઠેઉવતા હતા.

"પાદ-રૂઝ" યાને પાછલી રાતનાં ઉઠમણાં વખતે ધુપ-નીરંગ તથા "ગાહે"ની ક્રીયાઓ પુરી થઇ રહયા પછી, ઉપર જણાવેલા "દએ-

મોએદ" બધી હાજર રહેલી અનજુંમનને ગુલ (યાને ફુલ) આપે છે. આ ગુલ આપ્યા બાદ દરેક જણું ગુલ હાથમાં પકડીને પોતે નીયત બાંધે છે કે આ ઉરવાનના "પાએ-મોજદ"ને વાસ્તે આએ ગુલનાં પેવંદથી હમો પોતે જે દસ્તુરની સનમુખ બોલશું તે કબુલ મંજુર છે. આ ગુલ યાને ફુલને દરેક ત્યાં હાજર રહેનાર બસ્તે-કુસ્તીઆંન પોતાને ઘેર લઇ જાય છે અને જ્યાં સુધી તે સુકાઇ જાય ત્યાં સુધી તેને સાચવીને રાખે છે, જેની મતલબ એ છે કે પોતે જે નીચે મુજબ "પાએ-મોજદ"નો ત્યાં એકરાર કરે છે તેનો તે ગુલ એક ગવાહ યાને સાક્ષી છે. પોતે જે પાએ-મોજંદનો ત્યાં એકરાર કીધેલો છે તે એકરાર જ્યાં સુધી પુરો થાય નહીં ત્યાં સુધી તે ગુલને પોતાનાં ઘેરમાં પોતાની નજર સમક્ષ ચાલુ રાખી મુકે છે, કે જેથી ચાલુ તેને

તેના એકરારના "પાએ-મોજદ"ના મીથ થયા કરે છે.

હવે ગુલ વહેંચ્યા પછી, તે મીજલસમાં પેલો "દએ-મોબેદ" ઉભો થઇને બાંગે બુલંદ દસ્તુરોને, મોબેદોને, બેશ કુદુંમીઓને, દોસ્ત આસ્નાવોને, અને અનજુમનને પુછે છે કે "તમે દરેક જણ ફલાંન-બીન-ફલાંન (એટલે ફલાંના) નો છોકરો ફલાંનો કે છોકરી ફલાંની) ઉરવાનના "પાએ-મોજદ" યાને પ્યારના બદલા તરીકે શું આપો છો?" ત્યારે મજકુર અનજુમનમાંથી એક પછી એક દરેક જણ—ત્યાં હાજર રહેલા દસ્તુરો અને મોબેદો સુધ્ધાં—પોતપોતાની મરજી મુજબ પેલાં ઉરવાનની નઇયતે—કોઇ ચોકસ સંખ્યામાં "યથા" ભણવા, કોઈ ચોકસ સંખ્યામાં "યેંઘહે હાતાંમ" ભણવા, કોઇ ચોકસ સંખ્યામાં "યજસ્ને" કરાવવા, કોઇ

કેટલાક "વંદીદાદ" કરાવવા, કોઇ કેટલીક સંખ્યામાં "યસ્ન હુપ્તંઘહાઇતી" (યાને મોટી હપ્તન યસ્ત) ભણવા, કોઇ કેટલીક "ન્યાએશ" ભણવા, કોઇ કેટલીક "યશ્ત" ભણવા, કોઇ કેટલીક "સરોશ યશ્ત" ભણવા, કોઇ કેટલાક "ગાથા" ભણવા, યા કોઇ કેટલીક "લાખ" * ભણવા—એમ આખી અનજુંમનના એકેએક જણ પેલા દએ-મોબેદ આગલ એકરાર કરીને જાહેર કરે છે, તે વખતે દએ-મોબેદ દરેક જુદા જુદા માંથ્રાની સંખ્યા નોંધી લે છે, અને તેનો એકંદર મીજાંન (યાને સરવાળો) કરીને પછી આખી અનજુમનને તે દએ-મોબેદ બાપોકાર જાહેર કરે છે કે "આ ઉરવાનના પાએ-મોજદ

---

* આ "લાખ"ની ઉમદા બંદગીની સમજણ આ કેતાબમાં આગલ ચાલતાં આપી છે.

યાને પ્યારના બદલા તરીકે બેશ કુદુંબીઓ, દોસ્ત આસ્નાઓ, તથા અનજુમન તરફથી આટલા લાખ "યથા," આટલા લાખ 'અષેમ,' આટલા લાખ "યેંઘહે હાતાંમ,'' આટલી "યસ્ન હપ્તંઘહાઇતી," આટલી "યસ્ન," આટલા "વંદીદાદ," આટલી સંખ્યામાં "લાખ" નામની બંદગી, આટલી "સરોશ,'' આટલા "ગાથા,'' આટલી 'યસ્ત,' આટલી "ન્યાએશ, વીગેરે વીગેરે માંથ્રવાણી ભણુવાને કબુલવામાં આવ્યું છે." પેલા દઓ-મોબેદ જે વખતે આ બધું જાહેર કરે છે તે વખતે આખી અનજુમન ઉભી થઇને પેલાં ગુલ તરફ એક ચીતે નેગાહ કરીને મનમાં પોતે જે એકરાર તે ઉરવાનને માટે માંથ્રવાણી ભણુવાનો કીધેલો છે તેના મીથ્ર કરે છે.

ત્યાર પછી આખી અનજુમન બેસી જાયછે,

અને પેશ-દસ્તુર અનજુમન સનમુખ ઉભા રહીને જાહેર કરે છે કે "ઉરવાનના ખોરાક તરીકે જ્યાં સુધી તે તનની સાથે સંબંધ રાખે છે ત્યાંસુધી તેણે કીધેલી રાદી સખાવત તેને કામ આવે છે, અને તે રાદી સખાવત તથા જીંદગી દરમ્યાન જે માંથ્ર અને મીથ્ર તેણે કરેલા હોય છે તે તથા તનથી, મનથી, જબાનથી અને જરથી આવાં દરેક કામમાં પોતાની હમ-શરીકી કરી હોય તેનો ઇનફાલ (યાને બદલો),—એ સઘળું તે ઉરવાનને અસરે રોશનીની કારદાની તરીકે કામ આવે છે, અને પોતાનાં ઉરવાનને આગલ વધારવા માટેનો પોતાને હાથે જાતે પોતાની જીંદગી દરમ્યાન તૈયાર કીધેલો તે ખોરાક છે. પણ અહીંઆંથી ઉરવાન રહેલત કરી ગયા બાદ **મીનોઇમાં** તેના ખોરાક તરીકે ફકત યસ્ન, માંથ્ર અને મીથ્ર છે,

કે જે બેશ કુટુંબ-દોસ્ત આસ્નાવ, તથા અન-જુમન તરફથી તેના 'પાએ-મોજદ' તરીકે આપેલો છે તેજ તે ઉરવાનને ખોરાક તરીકે કામ આવે છે."

આ ઉમદા ભાષણુની શરેહ હવે પછી જોઇશું. તેટલાં હાલમાં પાછા "પાએ-મોજદ" ની બાબદ તરફ પાછાં ફરીશું.

આ "પાએ-મોજદ" ની ઉમદા ફરજ પાદ-રૂઝની મીજલસમાં હાજર રહેલાં એકેએક બાનુઓ પણુ લે છે, અને એક ખાસ બાનુ જેવણુ દએ-મોબેદને લગતાં હોય છે, તેવણુ બધાં બાનુઓની ફરજો એકઠી કરવાનું કામ બજાવે છે, અને તે ટીપ 'બહારવાલા દએ-મોબેદને તુરતજ સ્વાધીન કરે છે.

આવી રીતે "પાએ-મોજદ "ની ફરજ "પાદ-રૂઝ" વખતે હાજર રહેલાં એકેએક

બાનુઓ તથા ગૃહસ્થોએ લીધા બાદ, તે કેવી રીતે પાર ઉતારતા હતાં તે હવે આપણે જોઇએ. દરેક અનજુમને તે ઉરવાનનાં "પાએ-મોજદ" યાને કે 'પ્યારના બદલા' તરીકે જેટલા માંથ્ર તે ઉરવાનની નઇયતે આપવાની દએ-મોબેદને એકરાર કરી કબુલાત આપેલી છે, તેટલા દરેક માંથ્ર અનજુમન, દોસ્તઆસ્નાવ, યા કુટુંબ કબીલાનો દરેક જણુ પોતાની સગવડ મુજબ તે ઉરવાનની નઇયત બાંધીને પોતાનાં ઘેરમાં તુરતજ ચેહારમના દીવસથી સાબેત મીથ્ર સાથે ભણુવાનું શરૂ કરે છે, અને એક પણુ દીવસના ખાંચા વગર, આસ્માની-સુલતાની સીવાય બનતાં સુધી એક વરસની મુદ્દત દરમ્યાનમાંજ તે સઘળા માંથ્ર પુરા કરે છે.

અહીં નોંધવું કે ઉરવાન માટેનું "પાએ-મોજદ" નું ભણુતર હમેશાં પોતીકી ફરજ્યાત

બંદગી પુરી કર્યા પછી છેક છેલ્લું માંડવું. જો "પાઍ-મોજદ" તરીકે "યથા," "અષેમ," કે "યેંઘહે હાતાંમ" લેવામા આવ્યા હોય તો તેને હમેશાં સરોશની ક્ષ્નુમન (કે જે હવે પછી આવતાં "લાખ" ના લખાણમાં બતાવવામાં આવી છે) તેની સાથે દરરોજની ગમે તેટલી સવળ પડતી મુકરર કરેલી એ ક્લામોની સંખ્યા ભણુવી. એજ મુજબ ગાથા "પાઍ-મોજદ"માં લીધા હોય તો તે લીધેલા ગાથાને લગતા ગાથાના દીવસ કે દીવસો સીવાય બાકીના બધા આડા દીવસો ઉપર ગાથાની ક્ષ્નુમનને બદલે ઉપર મુજબ સરોશની ક્ષ્નુમન લઇને ભણુવું. (ગાથા રોજ કેમ ભણુવા તેની રીતી હવે પછી આ કેતાબમાં આપવામાં આવી છે.)

કેટલો બધો મોતેબર આ આપણો અસલ

જરથોસ્તી પાએ-મોજાહનો કાયદો છે કે એક તરંગરથી સાધારણુ સ્થીતીનો જરથોશ્તી પણુ, તે ઉરવાનનો ખોરાક જે ફકત **મીથ્ર, માંથ્ર,** અને **યસ્ન** છે તે કાંઇ નહીં તો નજીવા ખર્ચ સિવાય તે ઉરવાનના પ્યારના બદલા તરીકે છુટથી આપી શકે છે। આ રીતે સાબેત મીથ્ર સાથે ઉચ્ચારેલા માંથ્રના સ્તોત તે ઉરવાનને ખોરાક તરીકે પોંહોંચી મીનોઇ દુન્યામાં તેને 'તસલ્લી' યાને રાહત આપી, તેને અપાખ્તરની હાલત હોય તો તેમાંથી પણુ જલદીથી છુટો કરવાનાં કુદરતનાં કામમાં તેને મદદગાર થઇ પડે છે। હજારો હજાર દરૂદ હોજો આપણા પાકજાદ વખ્શુરે વખ્શુરાન રંન્જ-ગો અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબની ઉપર, કે તેવણે આવી બધી એક્કી વખતે જીવતાંઓ તેમજ ગુજરેલાંઓ બંનેને અમુલ્ય ફાયદો કરનારી,

ઉરવાનની ચહડતી વૃદ્ધિ સદા કરનારી બુલંદ કીયાઓ, કુદરતમાં ચાલી રહેલી બુલંદ **યશ્ન** યાને કીયાની સમાંતર રચીને, આપણને તે કીયાઓની સૌથી બુલંદમાં બુલંદ નવાજેશ કરી છે!

આવી રીતે, તે ખેશીઓ અને દોસ્તો ખરા એતેકાદથી પોતે આપેલા "મેહેરે અફ્જા" યાને પોતાનાં બાતેની કોલ ઉપર ઉસ્તવાર રહી પાએ-મોજદની ફરજ ઉપર મુજબ પુરેપુરી અદા કરતા હતા, અને આજે નાણુાંનો સખાવત વખતે બને છે તેમ ખાલી મીજલસ આગલ પોકાર કરી ડોલ ઘાલી તે ફરજમાં મુદ્દલ પછાત નહીં પડતા હતા. અસલ આવી રીતે કુદરતી અચુક કાયદે **ખરી રાહી સખાવત ઉરવાનની પછવાડે ઉરવાનને પુગે એવી રીતનીજ** થતી હતી જેથી એક હાથ

ઉપર જેમ ગુજરેલાં ઉરવાનોને તેઓનાં આગલ વધવામાં સંગીન ફાયદો થતો હતો, તેમ બીજા હાથ ઉપર અહીં તેના જીવતાં વ્હાલાંઓની ઉપર પણ તે ગુજરેલાઓ તરફના આશીશ કુદરતી અચુક કાયદે ઉતરતા હતા, જેથી તેઓ દરેક વાતે—શારીરીક, હમ-ખીશી, નઇતીક, માનસીક, અને આત્મીક દુરસ્તીમાં—ચઢતી આબાદી ભોગવતા હતા. આવી "માંથ"ની સખાવત તો ગરીબમાં ગરીબથી તે તવંગરથી એક સરખી રીતે બની શકે એવી છે. આજે, ગુજરેલાંઓ માટેની આ ઉતમ સખાવતનું ધોરણ તદન વિસરાઇ જઇ, તે માંથની ખરી ઉંચ રાદી સખાવતના ભોગે ફકત દેખાદેખીથી નાણાંની રકમો ઉરવાનને નામે જાહેર કરી સખાવત કરવાનો તદન વગર અર્થનો રવૈયો પડી ગયો છે. જો કે આવા મોતેબર પ્રસંગે ગુજ-

રેલાંનાં સગાંવ્હાલાંઓ ખરી "રાદી" પોત પોતીકાં નાણુંની સખાવત પણ જાહેર કરે તો તે બી ઘણું દરોબસ્ત થઇ પડે, પણ તેમાં ગુજરેલાં ઉરવાનને કશું લાગતું વળગતું નથી, કારણકે કુદરત તો પોતીકા કાયદા પ્રમાણે તે પોતીકાં નાણુંમાંથી સખાવતનાં કરનારાં જીવતાંઓનેજ તેનો બધો નતીજો પુગાડે છે એ ખુબ ધ્યાનમાં રાખવું. વાસ્તે, જરથોશ્તી દએનના કાયદા મુજબ ઉરવાનનાં ખરાં પુનમાં સખાવત કરવીજ હોય તો અસલ શુભ "પાએ-મોજદ"ની ક્રીયા હવે દરેક બસ્તે-કુસ્તીઆંને મરણ પ્રસંગે પાછી તાજી કરવી જોઇએ છે. એની અંદર પોતાનાં ગુજરેલાં વ્હાલાં ઉરવાનને ખાતર વખત સિવાય બીજો કશો ભોગ આપવો પડતો નથી. અને શું આ સૌથી ઉમદા ફરજ

માટે વખત બરબાદ કીધેલો ગણાશે ? કદીબી નહીં, કારણકે જ્યારે "**માંથ્ર** અને "**મીથ્ર**" ઉપર ખરાં દીલથી રોકેલો વખત સદા કામ આવશે ત્યારે બીજાં બધાં પાછળ કાઢેલો વખત હમેશ માટે કામ આવશે નહીં.

આ કેતાબના વાંચનારાઓએ દરેકે કાંઇ નહીં તો એક શરૂઆત તરીકે, પોતપોતીકાં નજદીકનાં વ્હાલાં ખેશી યા દોસ્ત-આસ્નાવને માટે તેના પાદ-રૂઝ ટાંકણે "પાએ-મોજદ"ની મોતેબર ફરજ લેતાં શીખવું જોઇએ, અને આપણી મકદુર મુજબ જેટલું આપણે જાણતાં હોઇએ તેટલું કાંઇબી કરીને અમલમાં લાવવાની કોશેશ કરી જોઇએ, જેથી ધીમે ધીમે આખું ખેશ-મંડળ તેમજ મીત્ર-મંડળ ગુજરેલાંના પાદ-રૂઝ વખતે એકઠાં થતાં શીખી, અસલ રીતી મુજબ આખી ભેગી થયલી અનજુમન "પાએ-મોજદ"

લેતાં શીખે. ખુદા કરે ને એ દીવસ ઘણો નજદીક આવે, કે જ્યારે જીવતાંઓ ભેગી અનજુમનમાં પોતાનાં ગુજરેલાંઓ માટે હાલમાં તદન ભુલાઇ ગયલી સૌથી મહાન ફરજ—"પાએ-મોજદ"—લેતાં થાય, અને એ રીતે અસલ અખંડ જરથોસ્તી રાહ-રીતી, તરીકત અને ક્રીયાકામનો જમાનાની ગીરદેશથી ખોઈ દીધેલો માર્ગ એકવાર ફરીથી ધીમે ધીમે મેળવવા ભાગ્યશાળી થાય!

"પાએ-મોજદ" ની ક્રીયાને છેડે, હમેશાં પેશ-દસ્તુર સર્વે હાજર રહેલાંઓ સનમુખ **"ઉરવાનનો જીવતાં જીવત ખોરાક કયો, અને મરણ બાદ ખોરાક કયો?"** તે બાબદ ઉપર હાજર રહેલાંઓને હમેશાં જે ઉપર જણાવ્યા મુજબ ઘણો ઉમદા અને સોનેરી બોધ આપે છે, તે બહુ ધ્યાન પુગાડવા જોગ

છે. જ્યાંસુધી આ તનનું હથ્યાર આપણે ધરાવ્યે છીએ, ત્યાંસુધી તેની મારફતે જરથોસ્તી દએને ફરમાવેલાં હુમત—હુખ્ત—અને હુવરસ્ત મુજબ આપણાં હુવરસ્ત—હુખ્ત—અને—હુમત ને રાખવાં જોઈએ, જેથી આપણે આપણી જાહેરી ઉપરાંત અણદીઠ "કેરદાર" ઘણીજ સરસ બનાવી શકયે. પણ મરણ બાદ આ "કેરદાર" બાંધવા ( Mould ) નું કામ બંધ પડે છે, કારણકે કાર્યનું રણક્ષેત્ર આ દુન્યાંજ છે, જ્યાં આ "તનુ"ના હથ્યારથી "કેરદાર" બાંધી શકાય છે, અને મરણ બાદ તો આ ઉભી કરેલી "કેરદાર"માંથી ઉરવાન આસ્ને-ખેરદ બાંધી શકે છે, કે જે હવે પછીની જીંદગીમાં તેને કામ આવે છે. ત્યારે આપણાં મરણ બાદ આપણે માટે કોઈ બીજાંઓ સારાં સારાં કામો આપણે નામે કરશે તો આપણને

મુગશે એવો વિચાર ધરાવવો તદન બેહુંદો છે, કારણકે આ દુન્યાંમાં તો જે શખ્સ કાર્ય કરે છે તે પોતીકીજ "કરદાર" તેનાથી બાંધે છે; બીજાંની "કેરદાર" તે કદી બાંધી શકતો નથી. ધારો કે આપણી પાસે લખ્ખોનીબી દોલત હોય, અને તેનો રાદી ઉપયોગ જીંદગી દરમ્યાન નહીં કરતાં, આપણે આપણા વારસો યા ત્રસ્ટીઓને આપીને મરી જઇએ, તો તે પૈસાનો ગમે તેવો ઉપયોગ તેઓ કરે, તો તે માટે જોખમદાર તે વારસો અને ત્રસ્ટીઓ સતરમાંથી સોળ 'તનાપુર' રહે છે, અને આપણે ફક્ત એક 'તનાપુર' રહીએ છીએ, કારણકે કુદરતી કેશાશને કાયદે આપણા પૈસાની મારેફતથી જે કાંઇ બદ યા શાદ કામ જેઓ કરે છે તેઓને પોતાની કારદાનીની કેરદાર પ્રમાણે સોળ તના-પુર મલે છે, અને જેની મારેફત હોય તેને

એક તનાપુર મલે છે. ત્યારે, કેશાશને કાયદે પૈસો આપણાં મરણુ પછી જે વારસોને ફાળે આવ્યો છે, તે માટેની સતરમાંથી સોળ તનાપુર (યાને પુષ્કળ મોટે ભાગે) જવાબદારી તેઓનેજ શીર રહે છે, અને આપણે પૈસો આપી જતા હોવાથી એક તનાપુર (યાને ઘણીજ નજીવી) જોખમદારી આપણે માથે રહે છે. આ સતરમાંથી એક "તનાપુર" જોખમદારી મરનારને પોતાની મીલ્કત માટે મરણુ પછી રહેતી હોવાને લીધેજ, પાદ-રૂઝ વખતે જે સોશની (યાને ગાહે ભણાવવાની) ક્રીયા થાય છે તેમાં જે અતલગનું ખેશી મરનારની ફરજ લે છે તેને એરકુયામતને ભોગવટો સોંપવામાં આવે છે અને તે ફરજ લેનાર તેં ક્રીયામાં કોલ આપે છે કે મરનારનો પૈસો તે "રાદી" રીતેજ વાપરશે, જેથી તેનો સતરમાંથી એક તનાપુર સવાબ ગુજરનાર હાંસલ કરે.

વાસ્તે, ઉતમમાં ઉતમ કામોબી પૈસાનાં જોરે કરવાં હોવ તો તમો હાથે જાતે કરી લેઓ, કે તેની તમારે હાથે બંધાયલી તમારી "કેરદાર" તમનેજ સત્તરે સત્તર તનાપુર યાને પુરેપુરી કામ આવે; બાકી, વારસો અને ત્રસ્ટીઓએ કીધેલાં કામો તમારા એક વારના પૈસામાંથીબી કીધાં હોય, તોબી તે કામો ઉપર તમારો, સત્તરમાંથી એક તનાપુર સીવાય, હક રહેતો નથી. વિચાર કરો, કે જ્યારે કજા આવી, ત્યારે સૌથી અતલગની આપણી અંગત ચીજ—આપણું તન યાને શરીર—તે વટીક આપણા હાથમાં રહ્યું નહી, કારણકે તેની સાથનો કેશ્વાશ બંધ પડયો, તો પછી આપણી કરોડોની દોલત, મીલકત ઉપર આપણો (સત્તરમાંથી એક તનાપુર સીવાય) હકજ કાંહાં રહ્યો? જો તે ઉપર હકજ હોતે યાને તે ભોગવવાનો કેશ્વાશ બાકી હોતે, તો મરી શું

ક્રામ જતે, જીવીને આખો હક વાપરતે નહીં ? વાસ્તે હાથે જાતે કીધેલુંજ, પારક્રાનું નહીજ, આપણુને અંતઃકાળે કામ આવશે. ફ્કત મરણ બાદ તો કુદરતી માંથ, મીથ્ર અને યસ્નને ક્રાયદે જે આપણી બુલંદ ક્રીયાઓ માંથ્ર અને મીથ્રની બનેલી છે તેજ આપણુને પુરેપુરી આપણાં જીવતાં વ્હાલાંઓ પુગાડી શકશે, અને તેબી ક્રીયા કામો આપણી કીધેલી કરણી મુજબજ આપણુને કારગત લાગશે એવો પેગામ્બર સાહેબનો અચુક ક્રોલ છે. વાસ્તે ક્રીયાકામનો લાયક નતીજો પામવા માટે પણ આ દુન્યાંમાંની તમારી રહેણી કરણીનેજ પહેલે તપાસો, અને ઉંચમાં ઉંચ કેરદાર જીવતાં જીવતજ તમારાં તન, મન, ધન, જબાંન વીગેરેનાં જોરે બાંધવા ઉપર મંડો !

# ફ્રવરદેગાંનના દીવસો ઉપર ભણવાનું "લાખ" નામનું ઉમદા ભણતર.



હાલમાં "ગાહે" ભણાવતી વખતે, યાને પાઢ-રૂઝ એટલે પાછલી રાતનાં ઉઠેમણાં વખતની "સોશની ક્રીયા" વખતે, ગુજરેલાંની ફ્રરજ લેનાર પાસે "યક લાખ, પન્જ સદ અહુનવર" વીગેરે બોલાવી જે ફ્રઅુશાત લેવામાં આવે છે, તેમાં "લાખ"નો મીનીંગ એક લાખની સંખ્યામાં અહુનવર એમ હાલમાં કરવામાં આવે છે, પણ તે સદંતર ખોટી માન્યતા છે. "લાખ" નામ તો એક અસલી ઘણીજ ઉમદા ક્રીયાને આપવામાં આવેલું છે, કે જે હાલમાં સદંતર આપણા વચ્ચેથી ભુલાઇ ગઇ છે, અને દરેકે દરેક શખ્સને જીવતાં જીવત પણ પોતાની "લાખ" ફ્રવરદેગાનના

પેહલા દશ દીવસો ઉપર ચાલુ ભણુવાનો હુકમ છે. આ "લાખ" શબ્દ ત્યારે અસલ શું અર્થે વપરાતો હતો તે આપણે જોઇએ.

ફ્રવરદેગાંન યાને મુક્તાદના દીવસો ઉપર,- ખાસ કરીને સ્પેન્દારમદ મહીનાના આસ્તાદ રોજથી અનેરાંન રોજ સુધી (કે જે પાંચ દીવસોને "પન્જે કેહ" તરીકે આપણાં ધર્મનાં લખાણોમાં ઓળખાવેલા છે તે દીવસો ઉપર) ચાલુ ફરજ્યાત ઉપરાંત "ફ્રા ફ્રઑત્"નો હા, અને ત્યાર પછીના ગાથાના પાંચ દીવસો (જે "પન્જે મેહ" તરીકે ઓળખાય છે તે દીવસો) ઉપર અનુક્રમે પાંચ ગાથાના હા ભણુવાનો રીવાજ અત્યાર સુધી જાયજ છે, પણ તે ઉપરાંત ઉપલા દશ મોતેબર દીવસો દરમ્યાન રોજ "લાખ" ભણુવાનો પણ ખાસ હુકમ છે. આ "લાખ"નો જેમ સાધારણ અર્થ કરવા

માં આવે છે તેમ કાંઇ એક લાખ 'યથા' ભણવાનો અર્થ મુદ્દલ નથી. પણ ચોકસ સંખ્યામાં—યાને કે ૫૭૦૦ "યથા અહૂ વઈર્યો," ૨૧૦૦ "યેંઘ્હે હાતાંમ્" તથા ૧૨૦૦ "અષેમ વોહૂ"ના કલામો ફ્રવરદેગાંનના પહેલા દશ દીવસોની અંદર સરેશાની કાનૂમન સાથે ભણીને પુરા કરવાની તરીકતને "લાખ" નામ એક મરતબે આપવામાં આવ્યું છે, જો કે "લાખ"ની અંદર તો હજી બી એથી બોહોળો અર્થ સમાઇ જાય છે.

ઉપર "યથા," "યેંઘ્હે હાતાંમ," તથા "અષેમ"ની જે એક સરખી સંખ્યા દરેક જણને માટે જણાવેલી છે તે તો સરાસરી (average) છે યાને વળી "યથા," "યેંઘ્હે હાતાંમ" તથા "અષેમ"ની અરપંદી પરથી લીધેલી છે, પણ અસલમાં તો દરેક ઉરવાનના

તબક્કા મુજબ તેને પેશ પડતી લાયક સંખ્યામાંજ "યથા" "યેંઘહે હાતાંમ" તથા "અષેમ"ની જુદી જુદી લાખ ગણુવાનો જે બારીક હીસાબી કાયદો આવે છે અને જે હજીબી ખુદાના હોકુમથી મોજુદ છે તે હીસાબ મુજબ "લાખ" શોધી કાઢીને દરેક ઉરવાનને માટે જુદી જુદી "લાખ" ફરમાવવામાં આવતી હતી. આ રીતે દરેક ઉરવાનની "લાખ"ના બાબમાં "યથા" "યેંઘહે હાતાંમ," તથા "અષેમ"ની સંખ્યા જુદી પડતી હતી, અને જ્યારે એક ઉરવાન અહીંથી રહેલત કરી જતું હતું ત્યારે તેની પોતીકી જીંદગી દરમ્યાન ભણુતી "લાખ" તે ઉરવાનની ફરજ લેનાર શખ્સ તેના મરણુ બાદ પાછો ચાલુ રાખતો હતો. પણુ તે અસલ "લાખ" શોધવાની હીસાબી ગણુત્રીની ગેરહાજરીમાં દરેકની જુદી જુદી "લાખ" શોધી

કાઢવાનું અશક્ય હોવાથી, પેગામ્બર સાહેબના 'હુશમોરદી' (યાને સામાન્ય) કોલ મુજબ, દરેક ઉંમરવાન માટે એક સરખી લાગુ પડતી સરાસરી "લાખ" ઉપર મુજબ ભણવાનો હુકમ છે.

ત્યારે, ઉપલા ફરવરદેગાંનના દશ દીવસોમાં **૫૭૦૦ "યથા," ૨૧૦૦ "યેંઘહે હાતાંમ** તથા **૧૨૦૦ "અષૅમ"** સરખે હીસ્સે પુરા કરવા માટે, જો **દરરોજના ૫૭૦ "યથા," ૨૧૦ "યેંઘહે હાતાંમ"** તથા **૧૨૦ "અષૅમ"** રોજ સરોશની ક્ષનુમન સાથે માંડવામાં આવે તો ૧૦ દીવસમાં તમામ સંખ્યા સેહેલાઇથી પુરી કરી શકાશે.

આ **"લાખ"** ભણવા માટે, **સરોશની ક્ષનૂમન** નીચે મુજબ રોજ લેવી:

**ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઑ. અષૅમ**

વૅાહૂ ૩ ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો. (જે ગેહ હોય તે પઢવી) સ્રઑાષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઑાષ, આહૂઇરૂયેહે, ક્ષ્નઑાથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑાથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇરૂયો જઑાતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઑા મ્રઑાતૂ. સ્રઑાષૅમ અષીમ હુરઑાદૅમ વૅરથ્રાજનૅમ ફ્રાદત્-ગએથૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇરૂયો ૧.

[ અહીં "લાખ"ના દરરોજના ઉપર મુજબ ઠેરવેલા ૫૭૦ "યથા," ૨૧૦ "યેંઘાહે

હાતાંમ તથા ૧૨૦ "અષૅમ" અનુક્રમે પુરા કરવા (યાને કે પહેલે બધા 'યથા,' પછી "યેંઘહે હાતાંમ"ને છેવટે 'અષૅમ' એમ પુરા કરવા.) ત્યારબાદ નીચે મુજબ સરોશની ક્ષ્નૂમન પુરી કરવી:]

યથા અહૂ વઇર્યો ૨. યસ્નેંમ્ચ વહ્મૅમ્ચ અઓજસ્ચ જવરૅચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દર્ષિ—દ્રઓષ્, આહુઇર્યેહે. અષૅમ વોહૂ ૧.

☞ અહ્માઇ રએશ્ચ*; હજંઘરૅમ; જસ મે અવંઘહે મજ્દ;* કૅર્ફેહ્ મોજ્દ*.

---

* જો ભણનાર પોતાને માટે "લાખ" ભણતો હોય તોજ "અહ્માઇ રએશ્ચ" થી "કૅર્ફેહ

## ઉત્તર દિશામાં મોહોડું કરીને બંદગી કરવાની તેમજ 'શાદ મીથ્ર' યાને ભલા વિચારો તે તરફ ફેંકવાની મનાઇ જરથોશતી દ્દએનમાં શા-માટે કરવામાં આવી છે તેનો વાસ્તવીક સાયન્ટીફીક ખુલાસો.

---

### 'અપાખ્તર' ઉત્તર દિશાએજ શા માટે? 'દાદારે ગેહાન' દક્ષિણ દિશાએજ કાંય?

---

આપણી આ ખનીરથબામી યાને પૃથ્વી ઉપરજ ચાર દિશાઓને ખુરશેદ સાથના તેના સંબંધને લીધે ગણત્રીમાં લેવામાં આવી છે,

---

મોજદ" સુધીનો તમામ ભાગ પઢવો; પણ જો પોતાના ગુજરેલાં અનુશેહ-રવાંનની નયતે તે "લાખ" ભણતો હોય, તો આખી "અહમાઈ

અને કુદરતમાં ખરી રીતે જોતાં બધી દિશાઓ એક સરખી રીતે મુબારક છે. પણ, જેમ આપણે આગલ ચાલતાં અવસ્તા તથા પાજંદ શાહદતોથી જોઇશું તેમ, બધી દિશાઓમાં ઉત્તર દિશાને આપણી જરથોસ્તી દએનમાં ચોકસ સબબોસર તદન ઉતરતી ગણવામાં આવી છે, અને ખાસ કરીને અવસ્તા માંથ્ર પઢતી વખતે તેમજ બુલંદ 'મીથ્ર' યાને વિચાર કરતી વખતે ઉત્તર દીશા તરફ મોંહોડું કરવાની સખત મનાઇ આમ–વર્ગને માટે કરવામાં આવી છે.

આપણે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની મદદથી

---

રએશ્ચ, "જસ મે અવંઘહે મજદ" નો "રામનો ખાસ્ત્રહે"થી તે "સ્પેન્તો મઇન્યઓમ" સુધીનો ભાગ, તેમજ આખી "કેરફેહ મોજદ" એટલું નહીં પઢવું. એ બાબે જુઓ ઉપર પાને ૩૯ મે આપેલી ફુટનોટ.

આ બાબદ તુલોતવીલ તપાસ્યે તે પહેલાં આજની સાયન્સ યાને વિદ્યા પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ ધૃવ બાએ શું વિચારો દર્શાવે છે તે જોઇશું, જેથી આપણી બાબદ સમજવામાં કાંઇક સવળતા થશે.

સાધારણ લોહચુંબક, જે ઘોડાની નાળના આકારમાં (Horse-shoe Magnet) રમકડાં તરીકે મળે છે, અને જે લોખંડની સોય, સ્ટીલપેન, લોખંડનો વેહેર (Iron filings) વીગેરેને પોતા તરફ ખેંચવાનો અજબ ગુણ ધરાવે છે, તે તો આપણામાંના ઘણા જણાઓએ જોયું હશે. હવે, આજની સાયન્સ આપણને શીખવે છે કે આખી પૃથ્વીનો ગોળો એક જબરદસ્ત મોટું 'મેગ્નેટ' યાને (Magnet) લોહચુંબક મીસાલ આકર્ષણ-શક્તિ ધરાવનાર પદાર્થ છે, અને તે પોતાના બે

છેડાઓ યાને ધ્રુવો—ઉત્તર અને દક્ષિણ—તરફ બે જુદા પ્રકારની જોશદાર મેગ્નેટીક શક્તિ ( Terrestrial Magnetism ) ધરાવે છે, જ્યારે પૃથ્વીનો મધ્ય ભાગ એવી શક્તિથી તદન નિરાળો છે. અહીં નોંધ લેવી ઠીક થઇ પડશે કે આવી રીતની 'મેગ્નેટીક' ( Magnetic) યાને આકર્ષણ-શક્તિ યા ખેંચાણ-શક્તિ માટે અવસ્તામાં '**ખાસ્તર**' શબ્દ આવે છે, એમ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ જણાવે છે; આ "ખાસ્તર" શબ્દ હમેશાં આપણે 'રામનો ખાસ્ત્રહે 'વાળાં જાણીતાં પદમાં ભણયે છીએ, અને એને માટે ઉસ્તાદી જબાનમાં તો ખુદ '**મગ્નાટીસ**' ફારસી શબ્દ વપરાય છે, જે અસલ શબ્દ ઉપરથીજ અસલી યુનાનીઓએ અને તે ઉપરથી ઇંગ્રેજોએ 'મગ્નેટ,' 'મેગ્નેટીઝમ' ( Magnet, Magnetism ) નામ એવી ખેંચાણ—શક્તિને

આપ્યું છે. વળી આજની સાયન્સ એમ પણ કહે છે કે ઉત્તર ધ્રૂવની નજદીકની 'ખાસ્તર' દક્ષિણ ધ્રૂવની 'ખાસ્તર'થી સદંતર જુદી યાને ઉલટી હોય છે અને મોટાં મોટાં વહાણો અને સ્ટીમરોને જોઇતી દિશાએ ચલાવનારાં હોકા-યંત્ર (Mariner's Compass) ની મહાન શોધ પણ ઉપલી બીનાનેજ આભારી છે, કારણકે એ હોકા-યંત્રમાં આવતી 'મેગ્નેટીક' સોય (mag. netic needle) નો એક ખાસ નીશાણી કીધેલો છેડો ( marked end) હમેશાં ઉત્તર ધ્રૂવ તરફજ, મેગ્નેટીઝમને એક કાયદે, ફરયા કરે છે, પછી વહાણ ગમે તે દિશામાં જતું કાંય નહીં હોય. મેગ્નેટીઝમનો તે અગત્યનો કાયદો, જેને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ પણ ટેકો આપે છે, તે નીચે મુજબ છે :

'Like Poles repel; unlike Poles

attract' યાને 'બે એકુજમાંના ધૃવો ( બેઉ ઉત્તર યા બેઉ દક્ષીણ ) એક બીજાથી દુર હઠે છે, જયારે બે એકમેકથી ઉલટા ધૃવો (એક ઉત્તર તો બીજો દક્ષિણ એમ લેતાં ) એકમેકને ખેંચાણ કરે છે.' આ કુદરતી કાયદા ઉપર હોકા યંત્ર રચાયલું હોવાથી, વહાણ ખરેખર કેઇ દિશામાં હંકરાય છે તે ઝટ તે દેખાડી આપે છે. ત્યારે, આટલું તો આજની સાયન્સ (science) થી નક્કી છે કે આપણી પૃથ્વી એક મહાન 'મેગ્નેટ' છે, જેના બે છેડા ઉત્તર તથા દક્ષિણ ધૃવો બે ઉલટા સુલટી 'ખાસ્તર' યાને વિજળીક શક્તિથી ભરપુર છે. વળી આજની સાયન્સ 'મેગ્નેટીઝમ' તથા 'ઇલેક્ટ્રીસીટી' યાને વિજળી વચ્ચે ઘણો ધાડો અજબ જેવો સંબંધ છે અને વિજળી તથા મેગ્નેટીઝમને લગતા કાયદાઓ એકમળતા છે એમ પણ કબુલ

કરે છે તે બીના અહીં ખાસ નોંધવાજોગ છે, કારણકે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમના 'ખાસ્તર' ના લોગત (Technical term) માં વિજળી ઉપરાંત મેગ્નેટીઝમનો અર્થ પણ સમાઇ જાય છે, યાને કે ખુલ્લા શબ્દોમાં કહીએ તો હાલની સાયન્સને જણાયલી 'મેગ્નેટીઝમ' (magnetism) નામની શક્તિ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ અનેક 'ખાસ્તર' યાને વિજળીક શક્તિમાંની એક છે. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની એક શાખા—નામે 'ઇલ્મે ખાસ્તર' યાને (Zoroastrian Science of Electricity) મુજબ આખી સૃષ્ટિમાં બધી મળીને ૮૧ જાતની 'ખાસ્તંર' યાને વિજળી પડેલી છે, જેમાંની ૪૫ 'ખાસ્તર' કુદરતી પેદાયશોના જે ૧૫ આતશો (Energies) જણાયલા છે તેને લગતી છે,—જે આતશોનાં નામ આપણું

## ૬૬૪ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

ધર્મ પુસ્તકોમાં ચહડતાથી ઉતરતા અનુક્રમે નીચે મુજબ મળે છે:—

૧. આશો અહુરહે મજદાઓ પુથ્ર.
૨. આતશે બેરેજી–સવંધાહ.
૩. આદર ખુરદાદ (તુરફા યાને ચહડયાતા અને તનજ્જુલ યાને ઉતરતા એવા બે વિભાગમાં.)
૪. આદર ફ્રોબા.
૫. આદર ગુશસ્પ (તુરફા અને તનજ્જુલ એવા બે વિભાગમાં.)
૬. આદર બુરજીન મેહેર (તુરફા અને તનજ્જુલ એવા બે વિભાગમાં).
૭. આતશે મીનો કરકો.
૮. આતશે વાજીશ્ત.
૯. આતશે ઉરવાજીશ્ત.
૧૦. આતશે સ્પેનિસ્ત.

૧૧. આતશે વોહુ-ફ્રયાંન.
૧૨. આતશે દારા.
૧૩. આતશે નૈર્યો-સંઘહ
૧૪. આતશે ખોરેહ.
૧૫. આતશે ફ્રાહ.

બાકીની ૩૬ જાતની 'ખાસ્તર' માં હસ્ત-કૃત વિજળીઓ ( Artificial electricity) સમાઇ જાય છે: જેવી કે, (૧) કોઇ બે ધાતુ સાથે મળ્યાથી ઉત્પન્ન થતી 'વિજળી'; (૨) ચોકસ ધાતુઓને સાથે મેળવીને (alloy) બનાવેલી હાવનીમ અને લાલા (જે યજશ્ને વીગેરેની ક્રીયામાં આલાત તરીકે વપરાય છે તેનાથી) ઉત્પન્ન થતી વિંજળી; (૩) ચોકસ ખારો, પાણીનાં ક્રાદો અને ચોકસ ધાતુથી ઉત્પન્ન થતી વિજળી; (૪) પાણીના ક્રાદો, ચોકસ ધાતુ અને આતશે-વોહુ-ફ્રયાંન્નથી ઉત્પન્ન થતી વિજળી; (૫)

ચોકસ ચોકસ ખારો તથા વાનાંઓને સાથે મેળવીને બનાવેલાં ચોસલાંઓને એકમેકના ઘસારામાં લાવ્યાથી ઉત્પન્ન થતી વિજળીઓ; (૬) ચોકસ વાનાંઓના બનાવેલાં ચોસલાંઓને પ્રાણીમાં ડુબતા રાખીને પછી એકમેકના ઘસારામાં લાવ્યાથી ઉત્પન્ન થતી વિજળીઓ; (૭) ચોકસ ધાતુને જોઇતી અરપંદીમાં ગરમ કરીને જોઇતા ખાર સાથે યા ખાર વગર પાણીમાં બોળ્યાથી ઉત્પન થતી વિજળી, વીગેરે, વીગેરે. આ બધી ૮૧ જાતની વિજળીઓનાં બારીક વર્ણન જરથોશ્તી 'ઇલ્મે ખાસ્તર' માં સમાવવામાં આવેલાં છે, પણ તે સાથે હાલમાં આપણુને કાંઇ કામ નથી.

હવે, આપણે ઉપલો શરૂઆતનો ખુલાસો ધ્યાંનમાં રાખી આગલ વધીને જોઇશું કે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ ઉત્તર અને દક્ષિણ

દિશા વચ્ચે "ખાસ્તર" નો બાતેની તફાવત કેવી રીતનો છે, તથા બધી ચીજો ઉપરાંત આપણા વિચાર, વાચા અને કાર્ય ઉપર ઉત્તર અને દક્ષિણ દિશાની 'ખાસ્તર' યાને વિજલી કેવી રીતની બારીક અસર ધરાવે છે, અને ઉત્તર દિશા તરફ બંદગી દરમ્યાન મોહોંડું નહી કરવા ક્યા કુદરતના અચુક કાયદે આપણને તાકીદ કરવામાં આવી છે.

જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવે છે કે:

(૧) આ ખનીરથબામી યાને આખી પૃથ્વીની ઉપર ઉત્તર ભાગમાં, ત્યાં ખાકને ખેંચનારી વિજળીક આકર્ષણ શક્તિ જેને અવસ્તામાં "ખાસ્તર" કહે છે અને ફારસીમાં "મગનાટીસ" કહે છે તે (Magnetism) 'મેગનેટીઝમ' હોવાને લીધે, તમામ ખાક યાને જમીનનો ભાગ હમેશાં બનેલો રહે છે, જેના સબબે કુદરતી રીતેજ

માણુસોની વસ્તી હમેશાં ઉત્તરમાં રહે છે, જ્યારે પૃથ્વીના દક્ષિણ ભાગમાં ખાકને ખેંચનારી ખાસ્તરની ગેરહાજરીમાં પાણીનો ભાગ રહેલો હોવાથી, ત્યાં માણુસોની વસ્ની હોતી નથી.

(૨) હવે, દુન્યામાં જે બધી આદમજાત વસે છે તેઓ નીચલી પાંચ જીરમોમાંની એક યા વધુની અસર તળે હમેશાં રહેલી હોય છે: (ક) બરજીસ યાને બ્રેસ્પતીની જીરમ; (ખ) અતારદ યાને બુધની જીરમ; (ગ) બાહ્રામ યાને મંગળની જીરમ; (ઘ) નાહીદ યાને શુક્રની જીરમ; અને (ચ) કય્વાન યાને સનીની જીરમ. ઉપલી ખાલેસ જીરમો પ્રમાણે, દુન્યાના મહાન ધર્મ તથા તેના પાળનારાંઓના ચહડ ઉતર વિભાગો બની ગયા છે, જે ચહડતાથી ઉતરતા અનુમે નીચે મુજબ છે:

| જીરમ. | ધર્મ. |
| --- | --- |
| (૧) બરજીસી યાને બ્રેસ્પતીની. | (૧) જરથોસ્તી દએન અને તેના ફીરકાઓ. |
| (૨) તારદી યાને બુધની. | (૨) હીંદુ, બુધીસ્ટ તથા બીજા પેટા ધર્મો અને તડાઓ. |
| (૩) હાસમી યાને મંગળની. | (૩) ઇસ્લામી અને તડાઓ. |
| (૪) નાહીદી યાને શુક્રની. | (૪) મુસાઇ યાને યાહુદી અને તડાઓ. |
| (૫) કયવાની યાને શનીની. | (૫) ઇસાઇ યાને ખ્રીસ્તી ધર્મ અને તડાઓ. |

(૩) હવે, બરજીસી જરથોસ્તી દએનને અવસ્તામાં "એરેજીસ્ત" યાને સૌથી બુલંદ ગણેલી છે, કારણકે જ્યારે બીજા ધર્મમાં ફકત ત્રણ 'ખાઍ' યાને ધર્મના પાયાઓ યા મુળ—(૧) 'અસ્મો ખાઍ', (૨) 'અષ્નો ખાઍ', અને (૩) ઉતરતા મરતબાનો 'એરેજોઇશ ખાઍ' તેના મરતબા મુજબ સમજાવેલાં છે ત્યારે મજદયસ્ની જરથોસ્તી દએનમાં અસ્મો ખાઍ, અષ્નો ખાઍ તથા ચહડયાતા મરતબાનો એરેજોઇશ ખાઍ યાને "સચ્ચાઇનું મુળ" ઉપરાંત ચોથો "અષહે ખાઍ" યાને "અશોઇનું મુળ" ખાસ સમજાવવામાં આવ્યું છે, તેથીજ તેમાં કુદરતના તમામ કાયદાઓ સંપુર્ણતામાં અને બારીકીમાં સમજાવેલા છે. વધારે ખુલ્લાસાથી બોલ્યે તો, જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ પ્રમાણે કુદરતમાં ચાર 'ખાઍ' ('ખાઍ' અવસ્તા શબ્દ

છે, અને તેનો અર્થ 'ઝરો, મુળ' થાય છે) યાને કે ધર્મનાં મુળો પડેલાં છેઃ

'**અસ્મો-ખાઍ**' એ અવસ્તા શબ્દ છે (જુઓ ફ્રવરદીન યસ્ત, ફ. ૯૬) અને એનો અર્થ 'આસ્માનનું મુળ' એમ થાય છે. દરેક ધર્મમાં પોતપોતાના મરતબા મુજબ '**અસ્મો-ખાઍ**' ની અસર રહેલી હોય છેઃ દાખલા તરીકે, દરેક ધર્મમાં 'ઇશ્વરેચ્છા આધીનતા' નો કાયદો યાને 'Resignation to the will of God' જુદાં જુદાં રૂપે શીખવવામાં આવ્યો છે.

'**અઠનો-ખાઍ**' એવી અવસ્તા શબ્દ છે (જુઓ ફ્રવરદીન યસ્ત, ફ. ૯૬) અને એનો અર્થ 'જીરમનું મુળ' થાય છે. એવી ચાર ખાઓમાંનું એક છે, અને દરેક જુદા જુદા ધર્મમાં જે જુદી જુદી ખાસ્યતો પોતપોતાનાં મરત-

બામાં રહેલી છે તેનું ખાસ કારણ તે તે ધર્મને લગતી જીરમનાં 'અષ્નો-ખાઑ' ને લીધે છે.

'એરેજોઇશ-ખાઑ' એબી અવસ્તા શબ્દ છે, (જુઓ બેહેરામ યસ્ત, ક૦ ૧૧, ૧૨, ૧૩,) અને એનો અર્થ 'સચ્ચાઇનું મુળ' એમ થાય છે. એબી ઉપલા ચાર 'ખાઑ' માંનું એક છે. એ 'એરેજોઇશ-ખાઑ' ના બે ચહડ-ઉતર મરતબા છે, જેમાંના પહેલા ચહડયાતા મરતબામાં "સચ્ચાઇને ખાતરજ સચ્ચાઈ" એ નિયમ સમાઈ જાય છે, જ્યારે બીજા ઉતરતા મરતબામાં "ખાલી સચ્ચાઇ" નો નીયમ સમાઇ જાય છે. જરથોસ્તી દએનમાં ખાસ અવ્વલ મરતબાના 'એરેજોઇશ-ખાઑ'ને લેવામાં આવ્યો છે, અને તેથીજ તેમાં સચ્ચાઇને ખાતરજ સચાઇ પાળવાનાં કાયદા ઉપર બધાં ફરમાનો રચી આપેલા છે, જ્યારે બીજા ધર્મોમાં 'દુયમ' યાને

બીજા ઉતરતા મરતબાનો 'એરેજોઇશ-ખાઑ' યાને ફકત સચ્ચાઇ દરેકનાં મરતબા મુજબ શીખવવામાં આવી છે. આ 'એરેજોઇશ-ખાઑ' માં નીતીરીતીનાં બધાં કાનુનોનો સમાવેશ થાય છે.

'અષહે-ખાઑ' એબી અવસ્તા શબ્દ છે, (જુઓ ઇજશ્ને હા ૧૦, ફ. ૪) અને તેનો અર્થ "અશોઇનું" મુળ એમ થાય છે. એ ચાર 'ખાઑ' માં સૌથી માહાન મુળ ગણાય છે. આ 'અષહે-ખાઑ' માં કુદરતમાં પડેલી બધી ૭૨ જાતની અશોઇના પગથીયાં સમાઇ જાય છે, અને એ પાયા ઉપર તમામ ૭૨ મરતબાની અશોઇને લગતાં જરથોસ્તી દએનનાં બારીક ફરમાનો ને તરીકતો સંપુર્ણ રચી આપેલાં હોવાથી, તેમજ ત્રણે મુળો—'અરમો-ખાઑ' 'અષ્નો-ખાઑ' અને અવ્વલ મરતબાનો 'એરેજોઇશ-ખાઑ'ને સંપુર્ણતામાં જરથોસ્તી દએનમાં લીધેલા હોવાને

લીધે, જરથોસ્તી દએનને 'દએને બેરેજીસ્ત' યાને 'સૌથી બુલંદમાં બુલંદ દીન' ગણેલી છે. ત્યારે, જરથોસ્તી દએનનું સર્વોપરીપણું અને શ્રેષ્ટાઇ આ ચાર કુદરતી 'ખાઓ' યાને મુળ પાયાઓની ઉપર રચાયલું છે. આવી રીતે બધા ધર્મો વચે કુદરતી ફરક પડેલો હોવાને લીધે, બરજીસી જરથોસ્તી સીવાયની બીજી જીરમોના લોકોના આચારવીચારો અને રહેણીકરણી, બેરેજીસ્ત (યાને સૌથી બુલંદ) બરજીસી જીરમનાં લોકોના આચારવીચારો અને રહેણીકરણી કરતાં ઘણા ઉતરતા પ્રકારનાં, કુદરતી જીરમોનાં મરતબાને અચુક કાયદે જોતાં, રહેવા પામે છે.

(૪) હવે, આ ખનીરથબાંમી ઉપર દમ ખેંચનારાં દરેક દેશ, શહેર કે કોમનાં સર્વે આદમીઓનાં આચારવિચારો અને રહેણીકરણીથી ચાલુ સુક્ષ્મ હવામાં 'ગુબારો' યાને અણુદીઠ પડ

બંધાય છે, કે જે બધાં પડો સામટી રીતે 'પઇરિ' ના નામે અવસ્તામાં ઓળખવામાં આવ્યાં છે. અણુદીઠ અરવાહી આલમમા 'મેહેર' ની જે રોશની કાર્ય કરે છે તેના સાત વિભાગો સાત 'દખ્યુ' ને નામે ઓળખાય છે, જે સાત 'દખ્યુ' મેહેર ન્યાયશ તથા મેહેર યસ્તમાં નીચે મુજબ ચહડ ઉતર અનુક્રમે મલે છે:

મિથ્રમ {
૧. અઇવિ-દખ્યૂમ
૨. અન્તરે- દખ્યૂમ
૩. આ-દખ્યૂમ
૪. ઉપઇરિ-દખ્યૂમ
૫. અદઇરિ- દખ્યૂમ
૬. પઇરિ-દખ્યૂમ
૭. અઇપિ-દખ્યૂમ
} યજમઇદે.

એમાંનો પહેલો "અઇવિ–દખ્યૂ" અરવાહી આલમની શરૂઆતથી ગણતાં પહેલો આવે છે.

આ સાતે સાત મેહેરના "દખ્યૂ" ની ખીસ્કારી (યાને કુદરતે નેમી આપેલું પોતીકું કાર્ય=function) એકમેકથી સદંતર જુદી છે, એમ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવેછે. હાલમાં આપણને "પઇરી-દખ્યૂ" સાથેજ કામ હોવાથી એ મેહેરનો "પઇરિ" નો વિભાગ શું છે તેજ જોઇશું. "પઇરિ" એટલે આપણી કારદાનીના જેવી (Similar) બીજાંઓ જેઓ આપણાં શહેરને લગતા, ગામને લગતા, યા આપણાં લાગતાંવળગતાંઓ હોય તેઓને લગતાંઓની કારદાની મુરક્કબ થઇને (યાને સાથે ભેળાઇને) જે અણદીઠ 'પડ' યાને ગુબાર બંધાયછે તે; ટુંકમાં, દરેક દેશ યા શહેર યા તો દરેક કોમને લગતા વિચાર આચારના જમીલાથી (collectively) જે ખોરેહ બંધાયછે તેને "પઇરિ" કહેછે.

(૫) હવે "પધરિ" ઉત્તર કે દખણુ એ બે માંથી જે તે એક દીશામાં બંધાયછે, કારણકે એ બે દીશામાં પૃથ્વીના બે ધૃવ આવેલાછે, જ્યાં ખાસ્તરનો જોશ પુષ્કળ રહેછે. હવે, એ બેમાંથી કઈ દીશામાં 'પધરી' બંધાયછે તેનો આધાર નીચે મુજબ આદમીઓના આચારવિ-ચારોના સરશોક (યાને ગુણુ) ની ઉપરજ રહેછે:

દરેક જીરમનાં 'પતમાન' (યાને કે centre of spiritual gravity; balancing point સમતોલ જાળવનારૂં મધ્યબીંદુ) ને લગતા અને અનુસરતા આચારવિચારો હમેશાં દખણુ દીશા તરફ પોતે ફેંકાય છે, જેથી કુદરતી તેવા શ્રેષ્ટ આચારવિચારોની "પધરિ" હમેશાં દખણુ દીશામાં બંધાય છે. પણુ જો દરેક જીરમને લગતાં લોકોનાં આચારવિચારો પોતપોતીકી જીરમનાં 'પતમાન' ને અનુસરતા નથી હોતા,

યાને અઘટીત પ્રમાણુના હોયછે તો તેવા હલકા પ્રકારના આચારવિચારોને ઉત્તર ધૃવની ખાસ્તર યાને મેગ્નેટીઝમ પોતીકી તરફ ખેંચી લે છે, અને ત્યાં "પઇરિ" બંધાયછે, કારણકે ખનીરથ-બામીના ઉત્તર ધૃવની (north terrestrial pole) ખાસ્તરનો પ્રવાહ એવોજ છે કે તે હમેશાં આ દુન્યાની તમામ 'હરારતે જખુન' યાને 'ખોટી નાપાયદાર નરસ ગરમી' નો પોતા તરફ ચાલુ ખેંચાવો કરે છે. કુદરતમાં તો 'દુઇ' યાને બેપણુંનો કાયદો સૃષ્ટીની શરૂઆતથીજ બધેબધ કાર્ય કરી રહયો છે અને તે મુજબ કુદરતની બધી પેદાયશોમાંથી કુદરતી જેબી 'હરારતે જખુન' બહાર નીકળે છે તે ઉપરાંત માનવી પોતાની અકુદરતી જીંદગીથી જેબી બધી ખરાબી ભરેલી અસરો પોતાના નેહેસ્ત મીથ્ર-માંથ્ર-કારદાનીથી 'મેહરૂબ-બીત-તબે' ને

કાયદે (યાને કુદરતનો હરીફ થઇને) યાને 'પોતાની જાતે નાશ થનારી' એ કાયદે ઉભી કરે છે તેને પણ ઉત્તર દિશા આવી રીતે પોતા તરફ ખેંચી લે છે. આ ઉપરથી આપણે જોઇએ છીએ કે આ ઉત્તર દિશાની ખિસ્કારી કુદરતમાં કેટલી બધી જરૂરની છે, અને ફ્રશો-ગર્દના મહાન જમાનામાં કે જ્યારે તમામ માનવીઓમાંથી ખરફસ્ત્રી તેવીષી નીકળી જવાના સબબે વધારાની અકુદરતી 'હરારતે જખુન' ઉત્પન્ન થવા પામશે નહીં, ત્યારે તે વખતે પણ જે કાંઈ કુદરતી 'હરારતે જખુન' એપણુંને (હુઇને) કાયદે દરેક પેદાયશ તરફથી ઉંત્પન્ન થવી જોઇએ તેને ખેંચવા માટે ઉત્તર દિશા તે વખતે પણ પોતાની મુબારક ખીસ્કારી થાને કુદરતે સોંપેલું કાર્ય તો ચાલુજ રાખશે. આ બીના ખુબ રવેસે નોંધવી, કારણ કે આગલ ચાલતાં તેનું કામ પડશે.

ટુંકમાં, ત્યારે બોલ્યે તો, કુદરતથી ઉલટા બધા આચારવિચારોને, 'મેહરૂબ-બીત-તબે' ને કાયદે, ઉત્તર દીશા પોતે ખેંચે છે, જ્યારે સાચ્ચા યાને કુદરતમાં જે કાંઇ પડેલુ છે તેને લગતા આચારવીચારો 'મગલુબ-બીત-તબે' ને કાયદે યાને 'આબાદી બરેલી રોશની જાતે આવનારી' ને કાયદે, યાને કુદરતની અસલ અસરે રોશની માં મર્જ થઇ જઇને, દક્ષીણ તરફ પોતે ફેંકાય છે. જેઓનો આ દુન્યામાં છેલ્લો ફેરો હોય એવાં કેશાશવાળાં લોકોની કેરદાર (યાને પઇરી) હમેશાં દક્ષીણમાંજ બંધાય છે અને મરણ બાદ તેવાં અશો લોકોની ખુબસુરત કેરદાર દક્ષીણ દીશાએથી આવતી તેટલા માટે અવસ્તામાં ચીતારી છે, જ્યારે જેઓની આ દુન્યા સાથની વાસ્ના બંધાયલી હોય છે અને કેશાશ ભોગવવાનો બાકી હોય છે તેવાં ઉરવાનોની કેરદાર ઉત્તર દિશામાં હમેશાં બંધાયલી હોય છે, અને તેટલા

માટે મરણ બાદ તેવાં દુરવંદ યાને અશોઇના તરીકાથી દુર રહેનારાં સર્વે લોકોની બદસુરત કેરદાર ઉત્તર તરફથી આવતી અવસ્તામાં ચીતારી છે. (જુઓ "હાદોખ્ત નુસ્ક" ના ફકરાએ જે હેઠળ આગલ ચાલતાં ટાંકવામાં આવ્યા છે.)

(૬) હવે આપણે જાણયે છીએ કે બેરેજીસ્ત બરજીસી જીરમનાં લોકોની સંખ્યા કરતાં બાકીની બધી ચાર ઉતરતી ખાલેસ જીરમોનાં અને તેઓની મુરક્કબ્યાતથી યાને કે એકથી વધુ જીરમના મીશ્રણથી બનેલાં લોકોની સંખ્યા અબજોની છે, અને વળી ઉપર આપણે જોઇ ગયા કે ઉતરતી જીરમના લોકોના આચાર-વિચારો, જીરમોના પોતપોતીકા મરતબા પ્રમાણે, થોડાંક અપવાદો સીવાય, કુદરતીજ તનજ્જુલ એટલે ઉતરતા પ્રકારના રહે છે. ત્યારે, તેઓના

આચારવિચારોની ' પદ્ધરિ " ના ગુબાર થોડાક અપવાદો સીવાય ઉત્તર દીશામાં ઘણે મોટે ભાગે મજબુત હમેશાં બંધાતા હોવાથી, અને ઉત્તરમાં આ રીતે ' દરૂજી ' નું રહેઠાણુ હોવાથી, બેરેજીસ્ત જીરમનાં લોકોને યાને બરતેકુસ્તીઆંનોને ઉત્તર દીશા તરફ બંદગી વખતે મોંહ કરી "શાદ મીથ" યાને ભલા વીચારો ફેંકવા કે અવસ્તા માંથ ભણુવાની બહુ સખત મનાઈ કરવામાં આવી છે, કારણકે બરજીસી સીવાયની તમામ જીરમોના આદમીઓની ઉત્તર દીશામાં બંધાયલી ઘણી તનજ્જુલ યાને હલકા પ્રકારની "પદ્ધાર"થી આપણા જરથોસ્તી દએનના મીથ તેમજ બંદગી કરતી વખતે માંથ્રમાં બહુ મોટી ખલલ પુગે છે.

(૭) ઉપલા સબબને લીધેજ, ઉત્તર દીશાને અવસ્તામાં "અપાખતર". અને પહેલવીમાં

“ અવાખ્તર ” જણાવેલી છે, જેનો છુટેછુટો અર્થ ધાતુ મુજબ આ પ્રમાણે થાય છે:



| | | | | |
|---|---|---|---|---|
| અવસ્તા અપ<br>પહેલવી અવ | = | away<br>from | =દુર+ | અખ્તર<br>અખ્તર |

= ગૃહો અને તેઓના યોગાયોગથી મળતી અસરો, જે અસરે રોશનીનીજ હોય છે.

ત્યારે, ‘ અપાખ્તર ’ યા ‘ અવાખ્તર ’ એટલે “ સારી યાને અસરે રોશનીથી દુર ” એમ અર્થ થાય છે.

## ૬૮૪ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

ઉપર સમજાવ્યું તેમ, ઉત્તરમાં બંધાતી "પદ્દરિ" હમેશાં અસરે રોશનીથી દુર હોવાને લીધે તેને "અપાખ્તર" નામ આવી ઉંડાણુ મતલબે આપેલું છે. "અખ્તર" યાને ગૃહોની યોગાયોગના શુભ પ્રવાહો હમેશાં દક્ષીણુ દિશાએથીજ અહીં આવતા હોવાને લીધે, દક્ષીણુ દિશાને સૌથી મુબારક અવરતામાં ગણેલી છે કે જ્યાં "**દાદારે ગેહાન**"નું બુલંદ મરકજ પણુ આવેલું છે.

(૮) કોઇ અત્રે સવાલ કરશે કે બંદગી વખતે ઉત્તર દિશામાં મોંહ કર્યે યા નહીં કર્યે તો તેમાં શું થઇ ગયું ? ઉત્તર દિશાએ કે બીજી કોઇબી દિશાએ ભણુતી વખતે મોંહડું રાખ્યે તો તેમાં ફરક શું પડે ? બીજા શબ્દોમાં 'ઉતર દિશામાં બંધાતા દરૂજી ગુબારો તે તરફ મોંહોડુ રાખ્યાથી કેવી રીતે મન ઉપર 'ખરાબ અસર

લાવી શકે, તેની બારીક સાયન્સ સમજાવો. બેશક આ સવાલોનો 'ઇલ્મ્યત' યાને બારીક સાયન્સથી ભરપુર જવાબો પડેલા છે. બાતેનમાં નહીં ઉતરતાં સાધારણ રીતે જે જવાબ આપ્યે તો તે નીચે મુજબ છેઃ—;

આપણા બદનમાં ઉપરથી આવતા ચાલુ મેગ્નેટીક પ્રવાહો માથાં મારફતે દાખલ થઇ પગ વાટે બહાર ખરાબ પ્રવાહો ચાલુ નિકળ્યા કરે છે, એટલા માટે, માથાંને દખણ દિશા સાથે હમેશાં ઘાડો સંબંધ રહે છે, કે જે દખણ દિશામાંથી, આપણે ઉપર જોયું તેમ, 'અખ્તર, યાને ગૃહોના શુભ .પ્રવાહો કુદરતી આ દુન્યા ઉપર ઉતરયા કરે છે; તેમજ આપણા પગોને ઉત્તર દિશા સાથે સંબંધ રહે છે, કે જે ઉત્તર દિશા કુદરતમાં ચાલુ 'હરારતે જબુન ' યાને 'દરેક પેદાયશમાંથી દુઇને કાયદે બહાર પળી

નરસ ગરમી'નો ફેલાવો કરે છે. હવે, જો ઉત્તર દિશા તરફ મોંહ કરી આપણી બંદગી કર્યે કે મીથ્ર ફેંકયે તો મનનાં મરકજને ઉત્તર દિશાના તનજ્જુલ (યાને હલકા પ્રકારના) પ્રવાહો મજબુત ખેંચાણ કરે છે, જેથી મીથ્ર સાબેત રહી શકતા નથી અને માંથ્રના સ્તોત પણ ઉત્તર તરફ ખેંચાય છે. તેટલા માટે, આપણું સર હંમેશાં દખણુ તરફ ફેરવીને બંદગી યા મીથ્ર થવા જોઇએ, તેમજ સેજદા વખતે પણ એજ દિશામાં સર નમાવવું જોઇએ, જેથી દખણુના સારા પ્રવાહોની અસર મનનાં મરકજ ઉપર પહોંચવાથી મન શાંત અને એકાગ્ર થવામાં મોટો ટેકો થાય છે અને બંદગી તેમજ મીથ્રને મોટી મદદ મળે છે.

જો હજી એ સવાલના બાતેનમાં ઉતરીને બુલંદ સાયન્સની રીતે ( with scientific

precision ) બરોબર રીતે બોલ્યે, તો નીચે મુજબ એ બાબદ ખુલાસેવાર બોલી શકાય :—

આપણા વખ્શુરે વખ્શુરાંન રમ્જ—ગો અહુરાના અશો સ્પીતમાન જરથુસ્ત સાહેબે જે દરેકે દરેક કુદરતના અચુક કાયદાઓનું પોતાની 'આસ્ને વીર' ની સૌથી બુલંદ અકક્લની બખ્શેશથી સંપુર્ણ અવલોકન કરીને જરથોસ્તી દએન આપણને એનાયત કરી છે તે કાયદાઓમાંનો "તોરે ગોહોર" નો કાયદો, જે સાધારણે 'ગાશક' ને નામે ઓલખાય છે તે કાયદો બહુ બારીકીથી એવણુ સાહેબે સમજાવ્યો છે. દરેક 'મખલુકાત' યાને પેદા થયલાં પ્રાણીનો ખરાબ રહેણીકરણીના ખરાબ આચારવિચારથી 'મેહેરૂબ' યાને કે કુદરતની સામે જનારો જે 'ગાશક' યાને 'અંધકારી સરશોક' બંધાય છે તેને 'તોરે ગોહોર" કહેલો છે. આ "ગાશક" નો કાયદો

કુદરતમાં કેવી રીતે બધેબધ કાર્ય કરી રહેલો છે તેની સમજણ બહુ બારીક અને લંબાણ છે, છતાં આપણે અત્રે તેને ટુંકમાં સમજવાની કોશેશ કરીએ.

આ 'ખનીરંથ બામી' (Earth) યાને આખી પૃથ્વીની હૈયાતીને માટે, દરેકે દરેક ' મવાલીદે સલાસે ' એટલે કે ધરતીની ત્રણ ફરજંદ-રૂપી પેદાયશો, જે હૈવાનાત (Animal Kingdom જાનવર-વર્ગ, આદમ સુધ્ધાં), નબાતાત ( Vegetable Kingdom વનસ્પતી-વર્ગ, ) તથા જમાદાત ( Mineral Kingdom ખનીજ-વર્ગ) તે બધી પેદાયશોના શ્વાસોશ્વાસ ચલાવવા માટે, અહીંથી ચાર ફરસંગ ( યાને આશરે ૧૬ માઇલ )ના છેટા સુધી પૃથ્વીની આસપાસ ફેલાયલો " વયુ - ઉપર-કઇર્ય " ( જેને આપણે સાધારણ રીતે ' વાતાવરણ'

Atmosphere કહીએ છીએ તે) સદા કાર્ય કરે છે. આ "વયુ–ઉપર–કઇર્ય" ચાર ચાર ફરસંગના ચાર વિભાગોમાં વહેંચાઇને પણ 'તનાસુલી સીલસીલા' થી યાને આખાં વાતાવરણુ સાથનો નીકટ સંબંધ જાળવીને કાર્ય કરે છે. સૌથી નીચેનો જમીનની અડોઅડનો ભાગ (nearest layer) વાતાવરણુના આખા તનાસુલી સીલસીલા સાથે ચહડ ઉતર મરતબાથી આદમજાતના શ્વાસોશ્વાસ માટે સરજાયલો છે; તેની ઉપરનો બીજો વિભાગ જાનવર–વર્ગ માટે તનાસુલી સીલસીલા સાથે ચહડ ઉતર મરતબાથી કાર્ય કરે છે; હજી તેની ઉપરનો ત્રીજો વિભાગ તનાસુલી સીલસીલાથી ચહડ ઉતર મરતબાથી વનસ્પતી—વર્ગ માટે નિરમાણુ થયલો છે; અને સૌથી ઉપરનો ચોથો વિભાગ (Topmost i. e. furthest layer of

Atmosphere) ખનીજ-વર્ગ માટે તનાસુલી સીલસીલાથી કાર્ય કરે છે.

હવે, આ ખનીરથબામી યાને આખી પૃથ્વીની ઉપર દરેકે દરેક પેદાયશ તરફથી દમેદમ જીંદગી ગુજારતાં ચાલી રહેલી બધી ચલવલથી જે અગણીત "નાદ" યાને અવાજ-જાહેરી યા બાતેની-ઉત્પન્ન થાય છે, તેની સાથે "વયુ-ઉપર-કઇર્ય" હમેશાં ઘસારો (friction) કરે છે; પછી તે ચાર અનાસરો—આતશ, બાદ આબ અને ખાક—ની બનેલી ચીજો હોય, યા તો દરેકે દરેક પેદાયશના વિચાર (મીથ્ર), શબ્દ (માંથ્ર), તથા દરેક બારીકમાં બારીક હીલચાલો (operations) હોય—તે બધું "વયુ-ઉપર-કઇર્ય" સાથે નીરંતર 'ફ્રીકશન' યાને ઘસારામાં કુદરતીજ આવે છે. દાખલા તરીકે, ગમે તેવો સાત ભોંયરાંમાં ભરાઇને ત્યાં મનમાં વિચાર

કીધો હોય તો તે પણ ' વયુ-ઉપર-કઇર્યં' સાથે ધસારામાં આવે છે, અને તેનો ગુબાર બંધાયછે. આવી રીતના અસંખ્ય ધસારા ( friction ફ્રીકશન) થી અનેક જાતના ' ગુબાર' ( યાને બારીક અણુદીઠ પડ) વાતાવરણમાં હરહંમેશ બંધાય છે. હવે શમ્સના રત્રા (યાને ખુરશેદનાં અણુદીઠ કીરણો) મેહેરના 'હખ્યુ' ની મારફતે, હ્રતેસાલ ' ને કાયદે ( યાને Centripetal Force એટલે મધ્ય બીંદુ તરફ ખેંચાવાને કાયદે ) આ બધા ગુબારોના અખ્ખરા યાને તેમાંથી નીકળતા બાફ ( exhalations & efflervescences) ને ઉપર ચાલુ ખેંચે છે, અને "વયુ-ઉપર-કઇર્યં "ના સૌથી ઉપરના એક ફરસંગના વિસ્તાર સુધીના યાને ઉપઇરિ-હખ્યુમાં કે જયાંથી ' વયુ-ઉપર-કઇર્યં 'ની શરૂઆત થાય છે, તેમાં આ બધા અખ્ખરા ગાળવાની કીયા

(filtration) કરવામાં આવે છે, અને પછી તે હલકા થઇને વાતાવરણમાં 'હરીરી' (યાને microbes બારીક સુક્ષ્મ જંતુઓ ) નાં વાદળાં (clusters or conglommerations) રૂપે ફરયા કરે છે. આવી રીતે ઉપર ખેંચાયલી ગળાઇને તૈયાર થયલી 'હરીરી' જે વાતા–વરણમાં અદદઇરિ– દખ્યુમાં દબાણ મેળવીને બીજાંની balanced થઇને ચાલુ ભમ્યા કરે છે તે જયારે ગોમીજગીની બદ પઇરીમાંથી પસાર થાય છે ત્યારે તેને એક બરતબે "ગાશક" કહે છે. કાંઇ જુજ દક્ષિણ તરફની અનકરીબ જમીન હોય તેનાં પ્રમાણ પ્રમાણે સેહજસાજ ગાશક દક્ષિણમાં બંધાવા સીવાય, આ 'ગાશક' નું રહેઠાણ હંમેશાં ઉ ર દિશામાં હોય છે.

આજની 'બેકટીરીઓલોજી' ( Bacteriology) ની વિદ્યા જે કાંઇ જંતુઓ બાબે સમ-

જાવી શકે છે તેનાં કરતાં બી બારીક તુલોતવીલ સમજણ ‘ જંતુઓ ’ બાબે આપણી જરથોસ્તી દએન આપે છે, કે જેમાં ખુદ ‘ જંતુઓની ઉત્પત્તિ,’ તેઓનો કુદરતની દરેકે દરેક પેદાયશ સાથનો સંબંધ, વીગેરે બાબેનું જ્ઞાન આ ‘ગાશક’ ના એક કાયદામાં સમાવી દીધું છે, અને એક બાતેનમાં બાતેન ‘ મીથ્ર ’ યાને વિચારથી પણ તેને લગતી ‘ હરીરી ’ ( જંતુઓ જે સુક્ષ્મદર્શક યંત્રથી પણ નહીં દેખાય તેવાં સુક્ષ્મ હોય છે તે) કેમ પેદા પડે છે તેની સમજણ આપે છે.

હવે, આ દરેકે દરેક ચીજમાંથી ખેંચાતા કુદરતી અબ્ખરા (universal exhalation) ના કાયદા ઉપરાંત કુદરતનો બીજો મહાન કાયદો તેની સાથે સાથેજ કાર્ય કરેછે, અને તે એ છે કે “ ‘ઉસુલ’ ઉસુલ તરફજ હમેશાં ખેંચાય છે,” યાને કે ‘જે મુળમાંથી એક ચીજ ઉત્પન્ન થઇ

હોય તે મુળની દરેક ચીજો તરફજ તે ચીજ ખેંચાવી જોઇએ." આ કુદરતના મહાન કાયદાને આધારે, જે જે ચીજોમાંથી જે અબ્ખરાઓ ઉત્પન્ન થઇ તેની 'ગાશક' બંધાયલી હોય છે તે તે ચીજ તરફ તેને લગતીજ 'ગાશક' પાછો રાત અને દીન ખેંચાવો કરેછે. આ કાયદાને લીધે 'ગાશક' અહીંની દરેક ચીજ ઉપર ચાલુ જરાકુબી થોભ્યા વગર ગળબો કરે છે. દરેક અનાસરી ચીજની ઉપર તે ધુળ રૂપે એકઠી થઇને તેને બગાડે છે. હવેજ આપણુને સમજ પડે છે કે દરેક ચીજ દુન્યામાં પડત પડે છે તો તેમની તેમ રહેવાને બદલે યા વધારે ઝગકતી થવાને બદલે ધુળ કાંય ખાય છે? દાખલા તરીકે ધોત્તો રૂમાલ પડત પડતાં મેલો થાય છે, પણુ મેલો રૂમાલ પોતીકી મેળે ધોત્તો થતો નથી. ખુરશેદ જયારે દીવસની વખતે પ્રકાશે છે ત્યારે

પોતાના સીધા 'સ્વા' મારફતે આ 'ગાશક' ને ઘણોજ ઝડપથી કાપતો આવે છે. જો ખુરશેદમાં 'ગાશક' ને કાપવાની આ શકિત નહીં મુકી હતે, તો કોઇબી ચીજ 'ગાશક' ના નીરંતર ઘસારાબંધ હુમલા સાથે એક પળવાર પણ હૈયાત રહી શકતે નહીં. વળી હવાના સમાગમથી કોઇબી ચીજ ચોકસ સંજોગો મળતાં કાંય બગડી આવે છે તેનું મુળ કારણ પણ આ 'ગાશક' છે.

વળી, જેમ અવ્વલ મરતબામાં દીવસની વખતે ખોરશેદ 'ગાશક' ને કાપતો રહે છે, તેમ રાતની વખતે 'દએ' યાને ચંદ્રમા દુયમ (યાને બીજા) મરતબામાં 'ગાશક' ને કાપે છે. વળી રાતની વખતે રોશન ચેરાગ, જે ફક્ત 'રોગન' નો એટલેકે ઘી કે કોઇબી વનસ્પતીક તેલનો કાયદા સર હોવો જોઇએ, તે ચેરાગ પણ આ 'ગાશક'

કાપવાનું પોતાની હદ મુજબ કાર્ય કરે છે, અને વળી આતશ રોશન રાખ્યાથી તે પણ પોતાના મરતબા પ્રમાણે ગાશક કાપવાનું કાર્ય કરે છે. તેટલા માટેજ, ચેરાગ થતાં, દરરોજ ચેરાગનો નમસ્કાર તેનાં બુલંદ મીશ્રે સહીત કરવાનો હોકુમ છે, અને આતશ રોશન કરયા પછી એસમ-બોએ આપવાનો હોકુમ છે આપણે બસ્તેકુસ્તીઆનોએ તો હમેશાં 'રોગની ચેરાગ' એટલે કે ધી કોપરેલ કે બીજાં કોઇ વનસ્પતીક તેલનીજ બતીઓ વાપરવી રવા છે, અને ખાસ કરી આતશકદેહો જેવાં પાક મકાનોમાં તો 'રોગની ચેરાગ' વાપરવાની જે તાકીદ ફરમાવી છે. અને ખનીજ તેલો યા પદાર્થોનો તેમજ સ્પીરીટ તથા હસ્તકૃત વિજળીની બધી બતીઓ આવાં કામોમાં વાપરવાની જે ખાસ મનાઇ કરવામાં આવી છે, તેનાં અનેક સાયન્ટીફીક કારણોમાં એક

મુખ્ય કારણુ અણુદીઠ ‘ ગાશક ’ ને કાપવાની ચેરાગની આ શક્તિ ( Capability ) છે. સર્વે રોગનયાને ‘ ઘી અને વનસ્પતીક તેલો ’ ચેરાગમાં બાળવાથી તેની ‘ ગાશક ’ કાપવાની શક્તિ ઘણી તેજ રહેછે, જ્યારે ખનીજ પદાર્થની સ્પીરીટની તેમજ વિજળીની ગમે તેવી ભભુકદાર બતીઓ ‘ ગાશક ’ ની હરીરીને ઉલટી વધારી આપે છે, જેથી જાહેરમાં તેમજ બાતેનમાં નફાને બદલે નુકસાન થાય છે. જાહેરમાં એવી બતીઓ શરીરને નબળું પાડે છે, અને જેટલા ‘ ગએથા ’ યાને અંદરના અવયવો (Vital organs) છે—જેવાંકે દેમાગ યાને ભેજું, ફેફસાં, હાર્ટ (યાને દીલ), શેકમ, હોજરી, ઝીલે નકીર, કલેજું, ગુરદા, તલ્લી, આંતરડાં, ગુપ્ત અંગો— તે દરેક ગએથાની ‘ ખાસ્તર ’ ને યાને વિજળીક પ્રવાહને પોતીકાં પ્રમાણુ પ્રમાણે આવી બતીઓ

સોશન કરે છે, જેથી ગએથાનો સરશોક નબળો પડતો જાય છે, અને ઉપલા દરેક ગએથા યાને અવયવો (vital organs) દીવસે દીવસે નબળા પોષાય છે, અને તે અવયવો પોતાંની ખીશ્કારી યાને કુદરતે સોંપેલું કામ (function) બરાબર બજાવતાં નથી. ખાસ કરીને ગરમ મુલકમાં આવી બતીઓ વધારે અસર જલદી કરે છે. પરીણામમાં આખું શરીર નબળું પડતું જાય છે. કુદરતમાં તો એપણાંનો કાયદો કાર્ય કરે છે, અને તેથી દરેક ખોરાક જે આપણે હવા, પાણી કે નક્કર રૂપે લઇએ છીએ તેમાં 'જખુન હરીરી' યાને નુકસાનકારક જંતુઓ તો આવે છેજ, પણ જો આપણા ગએથા જે 'સ્પેત હરીરી' (White cells) યાને 'સફેદ અનુઓ' નાં બનેલાં છે તે જો જોશદાર 'સ્પેત હરીરી' ધરાવે છે યાને ગએથામાંની કુદરતી

ખાસ્તર જેવી ને તેવી અસલ હાલતમાં જલવાઇ રહેલી હોય છે, તો ખોરાકમાં ગમે તેવી આવતી 'જખુન હરીરી' ને ફાવવા દેતી નથી એથી ઉલટું, જો ગએથાની વિજળીક ખાસ્તર કોઇબી રીતે (દાખલા તરીકે વિજળીક યાતો ખનીજ પદાર્થની ભભુકદાર રોશનીથી) સોશન થઇ જાય છે, તો 'સ્પેત હરીરી' જોશદાર રહેવાને બદલે દુર્બળ થઇ જાય છે, અને પછી ખોરાકમાં આવતી 'જખુન હરીરી' ગાલેબ આવે છે, અને 'ખુન' માં એટલે લોહીમાં જેટલી અસ્પંદીની 'સ્પેત હરીરી' જોઇએ તેટલી ન રહયાથી થોડી ઘણીબી બાહેરથી ગાશકની 'હરારી' શરીરમાં દાખલ થયાથી તુરત ખરાબ અસર થાય છે. પણ જો આવી તેજદાર ખનીજ પદાર્થની યા આવી વિજળીક તેજદાર બતી નહી વપરાતી હોય, તો ગએથાની

હરીરીની ખાસ્તર સોશન (absorb) થતી નથી, અને અસલ કુદરતી અસ્પંદીમાં રહેવા પામે છે, જેથી બાહેરની આવતી ગાશકની 'હરીરી—એ—જબુન' 'મારેફતે—ગીઝા'થી એટલે કે (ખોરાકની મારફતે' શરીરમાં એકઆરગી પેવસ બી થાય તોપણ ગએથામાં કામેલ (યાને પુરેપુરી બળવાન) ખાસ્તર હોવાને લીધે ખુન યાને લોહી તેજદાર રહે છે, અને તેથી તે અંદર આવતી 'હરીરી—એ—જબુન' નબળી થઇને બહાર નીકળી જવા પામે છે, તેથી શરીર પુષ્ટ રહે છે અને કોઇબી રીતથી ખરાબ હરીરીને શરીરપર ફાવવા દેતી નથી. એવુંજ એક શરીર ખરેખર તનદુરસ્ત કહેવાય છે, અને બાંધો મજબુત બને છે, અને જરા જરામાં કોઇબી જીવજંતુ કે મચ્છરના ડંખથી ખુન યાને લોહીમાં 'હરારતે ગરેબીઆ' યાને

'ખોટી ગરમી' વધી જવા પામતી નથી ને કંઇબી દરદો ઉભરી આવતાં નથી, કારણ કે કુદરતી અસ્પંદીમાં ખુન હોવાથી તે દરેક 'ગાશકી હરીરી' ઉપર ખુનની પુરતી અસ્પંદીની 'હરીરી—એ—સ્પેત' ગાલેબ આવે છે, જેથી ઘણુંાંજ જુજ દુખ દર્દો દેખાવ દે છે, ને તેથીજ તનદુરસ્તી હમેશાં પુર બહારમાં રહે છે ને દરેક ગએથા પણ પુર જોશમાં પોતાનું કાર્ય કરે છે, અને કોઇબી ગએથા 'પીરી' યાને બુઢાપો સીવાય નબળા પડતા નથી; આતીજ રીતના ગએથા પોતાનું કામ પુરતી રીતે બજાવી શકે છે.

બાતેનમાં ખનીજ તેલોની તેમજ વિજળીની ભભુકદાર બતીઓ કેવી રીતે નુકસાન કરેછે તે હવે જોઇએ. ઉપર સમજાવ્યા મુજબ આવી બતીઓ વોહુ મીથ (યાને કુદરતી ભલા વિચાર) અને માંથ્રના

સ્તોતને કતે કરે છે અને જબુન (યાને નરસ) માંથ્ર અને મીથ્રની હરીરીને હમેશાં પોખી આપે છે. આવી રીતે પોખાયલી સુક્ષ્મ હરીરી 'મારેફ્તે—ગીઝા' થી યાને ખોરાકની મારફ્તે શરીરમાં દાખલ થયાથી, આપણા 'વોહુ—મીથ્ર' કતે થાય છે, અને પોતીકી ખાસ્યતના જબુન (યાને હલકા) મીથ્રને પોષે છે, જેથી દુન્યામાં ખાનાખરાબી પંથરાઇને ખુનામરકી પેદા થાય છે, અને દગો ફટકો કરવામાં અને પ્રપંચ રમવામાં આદમો લલચાય છે, અને એક બીજાનું ભલું શોધવાને બદલે ભુડું કરવામાં મસ્ગુલ થાય છે, અને નીચ સ્વાર્થના બની અંતે પોતાને હાથ પાયમાલ થાય છે.

'ગાથાક' ની આવી રીતની જાહેરી તથા બાતેની નુકસાનકારક અસર થતી હોવાને લીધે

તેની સામે બચાવ કરવા માટે આપણુ બસ્તેકુસ્તીઆનોને અનેક ફરમાનો આપવામાં આવેલાં છે, જેમાંનું એક રાતની વખતે 'રોગની ચેરાગ ' યાને ઘી યા વનસ્પતીક તેલની બતી વાપરવાનું સાદું પણ મોતેબર ફરમાન છે, અને બીજું હમેશાં ઘરમાં આતશ ' રોશન રહેવો જોઇએ ને સંભાળવું જોઇએ કે આતશ ' વસ્તા ' યાને બુજાઇ જવા નહી જોઇએ. એમ રાત દીન આતશ પેહેડી દર પેહેડી જારી રહેવા જોઇએ.

વળી આ ' ગાશક ' ને કાપવા માટે ખુરશેદ ઉપરાંત નબાતાત યાને વનસ્પતી વર્ગ, હૈવાનાતે મુતલક યાને વાચા વગરનાં જાનવરો, તથા હૈવાનાતે નાતેકા યાને બોલતી આદમજાત ને પણ કાયનાત બક્ષવામાં આવી છે, જો

કે આ બીનાની બારીકીમાં આપણે હાલમાં ઉતરી શકતા નથી.

૯૭ એથીબી વધુ ઉંડાણથી "ગાશક" નું ઉસુલ યાને મુળ સમજાવી શકાય એમ છે. આસ્માનોની ગરદેશથી અસંખ્ય યોગાયોગ થઇને જે બધી કેશ્શારી અસરો ઉત્પન્ન થાયછે તે બધી કેશ્શારી અસરો ખુરશેદ પહેલાં પોતે 'મગનાટીસ' કરીને યાને પોતા તરફ આકર્ષણથી ખેંચીને 'દએ' યાને ચંદ્રમાને આપે છે, અને પછી 'દએ' માંથી તે બધી અસરો મેહેરના સાત દખ્યુ (જુઓ મેહેર ન્યાયશ તથા મેહેર યસ્ત: અઇવી-દખ્યુ અન્તરે-દખ્યુ, આ-દખ્યુ ઉપઇરિ-દખ્યુ, અદઇરિ-દખ્યુ, પઇરિ-દખ્યુ, અને 'અઇપી-દખ્યુ') માંથી દરેક દખ્યુની અસરમાંથી પસાર થાય છે, તે

વખતે 'વયુ' સાથે આ અસરોનું 'ફ્રીકશન' યાને ઘસારો થઇને 'હરીરી' ઉત્પન્ન થાય છે. આ ઉપરથી આવતો હરીરીનો પ્રવાહ (જેનો કાંઇક ઝાંખો ખ્યાલ લેવો હોય તો તડકાંની રજાલ એક બાકોરાંમાંથી આવતાં બારીક ધુળ ઉડતી હોય તેવો ઉપરનો બધો પ્રવાહ જાણે સુરજનાં કીરણોમાંથી ઉતરતો દેખાયછે તે) 'ઉસુલ' ઉસુલ તરફ ખેંચાવાને કાયદે આપણી 'અઇપી' તથા 'પઇરી' માં જે ગુબારો ઉપર સમજાવ્યા મુજબ બંધાયલા છે તેમાંથી આરપાર પસાર થાય છે (permeate); આ વખતે જો તે "અઇપી-પઇરી" અસરે રોશનીની યાને અશોઇની બાજુની ય્યાને કે 'સ્પેન્ત' ની લાઇનનીજ હોય છે તો તે 'હરીરી' (સુક્ષ્મીક જંતુઓ) હરકત-કર્તા નીવડતી નથી, પણ નિર્દોષ રહે છે અને તે "ગાસક" ને નામે

ઓળખાતી નથી પણ ત્યાંની હવામાં 'તઇગી'નું રૂપ લે છે, જેથી ત્યાંની હવામાં શાંતી, ખુશાલી નિરોગીપણું ને આબાદી ફેલાય છે. પણ જયારે એજ ઉપરથી આવતો કેશારશી પ્રવાહ આપણાં પોતાનાંજ ખરાબ "અઇપી-પઇરી" ના ગુબારોમાંથી આરપાર પસાર થાય છે, ત્યારેજ તેની અસર લઇ તે પ્રવાહ "ગશક" અથવા "ગોમેજગી" નું રૂપ તુરત પકડે છે, કે જેથી અહીં મારામારી, લડાઇ, આફ્ત અને દુખદરદો અને નાશનાં યાને સંકોચાવાનાં દુશ્મન-જંતુઓ પુષ્કળ ઉભાઇ જાય છે. અને જો જબુન કેશાશની (યાને ભુતકાળની બુરી કરણીની) અસરો રોશનીની પઇરી-અઇપી માંથી પસાર થાય, યા શાદ કેશાશની (યાને ભુતકાળની સારી કરણીની) અસર બદ પઇરી-અઇપી માંથી પસાર થાય ત્યારે તેની અસર મ્યાના થઇ જાય છે યાને કાંઇ થોડીક શાદ એટલે સારી તેમજ

થોડીક બદમાં અસર રહે છે. આ ત્યારે, 'ગાશક' ની ઉત્પતીનું છેક અંદરખાનેનું બાતેન ઉસુલ યાને મુળ છે. આ ઉપરથી આવતો પ્રવાહ—શાદ યા બદ યા મ્યાના (એટલે 'મધ્યમ,' થોડોક સારો ને થોડોક માઠો)—બનવાનું મુળ કારણ, ત્યારે, આ પણે આદમજાત પોતેજ છીએ કે જેને 'ફુલ-મુખ્ત્યારી' (યાને મરજીનું છુટાપણું) આપેલું હોવાથી પોતાના મીથ યાને વિચાર-શક્તિને અન-સમજથી કે કમ-અકલથી કમાર્ગે વાપરી કુદરતી ગાશકનો ગલબો પોતા સામે તીક્ષણ કરે છે. આ પ્રવાહનો ધસારો એટલો તો અસાધારણ રહે છે કે એક આંખના પળકારામાં એક દમ લેતાં તે ૩૬ વખત અનાસરને કાયદે પસાર થાય છે. આટલું યાદ રાખવું કે અનાસરોને લગતું ગાશક અનાસરો ઉપર ચાલુ ધસારો કરે છે, જયારે

મીશ્ર યાને વિચારની ગતીથી ઉત્પન્ન થયલું ગાશક તેવું ગાશક ઉત્પન્ન કરનારા વિચારો ભરપા કરનાર તરફજ, ઉસુલ ઉસુલ તરફ ખેંચાવાના ઉલ–વુજુબ કુદરતના અચુક કાયદે, ખેંચાવો કરે છે. આવા આવા ઇનસાફી કાયદાઓને લીધેજ એકમેકના ગમે તેવા નાના યા મોટા કેશાશો ( એક બીજાનું માંગતું લેણું અદા કરવાનું તે) પોતીકી મેળે ભરપાઇ થઇ શકે છે.

ઉપર મુજબ લંબાણથી ‘ ગાશક ’ યાને ‘ તીરે ગોહોર ’ ના કાયદાની તુલોતવીલ સમજણ લીધા પછી હવે આપણે આપણી મુળ બાબદ કે ઉત્તર દિશાએ મોંહોડું ભણતી વખતે ફેરવ્યાથી કેવી રીતે નુકસાન થાય છે તે તરફ પાછા ફરીશું.

આપણે કે જેઓ ‘ હેવાનાતે નાતેકા ’ યાને બોલતી આદમજાત છીએ તેઓને આ દુન્યાંમાં

જન્મ પામવાની જે મુળ મતલબ છે તે 'અહુમ મષીમ' યાને કે કુદરતમાં જે કાંઇ સાચ્ચું પડેલું છે તે પામવાનો ખરો અંતઃકરણનો સ્વભાવ દરેક આદમીએ પોતે જાતે કોશેશ કરીને ખીલવવાનો છે. હવે, આદમજાત ચાહે તો પોતાના હવસ ઉપર અક્કલ ગાલેબ લાવીને 'વોહુ—મનો' યાને કે પોતપોતીકાં અંતકરણનાં જે કુદરતમાં સાચ્ચું પડેલું છે તેવા વીચારો બરપા કરી 'બાતેની અહુ' ખીલવી શકે છે, યા તો અક્કલ ઉપર હવસને ગાલેબ લાવીને 'અકો—મનો' યાને કુદરતથી ઉલટા ખોટા વિચારો બરપા કરે છે, અને 'અહુ' નો નાશ યાને સંકોચ કરે છે. આવી રીતે જીંદગી દરમ્યાન ભલા યા માઠા યા મ્યાના વિચારોનો જે જમીલો (યાને જથ્થો) ચાલુ બરપા થાય છે, તે બધા વિચારો સાથે મુરક્કબ થઇને

## ૭૧૦ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

આપણાં તનમાં ચાલુ જોશ કરી રહેલા ' વાંથ્વો—ફ્રાદો ' નાં પ્રવાહ આપણી ' બીનાઈ' યાને જોવાની શકિતથી આંખ વાટે ચાલુ જાહેરી યા પોશીદા (યાને ગુપ્ત રીતે) બહાર નીકળે છે. કોઇ અત્રે સવાલ કરશે કે ' વાંથ્વો—ફ્રાદો' તો પાણીની અંદર જે પાંચ ' ફ્રાદો ' યાને વીજળીક શકિતઓ છે—જેનાં નામ ' આદુ—ફ્રાદો, વાંથ્વો-ફ્રાદો, ગએથો-ફ્રાદો, ક્ષએતો-ફ્રાદો, દંધહુ ફ્રાદો ' એમ આવાં ન્યાયશ તથા યસ્તમાં આવે છે—તે પાંચ ' ફ્રાદો ' માંનો એક 'ફ્રાદો' છે, તે ' ફ્રાદો ' આપણાં શરીરમાં ક્યાંથી આવ્યો ? એનો જવાબ એમ છે કે આપણું તન પોણો ભાગ પાણી અને ફકત પા ભાગ નક્કર પદાર્થનું બનેલું છે; તે બધો જે પાણીનો ભાગ શરીરમાં છે તે પાણીમાંની પાંચ ' ફ્રાદો ' ની શક્તિઓ ચાલુ શરીરમાં કાર્ય કરે છે.

'વાંથ્વો—સ્રાદો' એટલે શબ્દાર્થ પ્રમાણે 'ટોળાંને વધારનારી' એમ એ બોલનો છુટેછુટો (literal) અર્થ થાય છે. આ 'ટોળું' જે અહીં કહેલું છે તે, જેમ ભાષા—શાસ્ત્રીઓ માને છે તેમ, છોકરાં બકરાં મેંઢાં કે ગાયઢોરનાં ટોળાંની વાત નથી, પણ કુદરતમાં જે કાંઇ સારી યા માડી ચીજોનો જમીલો—પછી તે બધી જાતની 'દરૂજ' હોય કે સારા 'શાદ' ઉંચ ગુબારો હોય યા મ્યાના (યાને સારા માઠા ભેળ) હોય— તે ત્રણ જાતના જમીલાને 'ટોળાં' (વાંથ્વ) અવસ્તામાં જણાવેલાં છે. આ કુદરતમાં પડેલા સારા યા માઠા યા મ્યાના ટોળાં ('વાંથ્વ') ને આકર્ષણ કરનારું, ખેંચનાર, તેને વધારનાર જે એક વિજળીક શકિત પાણીમાં ખાસ પડેલી છે તે શકિતને 'વાંથ્વો—સ્રાદો' નામ આપવામાં આવ્યું છે. હવે, બધી ઇંદ્રીઓમાં 'ચશ્મ'

યાને આંખને સર્વોપરી ગણેલી છે, અને તેને અલંકારમાં ઉરવાનની બારી ( Window of the Soul) કહેલી છે, તેનું મુળ કારણ એ છે કે શરીરના બીજા કોઇબી ભાગમાંથી બહાર પડતી 'ખારતર' કરતાં 'ચશ્મ' ની 'ખાસ્તર' યાને આંખમાંથી નીકળતી વિજળી ઘણી તેજદાર અને વશ કરનારી રહે છે, કારણકે આપણા બધા વિચારોને પ્રગટ થવાનો તેમજ બહારના બધા વિચારોને આપણામાં પ્રવેશ થવાનો દરવાજો આ આપણી 'આંખ' છે, કે જેની મારફતે શરીરમાં ચાલુ જોશ કરી રહેલા ઉપર સમજાવેલા પાણીમાંના 'વાંથ્વો-ફ્રાદો' ના પ્રવાહો વિચારોને બહાર પાડે છે, તેમજ જેવા આપણા મીથ્ર હોય તેવાજ તેને લગતા (similar) વિચારોનાં બહાર વાતાવરણમાં ભમતાં ટોળાંને આપણી

તરફ ખેંચવામાં એજ 'વાંથ્વો-ફ્રાદો' નાં પ્રવાહો રાતદીન કાર્ય કરે છે. આવી બારીક સાયન્ટીફીક રીતે કુદરત કાર્ય કરતી હોવાને લીધેજ આપણી મોતેબર જરથોસ્તી દએનમાં આપણને બહુ સખતમાં સખત તાકીદ કરવામાં આવી છે કે બાતેનના અંદરખાનેના વિચારોને ખુબ સંભાળવા, નહીં તો કે બહારના અસંખ્ય તેવીજ જાતના ખરાબ વિચારો આવી રીતે આપણા શરીરમાંની 'વાંથ્વો-ફ્રાદો' ની ખાસ્તરથી ખેંચાઇને આ- પણને જરૂર હેરાન અને નુકસાન કરશે.

હવે, જો બુલંદ માંથ્ર ભણતી યા બુલંદ માથ્ર ફેંકતી વખતે 'અપાખ્તર' યા 'અવાખ્તર' એટલે કે ઉત્તર દીશાં તરફ મોહોંડું કરીએ, તો ઉપર સમજાવ્યા મુજબ 'અપાખ્તર' માં રહેલા 'તીરે ગોહોર' યાને 'બાતેની ગાશક' ને આપણી આંખમાંથી ચાલુ નીકલતી જોશદાર

## ૭૧૪ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

'વાંથ્વો-ક્રાદો' ની ખાસ્તરનો પ્રવાહ મજબુત ખેંચે છે. આથી આપણા 'પન્જ-ઇ-ઝરવીકશ-ઇ-બાતેની' યાને માથાંમાંની પાંચ શકિતઓમાંની જે એક 'કુવ્વતે શરરેફ્રા' નામની બુલંદ શકિત છે તેને ખલલ પુગે છે. આ 'પન્જ-ઇ-ઝરવીકશ-ઇ-બાતેની' ની સમજણ અત્રે લેવાની જરૂર છે.

જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમનાં શિક્ષણ પ્રમાણે 'ઇલ્મે ચપ્ર' ના બાબમાં એવું જણાવેલું છે કે આપણાં માથાંના બે ભવાંની વચ્ચેના ભાગથી તે બોચીમાં ખાડો આવેલો છે તે સુધીના ભેજાંના ભાગને પાંચ સરખા હીસ્સા (પન્જ-ઇ-ઝરવીકશ) માં વહેંચી નાંખવામાં આવ્યોછેઃ ભવાં આગળથી માપતાં પહેલા ભાગને 'હીસ્સે-એ-મુશ્તરીક,' બીજા ભાગને 'હીસ્સે-એ-મુત્તવહ્હામા,' ત્રીજો ભાગ

જે તાલક આગલ આવેલો છે તેને 'હીસ્સે-એ-મુત્તશરરેફા,' ચોથા ભાગને 'હીસ્સે-એ-મુત્તખયલા,' અને બોચીની નજદીકનાં પાંચમાં છેલ્લા ભાગને 'હીસ્સે-એ-મુત્તહાફેઝા' એ પ્રમાણે નામો આપવામાં આવ્યાં છે.

પહેલા ભાગ 'હીસ્સે-એ-મુસ્તરીક' માં ભેજાંની તે શક્તિ છે કે જેથી દરેક બાબદને તે ગ્રહણ (conception) કરી શકે છે. ભેજાંની આ શકિત કોઇબી જોયલી યા સાંભળેલી ચીજને ધ્યાનમાં રાખી શકે છે. દાખલા તરીકે, એક લાકડાંનો ટુકડો સળગાવેલો લઇને ગોળ ફેરવ્યે તો તે આતશનું કુંડાળું જેવું દેખાશે; એમ દેખાડનાર મુસ્તરીકની શક્તિ છે, કારણકે તે અગાઉનું જોયલું ધ્યાનમાં પકડી રાખે છે. સફેદ અને કાળા રંગ વચ્ચેનો તફાવત કરનાર 'મુસ્તરીક' છે. દરેક ચીજને

ધ્યાનમાં લાવી મગજ સમક્ષ પકડી રાખનાર આ શક્તિ છે.

'હીસ્સે—એ-મુત્તવહામા' એટલે પહેલો ખ્યાલ ઉત્પન્ન કરનાર શકિત, પોતે હીસ્સે-એ-મુસ્તરીક જે ચીજને ધ્યાનમાં લાવે તે ચીજ ઉપર તુરત કંઇ પહેલો વિચાર દોડાવવાની, ખ્યાલ કરવાની શકિત છે. 'હીસ્સે-એ-મુસ્તરીક' નો ગોયા ખજાનચી આ શક્તી છે, કારણુકે જે ચીજનો આકાર, રંગ, રૂપ વીગેરે 'હીસ્સે-એ-મુંસ્તરીક' પકડી લે તેજ વખતે આ 'મુત્તવ-હામા' તે ચીજનો તુરત પેહેલો ખ્યાલ ઉભો કરે છે. 'મુત્તવહામાં'નું મરકજ કપાળ આગળથી લંબાતા બીજા ભાગના મધ્યબીંદુમાં છે. 'હીસ્સે-એ-મુંસ્તરીક' ને મદદ કરનાર 'મુતવહામા' ની શકિત છે, કારણુ કે જે ચીજ 'હીસ્સે-એ-મુશ્તરીક' જોય છે તેની ઉપર

પહેલો ખ્યાલ દોડાવી એક વહેમ યાને (એમ કંઇ હોય) તેવો વિચાર ઉભો કરવાની શકિત ધરાવે છે (Power of thought), અને તેને પહેલા ખ્યાલ તરીકે ઉભો રાખે છે.

દિમાગના આગલાં ભાગમાં 'હીસ્સે મુસ્તરીક' થી ઉપરનો જે ચોથો ભાગ છે તેના મધ્યબીંદુમાં 'મુત્તખયલા' આવે છે. એક ખ્યાલને બીજા ખ્યાલ સાથે સરખાવવાની આ શકિત (comparison) છે. ખરૂં ખોટું, ફાયદો ગેરફાયદો વિગેરે તોલ કરી સમજી લેનાર 'મુત્તખયેલા' છે, અને સેવટે 'એમજ છે' કરીને છેલ્લો વિચાર (Decision) સાબેત કદમ કરી આપનાર એ શકિત છે.

'મુતહાફેજા,' દિમાગના એટલે ભેંજાંના પાછલા ભાગમાં છેક છેલ્લે રહે છે. એ

'મુત્તખયેલા' નો ખજાનચી છે. એક ખ્યાલ બીજા સાથે સરખાવવા જે અનુમાન 'મુત્તખ-યેલા' એ કહાડયું હોય તે ચાલુ યાદ રાખનાર 'મુત્તહાફેજા' છે, અને જયારેબી તે અનુમાન જોઇએ ત્યારે પાછું લાવી આપનાર એ શક્તિ છે. (Power of retention or memory)

'મુત્તશરરેફા' ની શકિત ભેજાંની વચમાં તાળકમાં રહેલી છે, જેને ઇંગ્રેજીમાં Pineal gland 'પીનીયલ ગ્લાન્ડ' સાથે મુકાબલો આપી શકાય. 'મુત્તહાફેજા' માં જે કંઇ યાદ રાખેલું હોય છે તે 'મુત્તશરરેફા' ના કબજામાં રહે છે. કોઇબી વિચારની ઉત્પત્યાત ઉભી કરનાર આ શકિત છે ( Power of creative thought). આ 'મુત્તશરરેફા' ને ત્રીજી આંખ તરીકેબી ઓળખવામાં આવે છે. 'મુત્તશરરેફા' ની કમાલ્યત તોરપર ખીલવણી કરવા માટેજ

જરથોસ્તી દએનમાં ખાસ બધી અશોઇની તરીકતો આપેલી છે, કારણકે એ ભાગ એક વાર ખીલે તો ઉપરથી આવતા મીનોઇ જ્ઞાનના પ્રવાહને લેવા માટે દરવાજો ખોલી જાય છે, અને ઉરવાન ખરાં મીનોઇ જ્ઞાનને પામે છે. આ ' મુત્તશરરેફા ' ની શકિતને ખીલવવામાં મદદ કરવાને વાસ્તેજ આપણા મહાન પેગામ્બર સાહેબે હંમેશાં માથું ઢાંકેલું રાખવાનું ફરમાન બીજી તરીકતો જોડે જુફતને કાયદે બરતે-કુરતીઆનોને આપ્યું છે, જેથી માથું હમેશાં ટોપી યા માથાંબાનાંથી ઢાંકેલું રાખવાથી તે તાલકના ભાગમાં જે ' ગરમાવો ' ઉત્પન્ન થાય છે તે ગરમાવો યાને ગરમી એ મુત્તશરરેફાને ખીલવવામાં મુખ્ય ભાગ લે છે; વળી બીજું એ જે માથાંમાંથી કુદરતી રીતે નીકળતા અનદીઠ પ્રવાહો ' વસુ-ઉપર-કઇર્ય ' યાને વાતાવરણ સાથે ઘસારામાં આવીને

## ૭૨૦ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

આપણા શુભ ખોરેહને કતે કરે છે, વાસ્તે માથું ઢાંકેલું રાખ્યાથી તે નીકળતા પ્રવાહોને ગરમી લાગ્યાથી તે પ્રવાહો નિરમુળ થાય છે, જેથી શુભ ખોરેહ કતે થતું અટકે છે. આ, ત્યારે, માથું સદા આગલ વેરથી ઢાંકેલું રાખવાનો બીજો અણદીઠ પણ ઉરવાનની વૃદ્ધિમાં મદદ કરનારો ફાયદો છે. હાલમાં આપણી કોમમાં માથું ઉઘાડું રાખીને ફરવાની ફેશન શું શીખેલા કે અભણ, શું નાનાં કે મોટાં, શું ઓરથોડોક્ષ કે સુધારાવાળાઓમાં બહુજ જાયજ થઇ ગઇ છે, અને તેનું કારણ એ બતાવવામાં આવે છે કે તેઓને માથે પાઘડી યા ટોપી માથાંબાનાંનો ભાર પડયાથી ગરમી ચહડી જાય છે, તેથી તાલક ઉઘાડું રાખી તે ઉપર સારી કાની હવા લેવામાં આવે છે, તેમજ સેંટા પાડેલી બાલની માની લીધેલી ખુબસુરતી દેખાડવાના જુઠા અભખરાને

ખાતર પણુ બાનુઓ સાથે તેવા વિચારના ગૃહસ્થો માથું ઉઘાડું રાખે છે ! પણુ આથી બાતેનમાં ખરેખર કેટલું નુકસાન થાય છે તે કમનસીબે આપણાં લોકો ધ્યાનમાં લેતાં નથી અને ફકત બીજી ઉતરતી જીરમોનાં લોકો કરે તો આપણે કાંય નહી તેમ કરીએ એવો દાવો રજુ કરે છે ! આ ' મુત્તશરરેફા ' ની શક્તિ બધા શખ્સોમાં ખીલેલી હોતી નથી, પણ ઘણે મોટે ભાગે તે મંદ હાલતમાં રહે છે. એ શકિત ઘણી અજાયબ જેવી રીતે કાર્ય કરે છે. ભેજાંની પહેલી ચાર શકિતઓ તો કોઇબી સાધારણ શખ્સથી ખીલવી શકાય છે. પણુ તે ચાર ગમે એટલી ખીલે છતાં આં ' મુત્તશરરેફા ' ની શકિત ખીલતી નથી; જયારે એથી ઉંલટુ, જો 'મુત્તશ-રરેફા ' એકલીને ખીલવવામાં આવે, તો પહેલી ચાર પોતાની મેળે ઘણી સરસ રીતે ખીલી

જાય છે. 'અકલે કુલ્લી' (inferior Knowledge) યાને 'સ્થુળ દુન્યવી જ્ઞાન' પહેલી ચાર શકિતઓથી મેળવી શકાય છે અને તે સ્થુલ જ્ઞાનના વધવા સાથે એ ચાર શકિતઓ કોઇબી સાધારણ અશોઇ વગરનો શખ્સ પણ ખીલવી શકે છે, પણ 'અકલે સલીમ' (Superior Knowledge) યાને 'સુક્ષ્મ બાતેન જ્ઞાન' મેળવવાને માટે આ ચાર શકિતઓ કારગત લાગતી નથી, પણ 'મુત્તશરરેફા' ની શકિતને ખીલવવાની ખાસ જરૂર પડે છે, અને બધી અશોઇની તરીકતોનો અમલ્યાત કરયાથી અને તેની અનેક 'જુક્ત' તરીકે હમેશાં માથું ઢાંકેલુ રાખીને ત્યાં ઉત્પન્ન થંતી ગરમી એ બાગને ચાલુ આપ્યાથી, એ 'મુત્તશરરેફા ' ખીલવા માંડે છે, અને વળી શાદ ખોરેહ કતે થવા પામતું નથી. આ ઉપરથી ત્યારે માલુમ પડશે

કે વખ્શુરે વખ્શુરાંન સાહેબે કુદરતના નિયમોનું કેટલું બારીક અવલોકન કરીને આવી રીતે માથું ઢાંકેલું રાખવાનું, અને તેબી છેક કપાળ વેરથી ઢાંકેલું રાખવાનું, ફરમાન આપણુને આપ્યું છે.

'મુત્તશરરેફા'ની મોતેબેર શક્તિ વિષે આટલો ખુલાસો ધ્યાનમાં રાખીને, હવે આપણે અસલ બાબદ તરફ પાછાં ફરીશું. બધી મલીને અશોઇના જે ૭૨ મરતબા છે, તેનાં દરેક આઠ આઠ મરતબાના નવ ચહડઉતર દરજ્જા કરવામાં આવ્યા છે. એવા નવમાંના છઠ્ઠા દરજ્જાથી સૌથી ઉંચા નવમા દરજ્જા તુલીકની અશોઇને પેદા કરવામાં 'કુવ્વતે મુત્તશરરેફા'ની જરૂર પડે છે. હવે, જો ઉત્તર તરફ મોહોડું કરી અવસ્તા માંથ્ર ભણ્યે યા બી ફેંકયે તો 'બીનાઇ' યાને આંખમાંથી બહાર પડતા ઉપર સમજાવેલા

વાંથ્વો—ક્રાદોના પ્રવાહો ઉત્તર દીશામાંના ' તીરે ગોહોર ' નું મજબુત ખેંચાણુ કરીને 'મુત્તશારરેફા' ની શકિતથી ઉતપન્ન થતી અશોઇને ગાશકમાં આમેજ કરી દે છે, અને ઉરવાનને અશોઇમાં આગળ વધવામાં નડતલ કરે છે. આવી રીતનું બાતેની નુકસાન પુગતું હોવાને લીધેજ, તે બાબેની ઘણીજ બારીક સાયન્ટીફીક ફીલોસોફી સમજીને, ઉતર તરફ મોહોંડું કરવાની સખત મનાઇ આપણી ' દએને બેરેજીસ્ત ' માં કરવામાં આવેલી છે, કે જે દીનનો પાયો ' અશોઇ ' ઉપર પણ રચાયલો છે અને આમ હોવાને લીધેજ આપણી દીનને અલંકારમાં ' બાલ કરતાં બારીક' કહેલી છે.

(૯) અહીં નોંધ કરવી જોઇએ કે દખણ દિશા ઉપરાંત પુર્વ કે પશ્ચિમ દિશાઓને પણ બંદગી તેમજ ક્રીયાકામ માટે મુબારક ગણેલી છે અને

પુર્વ કે પશ્ચિમ કેબલા સનમુખ મોંહ કરી શકાય છે. ફક્ત ઉત્તર દિશાનેજ મેહરૂબ—બીત-તબેને કાયદે ત્યાં બંધાતા દરૂજી ગુબારોને લીધે એ કામ માટે નાલાયકું ગણવામાં આવી છે.

(૧૦) રાતની વખતે પણ ભણતી વખતે જરથોસ્તી દએન મુજબ વાપરવા ફરમાવેલી ફક્ત રોગન યાને ઘી, કોપરેલ યા તો બીજા વનસ્પતીક તેલની બતી એવી રીતે સામે રાખવી, કે જેથી આપણું મોંહડું ઉત્તર તરફ નહીં આવે. કાળી અંધારી ચંદ્રમા વગરની રાત હોય ત્યારે મોંહડું હમેશાં દક્ષીણ દિશાએ ફેરવીને બંદગી કરવી. ફકત માહબોખ્તારના કેબલા માટે એવી રીતનો કાયદો છે કે ગમે તે દીશામાં ચંદ્રમા હોય તોપણ તે તરફ મોંહ કરી મીથ્રનાં બળ સાથે તેનો કેબલો કરી શકાય છે. આનું કારણ સમજવા માટે, પહેલે ચાર આલમો

યાને દુન્યાની સમજણ લઇશું. જરથોસ્તી દાએમે ક્ષ્નૂમ મુજબ જરથોસ્તી દએનમાં તમામ સૃષ્ટી –રચના (Cosmos)ને ચાર મહાન આલમોમાં વહેંચી નાખેલી છે: (૧) મીનોઇ; (૨) જીરમાની યા નુરાની; (૩) અરવાહી; અને (૪) જીસ્માની યાને આ ખનીરથબામી યાને પૃથ્વિ.

**મીનોઇ આલમ** ચાર આલમોમાંની ઉપરથી ગણતાં સૌથી પહેલી છે. એ આલમમાં સૌથી ઉંચું નવમું અને આઠમું આસમાન સમાઇ જાય છે. જરથોસ્તી દાએમે ક્ષ્નુમમાં "**મીનોઇ**" શબ્દ ઉપર મુજબ સૌથી ચહડયાતી આલમને માટે ખાસ લોગત તરીકે વપરાય છે.

**જીરમાની** યા **નુરાની આલમ** એ ચાર આલમોમાંની ઉપરથી ગણતાં બીજી છે. એમાં સાત '**જીરમો**' આવેલી હોવાથી

એનું નામ જીરમાની આપવામાં આવેલું છે. તે સાત જીરમો ચહડતાથી ઉતરતા અનુક્રમે નીચે મુજબ છેઃ (ક) કયવાન યાને શની; (ખ) બરજીસ યાને બ્રેસપતી; (ગ) હાસમ યાને મંગળ; (ઘ) ખુર યાને રવી ; (ચ) નાહીદ યાને શુક્ર; (છ) તારદ યાને બુધ; (જ) દએ યાને ચંદ્રમાં.

**અરવાહી આલમ** એ ચાર આલમોમાંની ઉપરથી ગણુતાં ત્રીજી છે. એ નામ 'રૂહ' શબ્દના ફારસી બહુવચન 'અરવાહ' ઉપરથી નીકળ્યું છે. એ અરવાહી આલમમાં નીચે જણાવેલાં મરકજો સમાઇ જાય છેઃ—

(૧) **મેહેરના સાત દખ્યુ,** જેઓનાં નામ અરવાહી આલમની શરૂઆતથી ગણુતાં અનુક્રમે અહાવી-દખ્યુ, અન્સરે-દખ્યુ, આ-દખ્યુ, ઉપદરી-

દખ્યુ, અદઇરિ-દખ્યુ, પઇરિ-દખ્યુ, અઇપિ-દખ્યુ —એમ મેહેર ન્યાયશ તથા મેહેર યસ્તમાં આવે છે.

(૨) શશ (યાને છ) અનહીઠ કેશ્વરો, જેઓના નામ અહીંથી ગણુતાં અનુક્રમે વોઉરૂ-અરેસ્તી, વોઉરૂ-જરેસ્તી, અરેજહી, સવહી, ફ્રદદફ્શુ, વીદદફ્શુ, છે.

(૩) ત્રણ જરેહ, જેઓના નામ અરવાહી આલમની શરૂઆતથી ગણુતાં અનુક્રમે જરેહ વરકશ, જરેહ ફ્રાંકર્દ, જરેહ પુઇતીક છે, અને જેઓની મુકાબેલ અનુક્રમે ઉપર જણાવેલાં મેહેરનાં પહેલાં ત્રણ દખ્યુ—અઇવિ-દખ્યુ, અન્તરે-દખ્યુ અને આ-દખ્યુ પણ આવે છે. વધુ ખુલાસાથી બોલ્યે તો આ ત્રણ જરેહ અને ત્રણ દખ્યુ અરવાહી આલમમાં એકના એક.

વિભાગો છે, પણ ફક્ત જુદી જુદી ખીશ્કારી (યાને કુદરતનાં નેમી આપેલાં કાર્ય) મુજબ તેઓને જુદી જુદી ગમ જરેહ તરીકે યા દખ્યુ તરીકે ઓળખાવેલા છે.

(૪) **મીસ્વાને ગાહુ-એ-અવ્વલ** નામનો તબકકો, જ્યાંથી અરવાંહી આલમની શરૂઆત થાય છે.

(૫) **ચાર આતશો,** જેઓનાં નામ ચ-હડતાથી ઉતરતા અનુક્રમે, આતશે મીનો કરકો, આતશે વાજીસ્તં, આતશે ઉરવાજીસ્ત, અને આતશે સ્પેનીસ્ત છે.

(૬) **ચાર સુક્ષ્મ અનાસરો કુરરા** યાને અનાસરોનાં મુળ સમાન વિભાગો (Planes) જેઓનાં નામ ચહડ ઉતર અનુક્રમે, કુરરત-ઉલ-અસીર યાને સુક્ષ્મ આતશી અનાસરનું ભુવન, કુરરત-ઉલ-નસીમ યાને સુક્ષ્મ બાદી યાને હવાઇ

૭૩૦ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

અનાસરનું ભુવન, કુદરત-ઉલ-મા યાને સુક્ષ્મ આબી યાને પાણી-અનાસરનું ભુવન, અને કુદરત-ઉલ-અર્દ યાને સુક્ષ્મ ખાકી અનાસરનું ભુવન.

(૭) **મરકજ-ઇ-'દાદારે ગેહાંન દીન'** અને **મરકજ-ઇ-અપાખતર.**

(૮) **મરકજ-ઇ-વરજમી,** ગંજીશો અને કંગદેજ——વીગેરે વાગેરે અરવાહી આલમમાં સમાઇ જાય છે.

છેક છેલ્લી ચોથી આલમ **જીસ્માની** આલમ છે, જે આ આપણી પૃથ્વિ છે, જેને **ખનીરથ -બામી** અને સાતમું કેશ્વર પણ કહેવામાં આવે છે. આ 'જીસ્માની' શબ્દ ફારસી 'જીસમ' યાને હાડમંદ શરીર યા આકાર ઉપરથી નીકળ્યો છે.

ઉપર મુજબ ચાર આલમોનાં નામો તથા ક્રમ ધ્યાનમાં રાખીને આપણે આગલ ચાલીશું. અરવાહી આલમનો સૌથી ઉંચ તબકકો 'મીસ્વાને—ગાતુએ—અવ્વલ' ને નામે ઓળખાય છે, કે જેનો ઉપર "આતશે મીનો કરકો" નામનો આતશ ન્યાયશમાં જણાવેલો કુદરતી આતશ કાર્ય કરે છે. હવે જે પ્રમાણે એ તબક્કા ઉપર 'બહમન સાની' યા 'અકલે દુયમ' યા 'કારે ખેરહ' (અવસ્તા 'ખ્રતુ—કાતો') એ નામથી ઓળખાતી મહાન કુદરતી શક્તિ અરવાહી તેમજ જીસ્માની એ બેઉ આલમોના 'કાર-રવાઇ' (એટલે તમામ કુદરતી કારોબાર Management, Economy) માટે મવક્કલ થયલી છે, તેજ પ્રમાણે તેના મુકાબલામાં જીસ્માની આલમનું 'કાર—રવાઇ' નું મરકજ દએ એટલે ચંદ્રમામાં હોવાથી,

ચંદ્રમાનો ફેઅલો ઉત્તર દીશામાં કરવાની છુટ છે, કે જે વખતે ઉપર ૮ માં ફકરામાં સમજાવેલો અવાખ્તરનો ગાશકનો કાયદો કુદરતી રીતે દએ યાને ચંદ્રના પ્રવાહથી કતે થાય છે (યાને કપાય છે), જેમકે, ગાશકને અવ્વલ દરજ્જામાં ખુર (યાને ખુરશીદ) કતે કરે છે અને દુયમ (એટલે બીજા) મરતબામાં દએ કતે કરે છે, તે કાયદાથી છુટ મુકેલી છે.

(૧૧) અહીં આ બાબદના સંબંધમાં ઉભા થતા બે વધુ સવાલોનો પણ જવાબ આપવો ઠીક થઇ પડશે. હાવન, રપીથ્વન તથા ઉઝીરન ગેહની તમામ ફરજ્યાત તેમજ ખુશીનાં ભણુતરને છેક છેડે આખો **"ચારે દિશાનો નમસ્કાર"** જે "અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ'*

*જેમ આ કેતાબમાં બીજા નમસ્કારોમાં "ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ. અષેમ વોહુ ૩"

થી શરૂ કરી તે છેક "ફેરફેહ મોજદ" સુધી આખોજ દરેક દિશામાં ભણાવો જોઇએ તે ઉપલી ત્રણુડે ગેહમાં એકસરખી રીતે પહેલે દક્ષીણ દિશાથી શરૂ કરી, પછી અનુક્રમે પુંર્વ, પશ્ચીમ અને છેક છેલ્લે ઉતરમાં મોંહડું કરીને ભણવા માટે આપણને હોકમ છે. હવે, જો ઉતર દિશા તરફ મોંહ કરી બંદગી કે ભીથ કરવાની મનાઇ ફરમાવેલી છે, તો ચારે દિશાના નમસ્કારમાં ઉતર દિશામાં નમસ્કાર કેમ કરી શકાય એવો કોઇ સવાલ કરશે? એનો જવાબ ઉપર આપણે ઇલ્મ્યતથી આપી ગયાં છીએ કે

---

થી શરૂઆત કરવામાં આવી છે તેમ આ ચારે દીશાના નમસ્કારમાં "અજ હમા ગુનાહ" વાળા વાકયની આગમચ શરૂઆતમાં "ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ. અષેમ વોહુ ૩" દરેક દીશાએ ભણવાની નોંધ લેવી.

## ૭૩૪ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

કુદરતમાં તો ચારે દિશાઓ પોતપોતાની ખીશ્કારી માટે એકસરખી મુબારક ગણાયલી છે, અને તેટલા માટે નમસ્કાર માટે તો ચારે દીશાઓના કુદરતી ચહડઉતર અનુક્રમને એકસરખો યાદ કરવામાં આવ્યો છે કે જે અનુક્રમમાં સૌથી પહેલી દખણ દિશા લઇ, પછી પુર્વ અને પશ્ચીમ લઇ, ઉત્તર દિશા સૌથી ઉતરતી હોવાને લીધે છેક છેલ્લે લેવામાં આવી છે. વળી, આ 'ચારે દિશાનો નમસ્કાર' તો એક ખાસ રાદી પેદાયશની યાદ છે, અને તેથી ઉત્તર દિશા તરફ મોંહડું તે વખતે કરવામાં કશી ખલલ પોંહચતી નથી. આ ચારે દિશાના નમસ્કારને, માંથ્ર તેમજ ખીશ્કારી બન્ને સાથે લઇને, "રાદી" પેદાયશની યાદ અહીં કહેલી છે, કારણ કે બીજી દિશાઓની માફક ઉત્તર દિશાબી પોતે પોતાની 'ખીશ્કારી, યાને 'કુદરતે તેને નેમી આપેલી ફરજ'

ચાલુ બજાવે છે. તે ઉપરાંત એ નમસ્કારમાં અવસ્તા ગ્રાંથમાં દર્શાવેલી કુદરતની બધી ભલી 'રાદી' પેદાયશોની યાદ પણ સમાયલી છે, પણ તે સિવાય તમામ બંદગી કે મીથ્ર ફૂંકતી વખતે ઉત્તર દિશાએ મોંહ નહીં આવે તેની તાકીદ ફરમાવેલી છે.

(૧૨) વળી તેજ પ્રમાણે, ક્રીયાકામ કરનાર એક જઓતા જ્યારે દક્ષીણ દિશામાં મોંહ કરી ક્રીયા કર્યો જાય છે, ત્યારે તેની સામે આતરવક્ષ યાને રાથવીનું મોંહડું ઉત્તર દિશા તરફ કુદરતી ફરેલું રહે છે, કે જેમાં પણ ખોટું કંઇ નથી, કારણકે પેલો રાથવી યાને આતરવક્ષ એક સ્વતંત્ર યઓજદાથ્રગર તરીકે ત્યાં ક્રીયા કરતો નથી, પણ જઓતા સાથે હંમેશ હમ-કલામ ને હમ-મીથ્ર થઇનેજ ક્રીયામાં તેનો મદદનીશ બને છે, કે જે જઓતાનું મોંહડું દક્ષીણ દિશા

તરફ હોય છે. આવા સંબંધને લીધે, રાથવીનું મોહડું ઉત્તર તરફ આવવા છતાં કીયાકામને કે મીથ્ર-માંથ્રને કશી અલવલ પુગી શકતી નથી. અહીં ઉમેરવું જોઇએ કે કીયાકામ કરતી વખતે —પછી તે પાવ મેહેલની હોય કે 'હુસ્મોરદી' યાને અદાપીને લગતી હોય—તે દરેક વખતે જઓતાએ ઉત્તર દિશા તરફ પોતાનું મોહડું નહી આવે તેની ખાસ કાળજી રાખવી જોઇએ, કારણકે નહીં તો કીયાકામની અસરમાં મોટી ન્યુનતા આવે છે. કીયાકામ વખતે જઓતાએ સ્તોતના પ્રવાહોની અસર મેળવવાને માટે બને ત્યાંસુધી તો હમેશાં દખણ દિશા તરફજ મોંહડું કરી બેસવું જોઇએ, અને તેમ જો નહીંજ ફાવે તો પછી પુર્વ કે પશ્ચિમ તરફ મોંહડું કરી શકાશે.

અત્રે ગુંચવાડો નહીં ઉભો થાય તે માટે

ઉમેરવું જરૂરનું થઇ પડશે કે જ્યારે એક નવો જોતી પાવમેહેલની ક્રીયા કરવા બેસે છે ત્યારે એક અમલદાર પાકો જોતી તેનો આતરવક્ષ થઇને ઉતર દિશા તરફ મોંહ કરીને ઉભો રહે છે. એમાં કાંઇપણ ખોટું નથી, કારણ કે તે અમલદાર હોવાથી તેમ કરી શકે છે, યાને કે તે અમલ રાખતો હોવાથી તેમ કરી શકે છે, યાને કે તે અમલ રાખતો હોવાથી, જેમ રાતની વખતે પાંચે ગેહ, આવાં યસ્ત વીગેરે ભણી શકે છે જ્યારે આપણા જેવા આમ લોકોને તેની તદન મનાઇ છે, તેમ તે નવા જોતીને ખરી રાહ ઉપર પાકો બનાવવાને માટે અધીકાર હોવાથી તે ઉત્તર તરફ મોંહ રાખા શકે છે. વળી જે વખતે પાવમેહેલની મોટી ક્રીયા ચાલે છે તે વખતે જઓતાના દરજ્જાવાલા પાકટ યઓજ-દાથ્રેગરો હમેશાં ઉતરે દિશા તરફ મોંહ રાખે છે,

જે જાયજ છે, કારણ કે તેઓ અમલવાળા હોવાના સબબે તેઓને વાસ્તે જાયજ છે.

આ બાબદનાં સંબંધમાં ટુંકમાં એટલુંજ યાદ રાખવું કે ક્રીયાકામ કરનાર ખાસ યઓ-જદાથ્રેગર વર્ગ અને આપણા જેવા આમ યાને સાધારણ વર્ગ—એ બંને માટેના કાયદાઓમાં હમેશાં ફરક રહે છે. આ લખાણમાં ઉત્તર દિશા તરફ મોંહડું નહીં કરવા માટેનો જે કાયદો સમજાવવામાં આવ્યો છે તે આપણા આમ યાને સાધારણ લોકો વાસ્તે છે.

(૧૩) હાલમાં એક બીજી મોટી ખામી જોવામાં આવે છે, જે તાકીદે દુર કરવાની જરૂર છે. અગાઉ આતશકદેહો—આતશે વરાહ-રાંન યા આતશે આદરાંન—બંધાતા હતા ત્યારે ખાસ એવી રીતની સંભાળ લેવાતી હતી કે

હમેશાં કેબલેગાહની (યાને જે ભાગમાં આતશનો કેબલો તખ્તનશીન કીધેલો હોય છે તે ભાગની) દક્ષીણ બાજુમાં મુદલ દરવાજો કે બારી નહીં રાખતાં આખી ભીંત તે બાજુએ ચણી લેવામાં આવતી હતી, જેથી તે બાજુમાં ઉભા રહી શકાય નહી અને તેથી ઉત્તર દિશા તરફ ભણવારનું મોંહડું હરગેજ આવી શકે નહીં. અસલમાં કેબલેગાહને ફકત એકજ દરવાજો એવી રીતનો રાખવામાં આવતો હતો કે જેથી કેબલાને સેજદો કરનારનું મોંહડું હમેશાં દક્ષીણ દિશા તરફ આવતું હતું. હાલમાં એ કાયદો ઘણાક આતશકદેહોનાં બાંધકામમાં જળવાયલો જોવામાં આવતો નથી, જેથી કેમનસીબે ભણનારાઓ અજ્ઞાનપણે ઉત્તર દિશા તરફ મોંહડું કરીને બંદગી કરે છે. તેટલા માટે, આતશકદેહોના મુતવલીઓની આઇન ફરજ છે કે કેબલેગાહની

દક્ષીણુ બાજુમાં જો બારી હોય તો તે બારી હમેશાં બંધ રાખવી. મોજુદ આતશકદેહામાં દક્ષીણુ ભીંતમાં દરવાજો હોય તો તે બાજુએ ભીંત ચણી લઇને બીજી બાજુ ખુલ્લી કરી શકાય જેથી અજાણુપણામાં ભણુનારાઓ તે બાજુ ઉભા રહી ઉત્તરે દિશા તરફ મોંહડું કરતા અટકે. વળી, ખુદ બંદગી કરનારાઓની ફરજ છે કે ભણુતી વખતે તેઓનું મોંહડું કેબલા તરફ કરતાં ઉત્તર દિશા તરફ નહીં રહે તેની ખાસ કાળજી હમેશાં રાખે. ટુંકમાં, કેબલેગાહની દક્ષીણુ બાજુમાં દરવાજો કે બારી હોય તો તે સેજદા માટે યા બંદગી માટે નહી વાપરવી.

(૧૪) હવે, આંપણે છેલ્લી બીના તપાસીશું. ઉત્તર દિશામાં દરૂજીના ગુબારો હમેશાં બંધાતા હોવાને લીધે ઉત્તર દિશાને મેહેરૂબ-બીતતબેને કાયદે "અપાખ્તર" યા "અવાખ્તર"

જણાવેલી છે, તેની સાબેતીમાં થોડીક મોજુદ અવસ્તા અને પહેલવી સાહદતો આપણે જોઇશું. અને સાથે સાથે દક્ષીણ દિશાને સૌથી ચહડયાતા મરતાબાવાળી દર્શાવનારા ફકરાઓ પણ તપાસીશું. આપણે દર વખત "કેમ ના મજદા" ની જાણીતી બંદગીને છેડે ભણાતો ભાગ કે જે વંદીદાદ ૮; ૨૧ માં આવે છે તે ભાગમાં ભણયે છીએ કે:

"નસે દએવી દ્રુક્ષ, નસે દએવો-ચિથ્રે, નસે દઅવો-ફ્રક્રતે, નસે દએવો-ફ્રદાઇતે; અપ દ્રુક્ષ નસે, અપ દ્રુક્ષ દ્રાર અપ દ્રુક્ષ વી-નસે અપાખેદ્ અપ-નસ્યેહે; મા મેરેન્ચઇનીશ ગએથાઓ અસ્ત્વઇતીશ અષહે."

યાને "અએ દેવી દરૂજ! તું દુર થા!

અએ દેવની તોખમનાં! તું દફે થા! અએ દેવની વાવેલી (ખરાબી)! તું દફે થા! અએ દેવની રસમ ઉપર ચાલનારી (ચીજ)! તું દફે થા! અએ દરૂજ! તું દુર દફે થા! અએ દરૂજ! તું દુર દોડી જા! અએ દરૂજ! દુર વધારે દફે થા! (અથવા નાશ પામેલો થા!) તથા અપાખ્તર યાને ઉત્તર તરફ દફે થઈ જા, (કે જેથી કરીને) અશોઇના હાડમંદ ગએથાઓ મોત પામવાને લાયક નહીં (થાય.")

ઉપંર જે "અશોઇના હાડમંદ ગએથાઓ" જણાવેલા છે તેનો જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ ખુલાસો જાણવાજોગ હોવાથી નીચે આપ્યો છે:

માજદયસ્ની જરથોસ્તી દએન મુજબ માનવીનું બંધારણ નવ વિભાગોનું (Principles) બનેલું છે, જેનાં નામો યજસ્નેના ૫૫) માં હામાં નીચે મુજબ મલે છે:

| | |
|---|---|
| સ્થુળ હાદેસ ભાગો યાને વખતના વેહેવા સાથે વધે અને વખતના વેહેવા સાથે ઘટે તેવા. | (૧) તનુ યાને ખાકી શરીર.<br>(૨) ગએથા યાને અંદરનાં અંગો યાને અવયવો (Vitalorgans)<br>(૩) અજદ યાને મવાદી શરીર જે તમામ 'રોગન'નું બનેલુંછે અને જે ઉસ્તાનનું ઘેર કેહવાય છે. |
| સુક્ષ્મ હાદેસ યાને અણુ-દીઠ તેમજ વખતના વેહવા સાથે વધે ને વખતના વેહેવા સાથે સંકોચાય તેવા વિભાગો. | (૪) કેહરપ—સુક્ષ્મ શરીર જેમાં ઉરવાન અહીંથી રેહેલત કર્યા બાદ પણ વાસો કરે છે.<br>(૫) તેવીષી—વાસના શક્તિ.<br>(૬) ઉસ્તાન—આતેન સજીવન શક્તિ. |
| કદીમ યાને હમેશના કદી વધઘટ નહીં પામનારા વિભાગો. | (૭) ઉરવાન—આત્મા (Soul).<br>(૮) બઓઘાંગ—મીનોઇ જ્ઞાન.<br>(૯) ફ્રવષી—સૌથી અતલ્ફમાં અતલ્ફ શ્રેષ્ટમાં શ્રેષ્ટ અંશ. |

ઉપલા નવ વિભાગોમાંથી બીજા વિભાગ "ગએથા" સાથે હાલમાં આપણને કામ છે. "ગએથા" યાને આ શરીરની અંદરના બધાં અગત્યના અંગો-જેવાં કે, ભેજું, ફેફસાં, હાર્ટ યાને દીલ, દીમાગ યાને ભેજું, ઝીલે નફીર યાને ભેજાં ઉપરની ઝીણી બારીક નસ, જીગર યાને કલેજું, તલ્લી, શેકમ, હોજરી, આંતરડાં, ગુરદા, ગુપ્ત અંગો,—એ બધાંની ખીસ્કારી મુજબ નિયમીત કામ કરવા ઉપર આપણી અહીં તનદરોસ્તી ભોગવવાનો આધાર છે, એટલુંજ નહીં, પણ આપણા અશો પેગામ્બર સાહેબે સમજાવેલી બધી 'રાદી' યાને કુદરતાનુસાર અશોઇની તરીકતો—જેમાં હાલની આપણી માની લીધેલી નીતીરીતી અને અશોઇ મુદલ સમાતી નથી પણ જે ખુદ રોજની જીંદગી ગુજારવાના જરથોસ્તી કાયદાઓ છે, જેમાં

હાજતની બાજ, જમવાની બાજ, દસ્તાન તેમજ ગોસલની પરહેજી, બાઝ નખ પરહેજવાની બાજ, હમામની બાજ, સંસાર ભોગવવાના કાયદા વીગેરે વીગેરે વહેવારૂ જીંદગીના શરૂઆતના માર્ગો આવી જાય છે તેવી બધી અશોઇની તરીકતો પાળીને તથા તેની જુકૂત તરીકે 'મેહરે અફ્જા' યાને બારીક બાતોની સચ્ચાઇનો અમલ કરીને જ્યારે એક ઉરવાન અશોઇના માર્ગમાં ખરેખર આગલ વધે છે ત્યારે તેનાં શરીરનાં એકેએક 'ગએથા' યાને બધા મુખ્ય અંગો કમાલ્યત બંહારમાં યાને કુદરતે તેને માટે નીર્માણ કીધેલી અસ્પંદીની સંપૂર્ણતાની ટોંચે પુગે છે, કે જેથી તેનાં બદનનું દરેક 'કુવતે તની' યાને કે ખાકી શરીરની શક્તિ 'લતીફ' યાને શ્રેષ્ટ બનીને ખાકી શરીરનાં અનાસરો પોત-પોતાના ઉસુલ્યાતી (યાને અસલ મુળ) અનાસરમાં

૭૪૬ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

જઇને ઉસુલ્યાતની ઉસુલ્યાતમાં જવા લાયક થયાં હોય તેવી ઉંચ હાલતે પુગેલા "ગએથાઓ" નેજ "**અશોઇના હાડમંદ ગએથાઓ**" કહેલા છે. જ્યારે "ગએથા"ની આવી ઉંચ સુક્ષ્મ હાલત થાય છે, ત્યારે તે ઉરવાન 'નાઝી' પામે છે યાને આ દુન્યા પર તે પાછું આવતું નથી, કારણકે અશોઇની તરીકતના ઇન્કાલ તરીકે જે આખાં ખાકી તનુના અનાસરો સુક્ષ્મ લતીફમાં હમેશના ફેરવાતાં જાયછે (transmute) તે પોતાનાં કેહરપના તનાસુલી સુક્ષ્મ અનાસરોના સ્તોતમાં 'મર્જ' (Merge) થઇ જાયછે યાને એક થઇ જાયછે, જેથી તનોમંદ કાયા તે ઉરવાનને પહેરવાની વધુવાર જરૂર રહેતી નથી. આવી રીતે ઉપર મુજબ ખાકી તનુના ચારે અનાસરોને કેહર્પના તબક્કામાં લાવવામાં આવે છે, તે ક્રીયાને 'દુયમ' યાને બીજા મરતબાની સુક્ષ્મતા કીધેલી કહેવાયછે,

કે જે રીતી સાધારણ મરતબાનાં ઉરવાનો ઘણું મોટે ભાગે અખત્યાર કરેછે. પણ જે અવ્વલ મરતબાની સુક્ષ્મતા કરવાની રીતી છે તે રીતી આગળ વધેલાં ઘણુંજ થોડાં ઉરવાનો અખત્યાર કરી શકેછે. આ અવ્વલ મરતબાની સુક્ષ્મતામાં 'નાઝી' નાં ઉરવાનો અહીંથી રેહેલત કરતી વખતે પોતીકાં અનાસરોને સીધાં તેઓનાં છેક ઉસુલ્યાતી 'કુરરા' યાને ભુવનમાં ફેંકેછે. આ અનાસરી 'કુરરા' (Planes) ચાર છે, જેઓનાં નામ (૧) 'કુરરત-ઉલ-અસીર', યાને સુક્ષ્મ આતશી ભુવન, (૨) 'કુરરત-ઉલ-નશીમ' યાને સુક્ષ્મ હવાનું ભુવન, (૩) 'કુરરત-ઉલ-મા' યાને સુક્ષ્મ પાણી અનાસરનું ભુવન, ને (૪) 'કુરરત-ઉલ-અર્દ' યાને સુક્ષ્મ ખાકી અનાસરી ભુવન—છે. આ દરેક અનાસરી 'કુરરા' માં પાછા બે વિભાગ રહે છેઃ એક જાહેરી ને એક બાતેની યાને સ્થુળ ને

સુક્ષ્મ. ચાર સુક્ષ્મ અનાસરો યાને કે મુળતત્વો Elements—આતશ, બાદ (યાને હવા), આબ (યાને પાણી), અને ખાક—નાં 'કુરરા' અરવાહી આલમમાં આવેલા છે, કહોની કે એ ચાર સુક્ષ્મ અનાસરોનિ બનેલી દુન્યાંને 'અરવાહી આલમ' કહેવામાં આવેછે. આ સુક્ષ્મ યાને બાતેની કુરરાના તનાસુલી જાહેર ભાગની યાને કે સ્થુળ અનાસરોની જે દુન્યાં બનેલી છે તેને આપણે આ પૃથ્વી (ખનીરથ બામી) તરીકે ઓળખયે છીએ. અનાસરોની બન્ને આલમો (યાને દુન્યાઓ) ત્યારે બરપા થતી વખતે, જે કુદરતના મુળ વિભાગો-માંથી અનાસરો પહેલવહેલાં બહાર પડેછે, તથા જે મુળ વિભાગમાં એક ચીજનાં નાશ પામવા યાને સંકોચાવા પછી તેનાં બધાં અનાસરો અમુક મુદ્દતે પાછાં ખેંચાઇ જાયછે, અને જે મુળ વિભાગોમાંથી અહીંઆં પાછા નવા આકારો

બંધાતી વખતે અનાસરોને ખેંચવામાં આવેછે તેવા કુદરતમાં પડેલા અનાસરોનાં મુળનાં વિસ્તારોને (Planes or Sources of the four-Elements-physical & ultra-physical) 'કુરરા' તરીકે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં ઓળખાવેલા છે. દરેકે દરેક ચીજ ચાર સુક્ષ્માં અનાસરોના તનાસુબી સ્થુળ અનાસરોની વધતાં ઓછાં પ્રમાણુમાં બનેલી હોય છે, અને જ્યારે એક ચીજ—દાખલા તરીકે આપણું બદન—મરણુ પામે છે, ત્યારે તે વખતે ફકત તેનાં બંધારણુમાં ફેરફાર થઇ, બધાં અનાસરો એકમેકથી છુટાં પડી, પોતપોતીકા 'કુરરા' યાને મુળની જગ્યામાં પાછા ખેંચાઇ જવા માંડેછે. જરથોસ્તી દએન મુજબ, કોઇપણ ચીજ—ખાકની પણ—ખરેખર નાશ પામી શકતી નથી, યાને હમેશને માટે તે ગેબ થઇ (Annihilate) જતી નથી.

## ૭૫૦ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

જેને આપણે સાધારણ બોલીમાં 'નાશ' યા 'મરણ' કહીએ છીએ તે વખતે ફક્ત એક અમુક ચીજનાં અનાસરોએ પકડેલા અમુક 'આકાર' (form) માં તબદીલ તેહેદીલ એટલે ફેરફાર કુદરતને કાયદે થવા માંડેછે, પણ તેથી કાંઈ પેલાં અનાસરો કદીબી નાશ પામી રદ થઇ હમેશનાં ગેબ થતાં નથી. આ કાયદાને આ-જની સાયન્સે પણ Law of conservation of matter યાને 'પદાર્થની હંમેશની સાચ-વણીના કાયદા' તરીકે ઓળખાવેલો છે.

હવે, જો કોઇબી જીરમનાં ઉરવાનો અહીં જીંદગી ગુજારતાં એટલાં આગળ વધે છે કે જેથી 'જોર' નામની શક્તિ ચોકસ મરતબામાં પેદા થાય છે, તો તે ઉરવાનો 'નફસે મવા-લીદા' થાય છે, એટલે કે અહીંથી રહેલત યાને ગુજર પામતી વખતે પોતીકાં અનાસરોને

છેક ઉસુલ્યાતી કુરરામાં ફેંકી શકે છે. ત્યારે એક આગલ વધેલું ઉરવાન જે શકિતથી પોતાના શરીરનાં ચારે અનાસરોને પોતાની 'ઇરાદતી' યાને ખરી ઇચ્છાશકિત મુજબ છુટાં કરી તેઓના પોતપોતાના વિભાગો (Respective Planes) ઉપર મોકલાવી શકે છે, તે શકિત 'નફસે મવાલીદા' તરીકે ઓળખાય છે. શાએર ફીરદોસીના શાહનામામાં કેખુશરો પાદશાહ તેમજ જાલ, ગેવ, બેજન પહેલવાનો વિગેરે વિગેરે, ને પોતાનાં ખાકી બદન સાથે જે ગુમ અને બેમાલુમ થતા દેખાડવામાં આવ્યા છે, તે તો તેઓના જેવાં ઉરવાનીક વૃદ્ધિમાં આગલ વધેલાં ઉરવાનો પોતાની 'નફસે મવાલીદા'ની શકિતથી પોતાના શરીરના અનાસરોને છુટાં કરી તેઓને લગતા વિભાગોમાં મોકલાવી શકયા હતા, તે બીનાની જાહેરમાં તવારીખી નોંધ

રજુ કરે છે. ઉપર જણાવેલા સાહેબો તેમજ દસ્તુરે દસ્તુરાન દસ્તુર સતુરા, લોહરાસ્પશાહ, જહાંબખ્શ, ફરોગે બેહેરામ એ બધા સાહેબો પોતપોતીકા ચહડઉતર મરતબામાં "નફ્સે મવાલીદા" થઇ ગયલા છે. આપણા વખ્શુરે વખશુરાંન રમ્જગો અશો સ્પીતમાન જરથોશત સાહેબે પણ પોતાની સૌથી ઉંચ મરતબાની 'નફ્સે મવાલીદા' ની શકિતથી પોતાનાં તનની વ્યવસ્થા એજ મુજબ કરી હતી, જ્યારે દંતકથા મુજબ જરથો-સ્તનું "તુર બરાતુર'ના હાથે ખુન થવાની તથા તેના ઉપર તસ્બીહ ફેંકવાની જે સાધારણ લોકમાન્યતા ચાલતી આવેલી છે તેની અંદર જુદોજ અને ઘણો ઉંડો રમ્જ યાને ભેદ સમાયલો છે.

જરથોસ્તી દએનની તરીકતોમાં આટલું બધું

'ફરીપણું' યાને પ્રબળતા હોવાને લીધેજ જર-થોસ્તી દએનને આપણી કુસ્તી કરતી વખતે ભણાતી "જસમે અવંઘહે મજદ મજદયસ્નો અહિ" વાળી બંદગીમાં "નિદા—સ્નદ્દથિ-ષેમ" યાને "હથ્યાર છોડાવનારી" એટલેકે "આ તન જે ઉરવાનનું હથ્યાર છે તે તનને હમેશનું મુકાવી દેનારી" જણાવેલી છે. જ્યાંસુધી દરૂજી ભરેલી જીંદગી ગુજારવામાં આવે છે ત્યાંસુધી આપણાં શરીરના બધા 'ગએથાઓ'-'અશોઇના હાડમંદ ગએથાઓ' કદી બનતા નથી, અને તેથી તેઓ 'સ્થુલ હાદેસ' હાલતને યાને કે વખતના વહેવા સાથે વધી વખતના વહેવા સાથે સંકોચાવાની હાલ-તને ચાલુ વશ રહે છે. બીજા શબ્દોમાં જન્મ મરણના નાશવંત ચકરાવામાં ચાલુ વીંટ-ળાયા કરી કેશાશનો ભોગવટો સેહવવો પડે

છે. તેથીજ "કેમના મજદા" ના આ છેડે આવતાં વાકય—'મા મૅરન્ચઇનિશ ગએથાઍ‌આ અરત્વઇતિશ અષહે'—ની અંદર એવી બુલંદ દુવા ગુજારવામાં આવે છે કે "મારા ગએથાઓ જે અશોઇના હાડમંદ ગએથાની ઉચ્ચ લતીફ હાલતે પુગેલાં છે તેઓ હવે માર ખાવાને લાયક (યાને મરણ–જીવનના બંધનમાં સપડાવા લાયક) નહીં થાય, તેટલા માટે બધી દરૂજીઓના તાબામાંથી હું મારાં તનને તદન અળગ રાખું !"

આપણે આ "કેમના મજદા"માંના ફકત એક નાના વાકયની આટલી લંબાણ તાવીલ ઉપરથી જોઇએ છીએ કે જે ચીજ હાલની ભાષાશાસ્ત્ર સમજાવવાને તદન અશક્ત છે, યાને કે અવસ્તામાં હાલની સાયન્સ યા બીજી કોઇ ફીલસુફીની માફક આવતા લોગતીક

(technical) શબ્દોના ખરા અસલ અર્થો અને ભેદો હાલની 'ફાઇલોલોજી' (ભાષાશાસ્ત્ર) નથી ઉકેલાવી શકતી, તે બધા લોગતીક અર્થો અને ભેદો જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ અકકલ અનુસાર રીતે સમજાવે છે.

વળી ઉત્તર દિશા માટે ખોરદાદ યસ્તમાં નીચે મુજબ બ્યાન મલે છેઃ

**પસ્ચ હૂ-ફ્રાષ્મો-દાઇતીમ્, અપાખ્દ્રે-નએમ્મ્ જનઇતિ પસ્ચ હ્વો નોઇત્ ઉઝ્જુક્ષ્યમ્નો, નસૂમ્ સ્તૅરૅથ્વત સ્નઇથિષ વીષ્મૂમનામ્ મરૅમ્ નાષ્ઇતિ મઇન્યવનાંમ્ યજતનાંમ્ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**
યાને "મીનો ઇઝદોની ખુસ્નુદીને માટે તથા વખાણ ગાવાને માટે, બામદાદનાં ઝળકલાંના વખતથી, (યાને ખોરશેદ) પોતે ઉગેલો નહી

૭૫૬ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

(હોય) ત્યારથી, (તે અશો નર) પોહોળાં હથ્યારે કરીને નસાને અવાખ્તર (યાને ઉત્તર દીશા) તરફ મારી કહાડે છે તથા સખત રીતે મરકીનો નાશ કરે છે."

અર્દીબેહેસ્ત યસ્તમાં પણ ભણુવામાં આવે છે કે:

**વાતો પોઉરૂવો-અપાખ્તર અપ-દ્રુરત,**
**વાતો પોઉરૂવો-અપાખ્તર અપ-નસ્યત.**

યાને "અએ સીધા ઉત્તર તરફથી ફુંકતા પવન! તું નાબુદ થા! અએ સીધા ઉત્તર તરફથી ફુંકતા પવન! તું દફે થઇ જા!" એજ યસ્તમાં બીજી ત્રણ ગમ ઉતર દિશાને અને ત્યાંથી ફુંકાતા પવનને વખોડી કાઢવામાં આવ્યાં છે.

અવસ્તામાં જગેજગ ઉત્તર દિશા તરફથી ફુંકતા પવનને ખરાબીભરેલો જાણુતી વખોડી

અઢયો છે, કારણકે ઉત્તરમાં દરૂજીના ગુબારોનું રહેઠાણ હોવાથી તે બાજુથી ફુંકતો પવન હમેશાં દરૂજીના ખરાબ પ્રવાહથી ભરેલો હોય છે, અને તનદરોસ્તી ઉપર તેથી ખરાબ અસર આવે છે. વળી કુસ્તી બાંધવાની નીરંગમાં હમેશાં ઉત્તર તરફ કુસ્તી પખોડવાનોં તથા તચાકડી ફોડવાનો જે હોકમ છે, તેની પણ એજ મતલબ છે કે કુસ્તી મારફતે તેમજ આંગળાં મારફતે પોતાનાં તનમાંથી ખરાબ મેગ્નેટીઝમને ઉત્તર તરફ દુર કરવું, કે જે ઉત્તર દિશા હમેશાં ખરાબ મેગ્ને-ટીઝમને પોતા તરફ ખેંચી લે છે.

હાદોખ્ત નુસ્કમાં એક દુરવંદ યાને અશોઇથી દુર જનાર શખ્સના ગુજરવા બાદ તેની કેરદાર ઉત્તર દિશાની બાજુએથી કેવી રીતે આવે છે તેનું બ્યાન આપતા જણાવે છે કેઃ

૭૫૮ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

થ્રિત્યાઑ ક્ષપો થ્રઑશ્રત, અષાઉમ જરથુસ્ત્ર વ્યુસાં સહચેઇતિ યો નર્શ દ્રવતો ઉર્વ, અએઇથાહુચ પઇતિ ગઇન્તીશ્ચ વીહિઝારૅશ્નો સહચેઇતિ આહિમ વાતો ઉપ-વાવો સહચેઇતિ અપાખ્તરત્ હચ નઍમાત્ અપાખ્તરએઇબ્યો હચ ન-એમએઇબ્યો, દુઝગઇન્તિશ દુઝગઇન્તિ-તરો અન્યએઇબ્યો વાતએઇબ્યો.

આઅત્ તૅમ વાતૅમ્ નાઑંઘ્ઝહુય ઉજ-ગરૅમબ્યો સહચેઇતિ યો નર્શ દ્રવતો ઉર્વ, કુહ-હએમ વાતો વાઇતિ યિમ્ યવ વાતૅમ્ નાઁઆઘ્ઝહુાબ્ય દુઝ્ગઇન્તિતૅમૅમ જિગઉર્વ."

યાને "ત્રીજી રાતની આખેરીએ (જ્યારે) બામદાદ આવી પોંહચે છે (ત્યારે) (યાને ચેહા-

રમની બામદાદે), અએ અશો જરતોસ્તા (તે) દુરવંદ એટલે કે અશોઇ નહીં પાલનાર માણુસનુ ઉરવાન બરફમાંથી બદબો લેતું પસાર થાય છે. ઉતર તરફના ભાગોમાંથી ફુંકતો ગંધ મારતો પવન (જે) બીજા પવનો કરતાં વધારે ગંધ મારતો (તે), તે (રવાન) ની તરફ આવે છે.

"ત્યારે તે દુરવંદ માણુસનું ઉરવાન તે પવન નાક વાટે પોતાના શ્વાસમાં લેતો જણાય છે. (તે વીચારે છે કે) કયાંહાંથી (તે) પવન ફુંકે છે, જે ઘણોજ ગંધ મારતો પવન નરકોરાં વાટે (મેં) કદીબી શ્વાસમાં લીધો હોય ?"

આ ફકરા પછીના ફકરાઓ હાલમાં આપણી પાસે ખુદાની મેહેરથી કકડા બુકલા રૂપે બચેલા ફકરાઓમાંથી ગુમ થયલા છે, જેમાં આ ઉત્તર તરફના ગંધાતા પવનની લેહેકીમાં તે દુરવંદ

૭૬૦ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

માણુસની પોતાની બદ-કેરદાર આગલ ચાલતી તેના ઉરવાનને નજરે પડતી ચીતારેલી ધારવામાં આવે છે, કે જે માટેનું સંપુર્ણ વર્ણન આપણને "બુનદેહેશ" (ડૉ૦ જીવનજી મોદી કૃત) માં મળી આવેછે.

એથી ઉલટું, એક અશો માણુસની 'પધરી' ના શ્રેષ્ટ ગુઆરો દક્ષીણ દિશામાં બંધાઇને તેનાં મરણ બાદ તેની નેક-કેરદાર દક્ષીણ દિશા-એથી આવતી ઘણી સુંદર રીતે હાદોખ્ત નુસ્કમાં ચીતારી છે:

થ્રિત્યાઑ ક્ષપો થ્રઑારત, વ્યુસાં સદ-ચેઇતિ, યો નર્શ અષઑાનો ઉર્વ ઉર્વરાહુચ પઇતિ બઑાઇદિશ્ચ વીદિદારેમનો સદયે-ઇતિ, આદિમ્ વાતો ઉપ-વાવો સદયેઇાત શાપથ્વિતરત્ હુચ નઑેમાત્, સ્પિાશ્વ-તરએઇબ્યો નએમએઇબ્યો, હુબઑા-

ઑાઇહિશ હુબઑાઈહિતશે અન્યએઇબ્યો વાતએઇબ્યો.

આઅત્ તૅમ વાતૅમ નાઑાઘહુય ઉજગૅરમબ્યો સહયેઇતિ યો નર્શ અષ-ઑાનો ઉર્વં. હુહ-હએમ વાતો ખાઇતિ, યિમ્ યવ વાતૅમ્ નાઑાઘહાબ્ય હુબ-ઑાઇહિતૅમ્ જિગઉર્વંય.

અંઘહાઑા હિમ્ જતયાઑા ક્રૅન્ત સહયેઇતિ યા હુવ હએન.

(યાને) "ત્રીજી રાતની આખેરીએ (જયારે) બામદાદ આવી પોંહચે છે (ત્યારે) (યાને ચેહ-રમની બામદાદે), અશો માણુસનું ઉરવાન ઝાડોમાંથી પમરાત લેતું પસાર થાય છે. દક્ષીણ તરફના બાગોમાંથી ફુંકતો સુગંધી પવન (જે) બીજા પવનો કરતાં વધારે પમરાતવાલો છે (તે), તે (ઉરવાન)ની તરફ આવે છે.

"ત્યારે (તે) અશો માણુસનું ઉરવાન તે (સુગંધી) પવન નાખ વાટે પોતાના શ્વાસમાં લેતો જણાય છે. (તે વિચારે છે કે) કયાંહાંથી (તે) પવન ફુંકે છે, જે ઘણોજ સુગંધી પવન નરકોરાં વાટે (મેં) કદીઓ શ્વાસમાં લીધો હોય.

"તે પવનની લેહેકીમાં (તે અશો માણુસની) પોતાની કેરદાર આગલ ચાલતી (તેને) (યાને તે ઉરવાનને) નજરે પડે છે."

ઉપર આપેલા અવસ્તા હાદોખ્ત નરકમાંના વર્ણનને બરાબર મળતું શરેહ સાથનું વર્ણન પહેલવી બુનદેહેશ (તરજુમો કરનાર — ડૉ૦ જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ. ) ની કેતાબમાં વધારા તરીકે આપેલાં પ્રકરણ—" ચીનવદ (પુલ) અને ગુજરેલાંઓનાં રવાનની બાબત ઉપર " એ મથાળાં તળે

આપવામાં આવ્યું છે, જેમાં ઉત્તર દિશામાં અપાખ્તર અને દક્ષીણ દિશામાં બેહેસ્ત કેવી રીતે આવેલા છે, તે ઘણુંજ સરસ રીતે સમજાવવામાં આવેલું છે. તે આખું પ્રકરણ લંબાણ હોવાથી અહીં ઉતારો કરી શકાય તેમ નથી.

ત્યારે, આપણે બસ્તેકુસ્તીઆનોને માટે ઉત્તર દિશાને દરૂજીનાં રહેઠાણ તરીકે ગણવાને જેમ એક હાથ ઉપર તાકીદ ફરમાવી છે, તેમ બીજા હાથ ઉપર દખણ દિશાને વખાણી સૌથી ઉંચો મરતબો આપવામાં આવ્યો છે, કારણકે "દાદારે ગેહાન" નામનું બુલંદ મરકજ એજ દખણ દિશાએ આવેલું છે, અને તેટલા માટેજ બધી ન્યાયશ યશ્તને છેક છેડે ભણાતા ફકરામાં દખણ દીશા તરફ મોહોડું કરવાનું ખાસ ફરમાન આપેલું છે.

૭૬૪ ઉત્તરે મોંહ રાખી બંદગી કરવાની મનાઇ.

આ "દાદારે ગેહાન" શબ્દોનો છુટેછુટો શબ્દાર્થી અર્થ "દુન્યાનો પેદા કરનાર" એમ ભાષાશાસ્ત્રને આધારે થાય છે, પણ જરથોસ્તી ઇલ્મે ક્ષનૂમ મુજબ "દાદારે ગેહાન" તો અણુદીઠ અરવહી આલમ્માંના એક તબક્કાને નામ આપેલું છે, કે જે તબકકો આ ખનીરથ-બામી હમેશને માટે એક ઉરવાને છોડી જવા પછી, વરજમી તબક્કાપરની તેની બાતેની કેરદાર પીગળી જવા પછી, અણુદીઠ 'શશ' (યાને છ) કેશ્વરોમાંના અહીંથી ગણતાં પહેલાં કેશ્વર વોઉરૂ-બરેસ્તીમાં દાખલ થવાનો દરવાજો (Entrance) છે, કે જે "દાદારે ગેહાંન" માં પહોંચવાની જોશભેર આશા સાથે આપણે દરેક ન્યાયશ યશ્તને છેડે "અન આનો આવાયહ શુદન" યાને 'ત્યાંજ મારે જવા-નુંજ છે' એવાં શબ્દો દક્ષીણુ દિશા તરફ મોંડું

કરીને ભણયે છીએ, કારણકે "દાદારે ગેહાંન" આપણુ ઉરવાનને માટેનું ખરેખરૂં બેહેસ્ત છે, જે બેહેસ્ત "દાદારે ગેહાંન" નાં મર્કજ (સ્ટેશન) થી શરૂ થાય છે.

વળી આફ્રીન્ગાનને છેડે ભણાતી પાજંદ હફ્ત અમશાસ્પંદની આફ્રીનનાં ભણતરમાં પણ ઉત્તર અને દક્ષીણ દિશા વચ્ચેનો જરથોસ્તી તફાવત ખુલ્લે ખુલ્લો દર્શાવવામાં આવ્યો છેઃ—

"રામશ્ની વ શાદી વ પદગાની વ નેકી એ જ સુએ નીમરોજ અંદરૂ આયાદ! દર્દ વ બીમારી વ દુશખારી વ અનાકી વસ્તાકી હરૂવસ્પ પત્યારે એજ સુએ અવાખ્તરૂ બે-દવારાદ!"

"ખુશાલી, રામશ્ની તથા નેકી મધ્યાન (યાને રપીથ્વન એટલે દખણ) ની દિશા તરફથી

અંદર આવે ! દરદ, બીમારી, દુખ, હેરાનગતી, તથા શેખી અને તમામ મુશકેલીઓ ઉતર દિશા તરફ જાયા"

આપણે ત્યારે, જરથોસ્તી ધર્મે ક્ષનૂમની મારફતે અને હાલનાં આપણાં અવસ્તાં પહેલવી તેમજ પાજંદ ફકરાઓની શાહદત સાથે લંબાણથી સાયન્ટીફીક ફીલસુફીથી જોઇ ગયા છીએ કે 'ઉતર દિશાને જરથોસ્તી દએનમાં શા સબબસર સૌથી ઉતરતી ગણવામાં આવી છે, અને તેટલામાટે આપણે બસ્તે કુસ્તીઆનોને શા માટે મીથ્ર યાને બુલંદ વિચાર તેમજ અવસ્તા માંથ્રની બંદગી કરતી વખતે આપણું મોહડું ઉતર દિશા તરફ નહીંજ કરવું જોઇએ ?' આપણા વખ્શુરે વખ્શુરાંન સ્પ્ઝ—ગો અહુરાના અશો સ્પીતમાન જરથુસ્ત સાહેબે એજ મુજબ એકેએક ફરમાનો અને તરીકતો કુદરતના બારીક

કાયદાઓ પોતાની ઉંચાંમાં ઉંચ "આસ્ને વીર" ની અક્કલથી પીછાણીનેજ તેની ઉપર રચી આપેલા છે. તેટલાજ માટે કહેવામાં આવ્યું તે ખરૂં છે કે આજની સાયન્સ ગમે એટલી આગલ વધશે, છતાં જરથોસ્તી દએનને કશીબી અલવલ કે અટકાવ આવશે નહીં, કારણ કે તેની ફીલસુફી હાલની સાયન્સની માફક કુદરતના અચળ કાયદાઓ ઉપર,—નહીં કે Sentiment (યાને લાગણીઓ) ઉપર—પહેલે ઘરથીજ રચાઇ છે, અને એમ હોવાથી માજદયસ્ની જરથોસ્તી દએનનાં ફરમાનો અને તરીકતોને અંતે નમવા સિવાય બીજો છુટકોજ નથી. હજારો દરૂદ હોજો તે વખ્શુરાંન સાહેબ અશો સ્પીતમાન જરથોસ્ત ઉપર!

# નાહાન નાહવાની તરીકત.

આપણી મોતેબર માજદયસ્નની જરથોસ્તી દએનનું એક ખાસ ફરમાન આ છે કે દરેકે દરેક બસ્તે-કુસ્તીઆને પોંતાની નવજોત ક્રીયા પછીની જીંદગીમાં—શું નાનાં કે મોટાં, મરદ કે ઓરત—બધાંઓએ, જેમ ફાવે તેમ વરસે, બે વરસે યા ત્રણ વરસે, કાંઇ નહી તો આખી જીંદગીમાં ત્રણ પાંચ વાર તો જરૂર બા જરૂર નવ રાતનું નાહાન દરેમેહેરનાં પાક મકાનનાં બરસ્નુમ-ગાહમાં લેવુંજ જોઇએ.

જેટલી અગત્ય દરેક બસ્તે-કુસ્તીઆનની લાયક ઉમરે નવજોત કરવા માટે છે, તેટલીજ અગત્ય બસ્તેકુસ્તીઆનને પોતાની જીંદગીમાં અવારનવાર નવ રાત્રીનું નાહાન લેવાની માજ-

દયસ્ની જરથોસ્તી દએનમાં જણાવેલી છે. બાનુઓને આ નવ રાતનું નહાન મહલાજાભરી રીતે આપવા માટે દરેક રીતની કાળજી લેવાતી હતી અને પડદાની ગોઠવણ રહેતી હતી, અને યઓજદાથ્રેગરો તરફથી. દુરથી સુચના લેવા હમેશાં આ નાહાન નાહનાર બાનુ નજદીક બીજા ઘેરનાં બાનુ સાથે હાજર રહેતાં હતાં.

જેમ અસલમાં દરેક યઓજદાથ્રેગરને ઓછામાં ઓછું દર.બરશ્નુમે (યાને છ છ મહીનાના અંતરે) બરશ્નુમ લઇ પોતાનાં તન તથા ખોરેહમાં દાખલ થતી કુદરતી આલુદગીને જુઇને અચુક કાયદે દુર કરવાની ખાસ ફરજ નાંખેલી છે, જેથી કીયાકામમાં ન્યુનતા પુગે નહીં, તેજ પ્રમાણે દરેક હમદીન મરદ તથા ઓરતને પોતાની જીંદગી દરમ્યાન ફાવે તેટલી વધુ વખત નવરાત્રીનું નાહાન દરેમેહેરમાં તેવા બરશ્નુમવાળા

યઓજદાઐગરને હાથે લઇ પોતાનાં તન તથા ખોરેહની આલુદગીને ચાલુ દુર કરવાની ખાસ ફરજ નાંખેલી છે. હજી ઘણાકોને ખબર હશે કે એ નવરાત્રીનાં નાહાનનો કાયદો આપણા હીંદુસ્તાનના વડવાઓ ચોકસ હદે પાળતાં હતાં; બાનુઓના નાહનના બાબમાં દસ્તુરાંન દસ્તુર નેરયોસંગ ધવ્લે અહીં હીંદુસ્તાનમાં આવ્યા પછી, હાસમી જમાનાનો દોર જોઇ લઇને એટલો અગત્યનો ફેરફાર કીધો હતો કે 'બાલી' (યાને જોબન Puberty) ની ઉમરે પુગ્યા પછી બાનુઓએ મુદલ નાહાન લેવું નહીં, પણ તે ઉમરની આગમચ છોકરીઓને સામટાં બની શકતાં નવરાતનાં નાહાન આપી દેવાનું ફરમાન આ આબેદ દસ્તુર સાહેબે દુરઅંદેશીથી દાખલ કર્યું હતું; છતાં, તે વખતે પણ ઘેરના બાનુ તકેદારી અને મદદ માટે આગલ હાજર

રહેતાં હતાં. પણ, જેમ જમાનાના દોરે અનેક કીમતી તરીકતોથી આપણુને બેનસીબ બનાવ્યા છે, તેમ આ એક મુળ પાયા સમાન તરીકત-ખુદ ખોરેહમાં કુદરતી કાયદે દીન પર દીન આમેજ થતી આલુદગી તેમજ • પોતાનાં કરીના તથા રહેણી કરણીથી લાગેલી આલુદગી એ બન્ને જાત ની ખોરેહની આલુદગીને દુર કરનારી તરીકત-આજે આપણાં લોકો છોડી બેઠાં છે, અને જીંદગી દરમ્યાન એકબી વખત નવરાત્રીનું નાહાન લેવાનો ખ્યાલ વટીક, હાલમાં વીસરાઇ ગયો છે. પણ જેમ આ ' હઇર ' થી ભરેલાં ખાકી બદનને આપણી ભુલોથી યા કુદરતી અનાસરી ગાશકને કાયદે જુદા જુદા સંજોગોના સમાગમમાં આવતાં ગંદકી લાગુ પડે છે, જેને રોજ એક વાર હમામ લઇને તેમજ વખતો વખત પાદયાવ કરીને સાફ કરવાની આપણુને ફરજ નાંખેલી

છે, તેજ પ્રમાણે આપણાં અણુદીઠ ખોરેહને આપણા હાથે આપણા નેહેસ્ત (યાને બદ) મીશ્ર-માંશ્રવ્યા-કરીનાથી તેમજ કુદરતી કાયદે જાતજાતના શખ્સો અને ચીજોના સમાગમમાં આવતાંજ વધતી ઓછી આલુદગી પુગે છે, તે એટલે સુધી કે એક ગમે તેવા કદમના બારીક કાયદાઓ પાળનાર યઓજદાથ્રેગર કે જે બધી દરૂજીથી દુર રહે છે તેને પણ છ છ મહીનાના અંતરે બરશ્નુમ લેવાની તાકીદ જરથોસ્તી દએનમાં ફરમાવેલી છે, જોકે આ કીયા કામનાં પાયા સમાન અસલ કાયદા ઉપર પણ હાલના યોજદાથ્રેગર વર્ગે સદંતર પાણી ફેરવ્યું છે. જેમ ખાસ વર્ગ યાને કીયાકામ કરનારાં વર્ગને માટે છ મહીનાની મુદત છે, તેમ જોકે આમ-વર્ગ (યાને કીયાકામ નહી કરનાર વર્ગ) માટે છ છ મહીનાની મુદતે નાહન લેવાની ફરજ નાંખી

નથી, છતાં જેમ બની આવે તેમ વરસે, બે વરસે, ત્રણ વરસે તો જરૂર નાહાન લેવાની ગંભીર ફરજ સમજવી જોઇએ.

આ નવરાત્રીનાં નાહાન ઉપરાંત, અસલથી એક બીજી જાતનું **સાદું નાહાન** લેવાનું આપણામાં આજ સુધી જાયજ છે, જોકે તેમાં પણ જમાનાની ગીરદેશથી ફેરફારો દાખલ થઇ ગયા છે. તે નાહાન નહ્વાડવાની ક્રીયાને નામે આપણામાં સાધારણ રીતે જાણીતી છે. ખરી રીતે બોલ્યે તો, એને નાહાન **નાહવાની** (નહીં કે નહવાડવાની) તરીકતને નામે ઓળખવી જોઇએ, કારણકે અસલ ફરમાન મુજબ એ સાદું નાહાન દરેક બસ્તે-કુસ્તીઆન મરદ ઓરત—શુ નાનાં કે મોટાં—બધાંઓને મહીને બે મહીને સર અવસરે, વાર તેહેવારે જેમ બને તેમ અવાર-નવાર પોતાને હાથે યા ઘેરનાંઓની મદદ સાથે

પણ યઓજદાથ્રેગરની મદદ વગર પોતાનાં મકાનમાં ખાસ એલાહેદી બનાવેલી જગ્યામાં લેવાનો હુકમ છે, અને હાલમાં યઓજદાથ્રેગરો ઘેર આવીને યા દરેમેહેરની અંદર આ સાદું નાહન આપે છે તેમ કરવાની કશીબી જરૂર નથી, કારણકે અસલમાં તેવું કશું ફરમાન નથી. અસલ જે નિયમ નવરાત્રીનાં નાહાનને લાગુ પડતો હતો કે બરશ્નુમવાળા યઓજદાથ્રેગર મારફતે (યા ઓરત હોય તો સાથે બાનુની દેખરેખ હેઠળ) તે નાહન મરદ યા ઓરતને આપી શકાય, તે નિયમ સાદાં નાહનને પણ પુરતાં દીની જ્ઞાનની ગેરહાજરીમાં લાગુ પાડવામાં આવ્યો છે. ફકત સાચ્ચી બીના શું છે તેથી હમદીનોને વાકેફ કરવા કાજેજ ઉપલો કાયદો જણાવવામાં આવ્યોછે. અહીં જણાવવું જોઇએ કે મોબેદની મદદથી સાદું નાહાન લેવામાં

આવે તો તેમાં અડચણુ કાંઇ નથી, જો કે તેમ કરવાની કશી જરૂર નથી. અત્રે તો અસલ કાયદા મુજબ, પોતાને હાથે પોતાનાં મકાનમાં યોજ-દાથેગરની મદદ વગર કેમ નાહાન લેવું તેની તરીકત બતાવવામાં આવશે. હાલમાં તરીકત-વાલાં ઘરો રહયાં નથી, તેથી દરેમહેરમાં જઇને બી નાહાન લેવાય તો તેમાં કશું ખોટું નથી.

જે શખ્સ (મરદ યા ઓરત) નહાન નાહવાના હોય, તેણે જ્યાં સુધી નાહનની કીયા ખતમ નહીં થાય ત્યાં સુધી તેટલો વખત તે દીવસે કંઇબી ખાવું પીવું નહીં, અને હાવન ગેહમાં નાહાન લઇ લેવું. વળી નીચે મુજબ તેનાથી બને તો તેણે, નહીં તો કોઇ ઓળખીતાં યા સગાં યાં બસ્તે-કુસ્તીઆન નોકર મારફતે દરેમેહેરમાંથી બધી સામગ્રી લાવવી યા મંગાવી લેવી:

દરેમેહેરમાંથી બંરશ્નુમવાળા યઓજદાથેગર

જેણે તે દીવસે પાંચ તાએની ખુબ પણ લીધેલી હોવી જોઇએ તેની પાસેથી નીચે જણાવેલાં ૭ આલાતો મેળવે:

(૧) ઇજાયલો નીરંગ દીન (પીવા માટે)

(૨) ગઓ-મેજ યાને આબે-ઝર (તનને લગાડવા માટે)

(૩) ઇજેલું આવ (જે નીરંગ દીનની ક્રીયા વખતે ઇજીને ભરી મુકવામાં આવેછે તે)

(૪) ભસમ યાને રખીઆ

(૫) બાલુ યાને રેતી

(૬) દાડમની પાતરી.

ઉપલી ચીજો યઓજદાથ્રેગર પાસેથી પાવ કીધેલાં વાસણોમાં લઇને, કપડાંના પેવંદ સાથના હાથે એક ખુમચામાં મુકીને, તેની ઉપર કપડું ઢાંકીને રસ્તામાં કોઇને અડકયા વગર સંભાળથી

નાહાન નાહનાર યાતો તેનો બસ્તે—કુસ્તીઆન નોકર યા મીત્ર તેને ઘેરે લઇ જાય. ત્યાં સોજજી પવીત્ર એલાહેદી જગ્યામાં તે આલાતો સાથનો ખુમચો મુકે, અને તેની આસપાસ ચોતરફથી રેતીની પાવી એક "યથા" ભણીને કાઢે. એક બીજી મોટી પાવી એલાહેદી મહલાગ્મા ભરેલી ચોખ્ખી નાહવાની જગ્યામાં (કે જે રોજની નાહવાની સાધારણ મોરીથી અળગ જુદી હોવી જોઇએ તેમાં) બનાવે અને તેની અંદર ત્રણ મોટા પથ્થર થોડા થોડા અંતરે હાજર રાખે.

પછી તે નાહાન નાહનાર પાદીઆવ કરી સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરીને એક પાણીનું મોટું કાહારનું અને એક કળસ્યો લઇને કુવા આગળ જાય અને તેને ચોખ્ખાં કરીને ભરી લાવે. પછી બે જુલ્યાં પેલી આલાતવાલી પાવીમાં મુકે, અને પહેલાં બન્ને જુલ્યાંને પાત

ફરી આતશ આગલ યા પોતીકી મેળે મુકવી નાંખે. પછી તેમાંનાં એક ફુલ્યાંમાં પીવાનો નારંગ દીન થોડો કાઢે, ને તેમાં પેલી ભસમ (રખીઆ) જરા નાંખે. બીજાં ફુલ્યાંની અંદર દીલે ચોપડવાનો નીરંગ કાઢે. પછી કાહારણાંમાં થોડો "આંવ" નાંખે. પછી નાહાન લેનાર પેલી ત્રણ પથરા મુકેલી પાવીમાં દાખલ થઇ મરદ ઓરત બંન્નેએ જમણા હાથે પેવંદ ધરી દારમની પાતરી તે હાથની હથેલીમાં લઇને, નીચે મુજબ જમવાની બાજ લેવી:

બ નામે યજદ બક્ષાયન્દેહ્ બક્ષાયેશ્ગરે મેહેર્બાન્ અહુર્મજદ્ ખોદાએ.

ઇથા આત્ યજમઇદે અહુરેમ મજ-દાંમ્, યે ગાંમ્ચા અશૅમ્ચા દાત્, અપસ્ચા દાત્ ઉર્વરાઓસ્ચા વંધુહીશ્,

રઍાચાર્ઍાસ્ચા ધાવ બૂમીમ્ચા, વી-
રપાચા વૅાહૂ. અષૅમ વૅાહૂ ૩.

હવે મુંગે મહોંડે પેલી દાડમની પાતરી ચાવવી, અને તેનો રસ ગળીને જુકે બાજુએ થુકી નાંખવો. પછી નીરંગદીનનું ફુલ્યું પેલાજ પેવંદના હાથે ધરી નીચે મુજબ પાજંદ મીથ્ર (યાને વીચાર) બીસ્તા (યાને મુદલ પ્રગટ ઉચ્ચારયા વગર) ફેંકવા :

"ઇન્ ખુરમ્, ઇન્ પાકી–ઇ–તન્, ચોજદાસી–ઇ–રવાંન રા."

(યાને કે : "તનની પાકીજગી તથા ઉરવાનની પવીત્રાઇને માટે આ નીરંગદીન પીઉં છું.")

ઉપર મુજબ મીથ્ર કરી, પહેલી વાર સેહેજ નીરંગદીન પીવો. પછી બીજીવાર ઉપલા પાજંદ મીથ્ર ફેંકીને બીજી વખંત સેહેજ નીરંગદીન

પીવો. પછી પાછું ત્રીજીવાર ઉપલા પાજંદ મીગ્ર ફુંકીને ત્રીજી વખત સેહેજ નીરંગદીન પીવો. એ પ્રમાણે ત્રણ મરતબે નીરંગદીન પીધા પછી કુલ્યું દુરથી એલાહેદી જગો ઉપર મુકવું. આ નીરંગદીન પીધાથી દીલ (યાને હાર્ટ) ને બહુ તકવો મળે છે, પણ તેથી ઘણો પીશું તો ઘણી મજબુતી મળશે એમ માનીને ઘણો પીવાનું કદી અતેરું કરવું નહીં, કારણકે નહીં તો ગરમ પડી જશે અને સામું નુકસાન કરશે, કારણકે નીરંગ ગરમ-ઓ-ખુશ્ક ચાર દરજ્જાનો છે. એજ પ્રમાણે રોજ દીલે લગાડવાના સાદા ગઓમએજમાં પણ એવીજ રીતે અંદાજે વર્તવું.

હવે જમવાની બાજ "છોડવી, એટલે કે,

**અષેમ ૪, યથા ૨, અષેમ ૧,**

**☞ અહમાઈ રએશ્ચ; હજંઘરેમ; જસ મે અવંઘાહે મજદ; કેરફેહ મોજદ;**

પઢીને "**અહુરમજદ ખોદાએ**"ની નીરંગ તથા ફ્કત આખી "જસ મે અવંઘહે મજદ; મજદયસ્નો અગ્નિ" સુધીની કુસ્તી કરે, એટલે **જમવાની બાજ** તમામ થશે.

ત્યાર બાદ, **પતેત પશેમાની** પુર મીગ્ર સહીત એક ચીતે કરવી. પછી નાહવાની પાવી-માંના પેલાં ત્રણ પથ્થરમાંના પહેલા પથ્થર ઉપર ઉભા રહીને, નીચે મુજબ **નાહનની બાજ** ધરવાનું શરૂ કરે:

**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ. અશેમ** વોહુ ૧ પઢી, પહેરેલાં કપડાં સુદ્ધાં **સુંગે મહોડે** બીસ્તા બાજ ધરવી.

મરદ હોય તો જમણા ને ઓરત હોય તો ડાબા હાથની અંગુઠાની તુરત પાસેની આંગલી ( Forefinger ) ઠુંઠીને લગાડેલી રાખીને,

નેગાહ કરતાં નીચે મુજબ બાજ બીસ્તા (યાને પ્રગટ ઉચ્ચારયા વગર) પઢવી, અને તે વખતે ખાકસારી ઘણી રાખવી અને મીઝ્ર યાને વિચાર એવા કરવા કે "હું તવલ્લુદ (જન્મ) વખતે ખાકથી પોષણ થયલો છું."

હવે હમામની બાજ નીચે મુજબ ધરવી; પણ તે બીસ્તા યાને મુંગે મહોંડે પઢવી.

ક્ષનઑાથ અહુરહે મજદાઓ અષૅમ વૉહૂ ૩. ફ્રવરાને મજદયસ્નો જર-થુશ્ત્રિશ વીદએવો અહુર-ટકએષો. (જે ગેહ હોય તે પઢવી) સ્રઑાષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઑાશ, આહૂઇરૂયેહે, ક્ષનઑાથ યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑાથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇરૂયો જઑાતા ફ્રા મે મ્રૂતે, અથા

રતુશ અષાતુચિત હચ ક્રા અષવ વીહુવાઓં અઓતુ.*

અહુનૅમ વહરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વહરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વહરીમ તનૂમ પાઇતિ. યથા અહુ વહરયો ૧.

કેમ ના મજદા (આખી નહીં પઢવી પણ "મા મૅરૅનચઈનીશ ગએથાઓં અસ્ત-વઇતીશ અષહે"—આટલા શબ્દો સુધીજ પઢીને થોભી જવું.)

હવે, ડુંટી આગલથી હાથ ખસેડવો

*અહીં યાદ રાખવું કે "અઓષૅમ્ અષીમ્ હુરઑહૅમ્ વૅરૅથાજનૅમ્ ક્રાદત—ગએથૅમ્ અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે" એ આખું પદ આ નાહનની બાજમાં ભણાતું નથી.

અને કપડાં અહીં નીચે જણાવેલાં અનુક્રમે ઉતારવાં: પહેલે કુસ્તી, પછી સુદરેહ, પછી પગમાંનું વસ્ત્ર, પછી માથાંનું પહેરણ ને છેલ્લે જોડા એમ અનુક્રમે મરદ હોય તો પહેલે જમણી અને પછી ડાબી બાજુથી અને ઓરત હોય તો પહેલી ડાબી અને પછી જમણી બાજુથી આંગ ઉપરથી ઉતારવાં. ત્યારબાદ, ગોમએઝ યાને આબેઝર લઇ માથાંથી તે પગ સુધી ઉતરતા હાથે ત્રણવાર આખાં ખુલ્લાં બદન ઉપર એકેએક ભાગને લગાડવો, અને "હુમત"ના મીથ્ર ફેંકવા. પછી પાવીમાંના બીજા પથરા ઉપર ઉભા રહી, બાજુની પાવીમાંથી સુકી રેતી લઇ તે ત્રણ મરતબે શરીર ઉપર એંજ મુજબ લગાડી ગોમએઝને તદન સુકવી નાંખવો, અને આખો વખત "હુખ્ત"નો મીથ્ર ફેંકવો. ત્યાર બાદ ત્રીજા પથર ઉપર આવી હાજાયલાં 'આવ'નું ફુલ્યું લઇ

તે 'આવ' ત્રણુ મરતબે આખાં બદન ઉપર ઉતરતા હાથે લગાડવું, અને આખો વખત "હવરસ્ત"ના મીથ્ર ફેંકવા. સુકાયા પછી, કંઇબી કરવાની આગમચ, સૌથી પહેલાં ચોખ્ખાં ઠંડાં પાણીનો કુળરયો કે જે નાહવા આગમજ પાવીની અંદર ભરીને તૈયાર રાખેલો હોવો જોઇએ તેને હથેલી લગાડયા વગર તેને બન્ને હાથોની કોણીની નજદીકના ભાગો વડે પકડી, બેઉ હાથ પોંહોંચા સુધી ત્રણુ મરતબે જરૂર બા જરૂર, મરદ હોય તો પહેલે જમણો ને પછી ડાબો ને ઓરત હોય તો પહેલે ડાબો ને પછીં જમણો એમ અનુક્રમે, પાવ કરવા. ત્યાર પછીજ, પાવીમાંથી ચોખ્ખું ઠંડું પાણી લઇ માથાં ઉપર પાણી નાંમી, પછી ઉતરતા હાથે આખાં બદનને પાણીથી મુંગે મહોંડે સ્વચ્છ કરવું: નહાતી વખતે મીથ્ર યા વિચાર સરસ ઉરવાનની વૃદ્ધિને લગતા રાખવા. ત્યારબાદ,

આખું આંગ એજ પ્રમાણે ઉતરતા હાથે નુછી નાખી, ત્યાંજ ઉભા રહી પહેલાં પગમાં જોડા અને માથે ટોપી યા માથાબાનું પહેરી લઇ, પછી મરદ હોય તો જમણા અને ડાબા અને ઓરત હોય તો ડાબા અને જમણા એમ અનુક્રમે પગમાંનું વસ્ત્ર પહેરવું. ત્યાર પછી, તરીકતથી બનાવેલા નવ સાંધાના સુદરેહનું ગળું ઓળવી મરદ હોય તો પહેલાં જમણી અને પછી ડાબી અને ઓરત હોય તો પહેલાં ડાબી અને પછી જમણી એમ અનુક્રમે સુદરેહની બાંહે પહેરવી. પછી ત્યાંજ ઉભા રહી ખભાં ઉપર કુસ્તી નાંખી, અગાઉથી ત્યાંજ જુદા કળસ્યામાં તૈયાર રાખેલાં સોજ્જા પાણીથી તરીકત મુજબ પેવંદથી પાદયાવ કરી નુછી નાંખી નાહાનની બાજ મુકવાનું શરૂ કરવું. નાહાનની બાજ નીચલી બેમાંની કોઇબી રીતે મુકી શકાશે :

(૧) આ કેતાબનાં પાને ૯૪ તથા ૯૫ મે જણાવવા મુજબ હમામની બાજ તમામ કરવી, એટલે સાદાં નાહાનની તરીકત તમામ થશે.

યાતો (૨) બીજી રાતે નીચે મુજબ આ નાહાનની બાજ મુકવી:

મરદ હોય તો જમણા હાથની અને ઓરત હોય તો ડાબા હાથની અંગુઠા પાસેની પહેલી આંગલી ડુંટીને લગાડી જમીન તરફ નજર ફેંકી, સ્પેન્દારમદ અમશાસ્પંદને યાદ કરતાં નમતાં નમતાં નીચલું પદ ઉચ્ચારવું:-

નૅમસ્ચા યા આરૂમઇતિશ્ હુજાચા

( ૩ વાર પઢે )

હવે ડુંટી આગલથી હાથ ખસેડી નાંખવો. ત્યારબાદ અશૅમ્ વૉહૂ ૧ પઢવી. હવે નીચે મુજબ પઢવું :—

યથા અહૂ વઇરૂયો ૨

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ આહુઇરૂયેહે. અષેમ વોહૂ ૧.

☞ અહ્માઇ રએશ્ચ; હજંઘરેમ; જસ મે અવંઘહે મજદ; કેરૂફેહ મોજદ.

હવે, કુસ્તી ખભેથી ઉતારી કુસ્તીને બેવડી કરી, તેનો મધ્ય ભાગનો ગાલો ડાબા હાથની અંગુઠા પાસેની પહેલી આંગલીમાં પોઇ જમણા હાથે તે બેવડી કરેલી કુસ્તીને વચગાળેથી પકડી, ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહૂ ૧. પછી, અહુરમજદ ખોદાએ ની નીરંગ શરૂ કરી, કુસ્તી વીટાળી, "જસમે અવંઘહે મજદ મજદયસ્નો અહ્મિ"

આખી પઢી અટકવું એટલે **નાહનની તરીકત** તમામ થશે.

બાજ પુરી કર્યા આગમચ નાહવાની પાવીમાંથી મુદ્દલ ખસવું નહીં. ત્યાર બાદ પાવીમાંથી બહાર નીકળી પેત્રંદ સાથે પાછુ પાદયાવ કરી સંપુર્ણ **સરોશની દ્રુજ્ઞમન સાથની કુસ્તી** કરવીજ જોઇએ. ત્યાં વગર કામે કાજે લાગવું નહીં.

નાહાન નહાતી વખતે કાઢી નાખેલાં કપડાં પાછાં ઉપયોગમાં નહીં લેવાં પણ તેને ઘેરમાં એક વખત ધોઇ ફરીથી ધોવાં નાંખવાં.

---

## જમશેદી નવરોઝ ટાંકણે ખાસ શું ભણશો?

અસલવારેથી આપણા જરથોસ્તીઓમાં જમશેદી નવરોઝ સૌથી મુબારક દીવસ ગણાતો

આવ્યો છે, અને ફીરદુસીના શાહનામાંમાં જમ-શેદી નવરોઝને ફરવરદીન મહીનાના હોરમઝદ રોજે પડતો દેખાડયો છે તે તદન રાસ્ત છે અને તે જરથોસ્તી નવાં સાલનો પહેલો દીવસ ખરેખર તો ગણાવો જોઇએ, કે જ્યારે ખોર-શેદ પહેલ વહેલો "બુરૂજે હમલ" યાને મેષ રાશીમાં ( Sign of Aries, not constel-lation of Aries) દાખલ થવાનો સૌથી મહાન બનાવ કુદરતમાં બને છે. ખોરશેદથી તો આ દુન્યાનો તમામ કારોબાર ચાલી રહેલો છે; તેના રવા યાને અણુદીઠ કીરણો જો ઘડીભર આ દુન્યા ઉપર આવતા અટકતા ધારગે તો આ દુન્યાજ નાબુદ થઇ જાય. ત્યારે દર સાલ આવા મહાન ખોરશેદની મુસાફરીની શરૂઆતના દીવસને આપણે જરથોસ્તીઓ નવું સાલ ગણ-વામાં કશું ખોટું કરીશું નહી. હાલમાં જમશેદી

નવરોઝ ઈંગ્રેજી તા૦ ૨૧ મી માર્ચને દીને પડે છે તે ગણત્રી બરહક છે; જોકે જશન કીયા જમશેદી નવરોઝની કરવી હોય તો ખોરશેદ બરાબર કયે વખતે એ દહાડે દાખલ થાયછે તે નોંધી પછી ૨૧ મી માર્ચ નહીં તો ૨૨ મી માર્ચની સહવારે જશન કીયા કરવી.

આવા એક મહાન મુબારક પ્રસંગે, ખોરશેદ મેહેરની ન્યાયશ, કે જેને ખોરશેદ સાથે સીધો તાલુકો છે, તે રોજની ફરજ્યાત માફક નહી ભણતાં ખાસ નીચે મુજબ હાવન, રપીથ્વન, ઉઝીરન ત્રણે ગેહમાં ભણવાનો આપણને પેગામ્બર સાહેબનો હોકમ છેઃ—

| | | |
|---|---|---|
| હાવનમાં | ૮ ખોરશેદ અને | ૩ મેહેર ન્યાયશ |
| રપીથ્વનમાં | ૬ ,, ,, | ૨ ,, ,, |
| ઉઝીરનમાં | ૩ ,, ,, | ૧ ,, ,, |

વધુ ખુલાસાથી બોલ્યે, તો સરોશની ક્ષ્નુમન-
ની કુસ્તી તથા ગેહ પઢયા પછી,

**હાવનમાં**—૩ ખોરશેદ અને ૧ મેહેર ન્યાયશ
કરી, બીજી વાર ૩ ખોરશેદ અને
૧ મેહેર ન્યાયશ કરી, ત્રીજીવાર ૩
ખોરશેદ અને ૧ મેહેર ન્યાયશ કરવી
અને છેલ્લે " વીસ્પ હુમત " પઢવી

**રપીથ્વનમાં**—૩ ખોરશેદ અને ૧ મેહેર ન્યાયશ
કરી, બીજીવાર ૩ ખોરશેદ અને
૧ મેહેર ન્યાયશ કરવી.

**ઉજીરનમાં**—૩ ખોરશેદ અને ૧ મેહેર ન્યાયશ
ફક્ત કરવી.

આવી રીતે, દરેક ગેહમાં જુદી જુદી સંખ્યા
માં ખોરશેદ તથા મેહેરની ન્યાયશ ઉપલા અનુ-
ક્રમે પઢી રહ્યા પછી, દરેક ગેહની ફરજ્યાતનો
બાકીનો ભાગ જે અગાઉ જણાવી ગયા છીએ
તે પઢવો.

## અશો ફ્રેશહરની નૈયતે લોબાન મુકવાની અસલ રીતી :

દુધ-અન્ન-ફ્ળ-શાકની બનાવેલી કોઇબી સારાં સ્વચ્છ ખોરેહવાલી નેઆમત સનમુખ જરથોસ્તી દએનના કાયદા મુજબ હમેશાં વંશ-પરંપરા ચાલુ રોશન રાખેલા ઘેરના આતશે-દાદગાહનો આતશ ( કારણકે જેમ આતશને બુજાવ્યા વગર પેહેડી-દર-પેહેડી સદા રોશન રાખ્યો હોય તો તેની અંદર મુક્વીપણું વધતું જાય છે અને તેની મારફતે કીધેલી બધી "અઇપિ"ની ક્રીયાઓનો જોશ પણ વધતો રહે છે,) તે આતશ ત્યાં હાજર કરી, તે ઉપર સોજ્જું લોબાન ધુપાવતાં, મનમાં મીથ્ર યાને વિચાર નીચે મુજબ જોશભેર કરવા અને અષૅમ વૉહૂ ૧ સાથે સાથે પંઢવો :

૭૯૪ અશો ફ્રોહરની નેમતે લોબાનની રીતીઃ

"જે હુમત-હુખ્ત હુવરશ્ત મુજબ દાદાર અહુરમજદ કુલ સૃષ્ટિને આગલ અને આગલ વધારે છે, તેજ પ્રમાણે પોત પોતીકાં મરતબાના જે હુમત-હુખ્ત હુવરશ્તથી ઉરવાન આગલ વધે છે તે કાયદાથી, કુદરતી અચુક કાયદે જે આતશથી ઉરવન આગલ વધે છે તે બાતેની આતશ, તથા આ ખોરાકના ખોરેહ તથા આ રોશન આતશની બરેહ તેમજ મીથ તથા માંથ્રની મારફતે, બેહસ્ત-ખેહરેહ (ફલાંન-બીન-ફલાંન,* યા

---

* અહીં કુટુંબનાં ગુજર પામેલાં ઉરવાનોનાં નામ—પરણેલી ઓરત હોય તો ત્યાં પણ-તેઓના સગા-પીતાનાં નામ સાથેજ એક પછી એક દેવાં. "ફલાંન-બીન-ફલાંન" એટલે ફલાંનાંનો છોકરો ફલાનો યા "ફલાંન-બીનત-ફલાંન" એટલે

ફ્લાંન—બીનત—ફ્લાંન*) નાં ઉરવાનો તેઓના ફ્રવષીની મારફતે આગલ અને આગલ વધો !"

અશૅમ વૅાહૂ ૧.

ઉપલા મીથ્ર ફેંકતી વખતે મીથ્રને ખુબ સાબેત કરવા, તથા મીથ્રની અંદર તે ગુજરેલાં ખેશીઓ વીગેરની આકૃતી સાબેત લાવવી.

યાદ રાખવું કે ગોસ્ત—પછી—દારૂનાં ખાણ્યાં ઉપર કદીબી લોબાન મુકી શકાય નહીં યા સતુમ પઢી શકાય નહીં, કારણકે આવાં ખાણ્યાં-

---

ફલાનાની છોકરી ફલાનીમાં પહેલાં "ફ્લાંન"માં ગુજરેલાં ઉરવાનનું નામ અને બીજા "ફ્લાંન" માં તેના સગા—પીતાનું નામ હેવું. "બીન" એટલે છોકરો અને "બીનત" એટલે છોકરી એમ ફારસીમાં અર્થ થાય છે.)

માંથી નીકળતું ખોરેહ યાને મેગ્નેટીઝમ બદ અને ગદલું હોય છે, અને ઉરવાનને ખોરાકની ચીજો મારફતે જે અર્પણ કરવાનું છે તે તો ફક્ત તે ચીજોમાંથી નીકળતું સ્વચ્છ પવીત્ર ખોરેહ છે. એજ સબબસર જરથોસ્તી ધર્મ-ક્રીયામાં ગોસ્ત-મછી-દારૂ વીગેરે જેવી બદ ખોરેહની ચીજો મુકવાની સખત મનાઇ કરવામાં આવી છે, એટલુંજ નહીં, પણ ચોકસ વનસ્પતીક ફ્રુટ કે ફુલ પણ તેમાંથી નીકળતા બદ ખોરેહના પ્રવાહ ને લીધે જરથોસ્તી ક્રીયામાં વાપરવાની મનાઇ કરવામાં આવી છે. હાલમાં ભણાવવાનાં કામમાં જે ગમે તે ફુલો આપણાં લોકો વાપરે છે તે ઘણું ભુલભરેલું છે, કારણ કે ગમે તેવાં સુંદર મઘમઘતાં ફુલો હોય છતાં તેની અંદરથી નીકળતો ખોરેહનો પ્રવાહ જો બદ હોય અને અરવાહી આલમની ઉતરતા

દરજ્જાની સીફ્લી શકતીઓને ખેંચનાર હોય તો તે ફુલો કીયાકામ માટે નારવા અને ઉલટી અસર નીપજાંવનારાં થઇ પડે છે. આપણાં લોકો મુકતાદ વીગેરે પ્રસંગો ઉપર શોભીતાં જે ગમે તે ફુલો લાવીને. તેના બાહેરના દેખાવ ઉપર અંજાઈ જાય છે, પણ કીયાકામમાં ફુલ લેવાની ખરી મકસદ તો તેની અંદરથી નીકળતા સારાં પત્રીત્ર ખોરેહનો લાભ લેવાની છે, અને "જુઝ' 'ને કાયદે યાને એકમેકથી ઉલટી બે ચીજો કાર્ય .કરીને પરીણામ લાવવાને કાયદે, કુદરતમાં સ્વચ્છ તેમજ બદ ખોરેહ ધરાવતાં ફુલો તો હોય છેજ., બરજીસી, ખુરી, અને હએઇ જીરમની ખાલેસ (Simple) તેમજ મુરક્કબ્યાત (Compound) અસર ધરાવનારાં ફુલોમાં મુંખ્ય, ગોલાબ, મોઘરો, ચંપેલી, દાડમરીનું ફુલ, ગોટો, ગુલછડી, ગુલમોહોર,

૭૯૮ અશો ફ્રોહરની નેયતે લોબાનની રીતીઃ

જાઇજુઇ, રેહેન યાને સબજો, ગલગોટા, કેવરો વીગેરે—એ બધાં જાણીતાં ફુલો છે તે સીવાય બીજાં રંગબેરંગી બીજી બીજી જીરમની સીફલી યાને અરવાહી આલમની ઉતરતા મરતબાની શકતીઓની અસર ધરાવનારાં—બદ ખોરેહવાલા ફુલો—જેવાંકે ચાંપાંનુ ફુલ, આંકરાંનુ ફુલ, કરણનું લાલ ફુલ, જાસુરીનાં ફુલ, પારસમનીનાં ફુલ વીગેરે કેટલાંક જાદુગીરીનાં કામમાં આવતાં તેમજ દેવદેહેરાંપર ચઢાવવામાં આવતાં ફુલો કીયા કામમાં નહીજ વપરાય તેની ખાસ તાકીદ રાખવી ઘટે છે. બનતા સુધી ઘણાં સરખાં અણુજાણાં ફુલોને બદલે થોડાંક જાણીતાં ઉપર જણાવેલાં 'શાદ' યાને સ્વચ્છ ખોરેહવાલાંજ ફુલો વાપરવાં. એજ પ્રમાણે, ફ્રુટોમાં પણ સ્વચ્છ યા બદ ખોરેહવાલી ફ્રુટો કુદરતનાં સામસામાંપણાંને (જુઝને) કાયદે હોયછે, તેથી

અનેનાસ, અંદુસ, ક્રાજુ, રામફળ, સીતાફળ, કર-મદાં, કમરખ, દુરયાંન, વીગેરે જેમાંથી બદ ખોરે-હનો પ્રવાહ નીકળે છે તેવી ફ્રુટો આપણી કીયા કામમાં વાપરવી સદંતર નારવા છે. સરસ ખોરેહ ધરાવતી ફ્રુટોમાં પૃપેનાસ, દાડમ, અંજીર, પેર, શેરડી, લીંબુ, કેળાં, પપાંઈ, નારંગી, મોસંબી સંતરા, તરબુચ, ચીકુ, આંબુ તથા સુકો મેવો છે.

જો આપણાં લોકો આટલુંજ ધ્યાનમાં રાખે કે લોબાન કે સતુમના ખાનાં મારફતે ઉરવાનને જે અર્પણ કરવાનું છે તે તો તદ્દન સ્વચ્છ ખોરેહથી ભરપુર ચીજોમાંથી નીકળતું પવીત્ર ખોરેહ છે, તો સતુમનાં ખાનાં માટે હાલમાં ગોસ્ત–મછી–મરઘી જેવી લોહી–પરૂ રસીની બનેલી નસાની ચીજોથી ભરચક મોટો ખુમચો બનાવી, તેમાંથી નીકળતાં ખરાબ બદબોવાળાં ગલ્લાં ખોરેહથી પોતાનાં ગુજરેલાં ઉરવાનોને આજોરદેહ નહી કરે. યાદ

રાખવું કે ઉરવાનોને કેઇ ચીજોથી અને કેઇ તરેહથી ફાયદો પોંહચે છે તે સમજયા વગર જેમ ગમે તેમ અહીંની ચીજો અર્પણ કરવાની નથી. ઉપર પ્રમાણેનાં નજીસાતથી ભરેલા અને દારૂ-શરાબ જેવાં 'શાકેત' યાને કેફી પીણાં સાથના ભરચક ખુમચા કરતાં ફકત તાજા મેવા યા તર-કારી, અનાજ, ને ઘઉંની રોટલી અને પાણીના સુતરાં ખાનાંનું સતુમ ભણવું-ભણાવવું-ઉરવાન માટે સૌથી ફાયદાકારક છે. ઘણો મોટો ખુમચો ભરચક મુકશો તો ઉરવાન ઘણું ખુસ્તુદ થશે એમ કાંઇ છેજ નહીં, પણ તે ખુમચામાં કેટલી બધી પવીત્રાઈ જળવાયલી છે અને ખાણાની ચીજો કેટલી પવીત્ર અને નસા વગરની લીધેલી છે, તથા ઉરવાન માટે કેટલાં ખરાં દીલ અને અશોઇથી મીથ્ર અને માંથ્રનું ભણતર થવાં પામ્યાં છે, તેની ઉપરજ સતુમની ફીવાની અસરનો

તમામ આધાર રહેછે. આપણે એક બાજુથી આપણી ક્રીયાકામ માટે તથા ચોખ્ખું રાંધવા માટે સ્વચ્છ કુવાનું પાણીજ લેવાની વાજબી કોશેશો કરીએ, અને દુરવંદની નજર તેમજ માસીક માંદગીવાળી હમદીન ઓરતની પણ નજર તે પાણી ઉપર નહીં પડે તેની બારીક વાજબી ચોંપ રાખ્યે, અને બીજીજ બાજુથી જુદદીનોની ભઠીમાં ગાળેલો, દુરવંદને હાથનાં પાણી કે જેની ઉપર ગમે તેવી માસીક માંદગી વાળી હાલતની જુદદીન ઓરત—કામદારની નજર તો શું પણ આખો હાથ લાગેલો હોય તેવાં પાણીનો સદંતર કોહવડાવેલી ચીજોમાંથી બનાવેલો દારૂ-શરાબ—આપણી બધી પાકીજગીથી ભરપુર જરથોસ્તી ક્રીયાઓમાં અને સતુમ—લોબાનનાં ખાનાંમાં મુકવા મુકાવવાની ખાલી જીદ પકડયે એ કેટલું બધું બેહુદ છે? તેને બદલે, કોઇ

તાજી ફ્રુટનો—દાખલા તરીકે રસદાર દરાખ, સંતરા વીગેરેનો) રસ ઘેરમાં હાથે નીચોવી કાઢી, તે ફ્રુટનું સુગંધી શરબત ભણાવ્યે, તો તેથી ઉરવાન કેટલું બધું ખુશ્નુદ થાય? વાસ્તે, અય હમદીનો, તમો અનુશેહ-રવાંનની બધી ક્રીયાઓમાં અશોઇ ચોખ્ખાઇ—નો નીયમ પહેલાં પાળી, ફક્ત 'શાંદ' એટલે 'સ્વચ્છ' ખોરેહવાળીજ વનસ્પતી—દુધની જીનસો હમેશાં વાપરજો, જેથી ક્રીયાઓની અસર તેનાં પુરતાં પ્રમાણુમાં નીપજી શકશે.

## ગાથાના હા દરરોજ કેમ ભણુવા ?

ગાથાના પાંચ દીવસો ઉપર રોજ એકેકો ગાથા-

નો હા અનુક્રમે ગાથાની ક્ષ્નૂમન સાથે પઢવાનુ ફરમાન હાલમાં જાયજ છે. તે ઉપરાંત દરરોજની ફરેજ્યાત કરવા પછી, જો ગાથાના હા ભણુવામાં આવે તો તે ઘણુંજ મુબારક થઇ પડે. પણુ તે વખતે નીચલી બીનાઓ ખુબ ધ્યાનમાં રાખવી.

અહુનવદ ગાથાના દીવસે, તેમજ ગુજરેલા માટે ગેહસારણુાંની ક્રીયા વખતે, યા યજસ્ને વંદીદાદની ક્રીયાઓનાં ભણુતરોમાં, આ ચાર પ્રસંગો સિવાય ચાલુ દરરોજ ખાંચો નાખ્યા વગર અહુનવદ ગાથાનુ ભણુતર ભણુવાની ખાસ મનાઇ આપણાં જીવતાંઓના ફાયદા માટે કરવામાં આવી છે. તે મનાઇ કુદરતના ક્યા કાયદાને આધારે કરવામાં આવી છે તે આપણે જોઇએ. ગેહસારણાં તરીકેની એકલા અહુનવદ ગાથાની જે ખુબી ભરેલી અસર સચકેલાં બદન તથા ગુજરેલાં ઉરવાનના બાન ઉપર થાય છે તે જોતાં આ મનાઇ જીવતાંઓનાં

બાનને માટે બહુજ ફાયદાકારક છે. ગેહસારણુંની તે ખુબી આ છે કે તેમાં ભણવામાં આવતા અહુનવદ ગાથાનાં સ્તોતની અસરથી ગુજરેલાં ઉરવાનનાં સચેત બાનને મંદ કરી આવી રીતે આ દુન્યાના ખેંચાણુમાંથી તે ઉરવાનને મુક્ત કરે છે.

હાલમાં ગેહસારણુંની ક્રીયા થતી હોય ત્યાં નજદીકમાં એક હમેલદાર બાનુથી હાજરી નહી અપાય એવી જે સાધારણ માન્યતા છે તે ઉપલાંજ કારણુને લીધે દરોબસ્ત છે, કારણ કે નહી તો તેથી ગર્ભ બાળકને નુંકસાન પુગે છે. આપણા અવસ્તાના કલામોમાં સ્તોતને કાયદે કેટલી બધી બળવાન અસર રહેલી છે તેના વેહેવારૂ પુરાવાઓ માંનો આ એક દેખઇતો મજબુત પુરાવો છે કે જેઓ અહુનવદ ગાથાનો વગર સમજે જેમ ગમે તેમ ઉપયોગ કરે છે. તેઓના જાગૃત બાનને દેખઇતી ખલલ પોંહચે છે.

અહુનવદ ગાથા રોજ ચાલુ પઢવાને બદલે, જો નીચે મુજબ પઢવામાં આવે તો તેમાં કુશી અડચણ પુગશે નહીં. જેઓને "પાએ-મોજદ" તરીકે યા ખુશીનાં ભણતર તરીકે અહુનવદ ગાથા ભણવાની ખાહેશ હોય તેઓએ ચાર પાંચ દહાડા પઢી પછી ચાર પાંચ દહાડાનો ગાળો માંખી પાછો ચાર પાંચ દહાડા પઢવો, જેથી વચમાં અંતર પડવાના સબબે અહુનવદ ગાથાંની જાગૃત ભાન ઉપર થતી ઉપલી અસર થવા પામશે નહીં.

અહુનવદગાથા સિવાયના બીજા ચારે ગાથાના હા—ઉશ્તવદ્દ, સ્પેંન્તોમદ્દ, વૉહુ-ક્ષથ્ર અને વહિશ્તોઇશ્ત, દરરોજ પઢી શકાય છે તેમ ખાસ કરીને છેલ્લો વહિશ્તોઇશ્ત ગાથાનો હા દરરોજ ભણવા માટે બહુ ઉત્તમ છે.

હવે, ત્યારે, રોજ જો આ ચાર ગાથાના હા

—ઉસ્તવદ, સ્પેન્તોમદ, વોહુ—ક્ષથ્ર અને વહિસ્તો-ઇસ્ત—માંથી કોઇબી એક યા વધુ ભણવા હોય તો તે કેઇ ક્ષ્નુમનથી ભણી શકાય? અલબાતાં ગાથાની ક્ષ્નુમન તો ફક્ત ગાથાના દીવસો ઉપરજ ભણાવી જોઇએ, પણ જો બીજા કોઇ-બી રોજે ગાથા ભણવા હોય, તો જેમ ઉપર "લાખ" ભણતી વખતે "સરોશની ક્ષ્નુ-મન" લેવાની બતાવી છે તે મુજબ કરવું, ને "લાખના" "યથા," "યેંઘહે હાતાંમ" અને "અષેમ "ની જગ્યાએ ગાથાનો હા "નૅમો વે ગાથાઓ અષઑનિશ" શબ્દોથી શરૂ કરી, બાજમાં પઢવા જણાવેલા ભાગ પછી અટકવું, અને ત્યાર બાદ "લાખ" માં "સરોશની ક્ષ્નુમન" જેમ તમામ કરવા લખી છે તેમ અહીં પણ કરવું.

## ભણતી વખતે જાળવવાના જરથોશ્તી કાયદાઓ.

હાલમાં આપણામાં એવો ખ્યાલ ફેલાયલો છે કે જો બંદગી કરતી વખતે બંદગી કરનારનું અંતઃકરણ સાફ હોય, તો તેજ બસ છે, અને શરીર ગમે તે હાલતમાં હોય, તથા તનને દરૂજીના તાબામાંથી દુર રાખવાના જે બધા કાયદાકાનુનો જરથોસ્તી તરીકનો તરીકે ખાસ જણાવેલા છે તે જો નહીં બી પળાય, તોપણ તેની બંદગી દાદારની દરગાહમાં કબુલ થાય છે. પણ આવો ખ્યાલ કરનારાઓ બંદગી કરવાનો મુળ હેતુજ ભુલી જાય છે. આપણે દુન્યવી ખાહેશો ને મતલબોને ખાતર બે હાથ જોડી માંથની બંદગી ભણી જઇએ, અને પછી

દુન્યાદારીનાં કામમાં ગમે તેમ અપ્રમાણીકપણુંથી અને બીજાંઓ સાથે દગોફટકો રમીને ચાલ્યે, અને જરથોસ્તી દએનની ફરમાવેલી તરીકતોનો અનાદર કરીએ, તો તેવી બંદગી ફળતી નથી. ખરેખરી બંદગીના ત્રણ પ્રકાર છે: પહેલી તનની બંદગી; બીજી મનની બંદગી; અને ત્રીજી ઉરવાનની બંદગી.

જે ચાર અનાસરોનું આ તન બનેલું છે તે ચાલુ ફેરફારોને આધીન હોવાથી, આ જરૂરનું થઇ પડે છે કે તેમાંથી નીકળતા બધા પ્રવાહો——જે "ખોરેહ"ના કુલ્યાતી નામે ઓળખાય છે—તે ખોરેહના પ્રવાહોને સદા સ્વચ્છ અને બાતેની આલુદગીથી દુર રાખવાં જોઇએ. સૌથી પહેલાં, જે ખોરાકમાંથી આપણું બદન બંધાય છે તે ખોરાક નસાની દરૂજીથી દુર

હોવો જોઇએ, અને તેટલામાટે માંસ-મછી વીગેરેના ખોરાકથી દુર રહેવું જોઇએ. ફક્ત 'નેઝાદી' દુધ-અન્નફળ-શાકનો ખોરાક લેવો જોઇએ, જેથી આપણાં બદનના આતશ—આતશે વોહુ-ક્રયાંન—ને દુધાન્નફળશાકમાંથી મળતા આતશે-ઉરવાજીસ્ત તથા આતશે સ્પેનીસ્તની મારેફત "મહેરે અફ્જા" (યાને બાતેની સચ્ચાઇ)ની જુક્ત સાથે આપ્યાથી—તે વોહુ-ક્રયાંન આતશ તેજસ્વી બનતો જાય છે, જેથી ઉરવાનની વૃધ્ધિમાં મોટી મદદ થાય છે. આવી રીતે સ્વચ્છ ખોરાક મારફતે, તેમજ ખોરેહના કાયદાઓ પાળીને, દરેક જાતની દરૂજીને કાપી નાંખીને શરીરની પવીત્રાઇ જાળવ્યાથી આતશે વોહુક્રયાન તેજસ્વી થાય છે, આપણા ઉસ્તાન યાને સજીવન શકિતની ગતી અસલ કુદરતી ઉસ્તાનની ગતી સાથે એકુસાન થાય છે, "મીથ્ર"

યાને વીચારો સાબેત યાને એકચીત રહેવા માંડે છે, ખોરેહનો પ્રકાશ, "ફ્रररેહ-ઇ-યજદી" યાને યજદી પ્રકાશ પામેલું શરૂઆતનું તેજસ્વી પવિત્ર ખોરેહ બને છે, અને ખોરેહની મારફતે "કેહર્પ" યાને સુક્ષ્મ અણુદીઠ શરીરનો આકાર વધુ સુક્ષ્મ થઇ પવિત્ર બનીને અવસ્તા માંથ્રની અસર જે સ્તોત રૂપે આવે છે તે "સ્તોત" ને બરાબર સોશન કરી પકડી રાખવાને લાયકનું થાય છે——તે બધી શરીર, ખોરેહ તથા કેહર્પની પવિત્રાઇ વધારવાની દીની શરયત તથા તરીકતને સામટી રીતે શરીરની બંદગી તરીકે જરથોસ્તી દએનમાં ઓળખવામાં આવી છે.

આ શરીરની બંદગી પુર બહારમાં થતી વખતે જે દીલ યાને અંતઃકરણ મજેનું "તસલીસ"યાને ત્રીકોણાકાર થઇ જઇને અવસ્તામાં

જે "દએના" યાને ખરેખરૂં અંતઃકરણ કહેલું છે તે "દએના" ખીલવા માંડે છે, અને આ "દએના" યાને અશોઇથી ખીલવેલાં અંતઃકરણના સ્વભાવ યાને અવાજને "અહુ" તરીકે ઓળખવામાં આવે છે, તે "અહુ" યાને કુદરતમાં જે કંઇ છે તેનું ભાન યાને બસારતની શક્તિ ખીલવા માંડે છેઃ અને આ "દએના" યાને તરીકતથી અશોઇ મારફતે ખીલવેલાં અંતઃકરણના "અહુ" યાને સ્વભાવને પોષણ આપનારો જે પ્રવાહ બરપા થાયછે તેને અવસ્તામાં "બઓદ" તરીકે યાને ખીલેલાં અંતઃકરણની શુધ્ધબુધ્ધ તરીકે ઓળખવામાં આવેછે. આ પ્રમાણે જ્યારે "દએના" તથા "બઓદ"સાથે જે "અહુ" ખીલી રહે છે, અને ખરેખરો "હુમત" યાને કુદરતમાં જે કાંઇ છે તેનોજ વીચાર કે જે કુદરતનો પોતીકો ભલો વીચાર

છે, તે તરફ "અહુ" બરપા કરવાની તરીકતને **મનની બંદગી** તરીકે ઓળખવામાં આવેલી છે.

આ પ્રમાણે શરીરની બંદગી તથા મનની બંદગીનો પાયો રચ્યા પછી જો **ઉરવનની બંદગી** યાને અવસ્તા માંથ્રનું ભણુતર અમલમાં લીધું હોય તો પછી ખરેખર અવસ્તા કલામોની એજમતી અસર આવી રીતે ભણુનાર પુરેપુરી મેળવી શકેછે. ઉરવાનનો ખોરાક "સ્તોત" છે, અને "સ્તોત" પુરા પાડવાનું સાધણુ "અવસ્તા માંથ્રના કીમતી કલામો" છે. પણુ આ માંથ્ર રૂપી સ્તોતનો ખોરાક ઉરવાનને પહોંચાડવા માટે તથા ઉરવનને જરપત થઇ શકે એટલી બધી શક્તિ બરપા કરવાને ખાતરજ શરીર તથા મનની બંદગી ઉપર સૌથી પહેલાં ધ્યાન આપવાની જરૂર છે.

**ચોઇ દમ વે નોઇત ઇથા માંથ્રેમ વરૅષ-ન્તી, યથા દમ મેનાઇચા વઍાચચા, અએઇઠ્યો અંઘહુશ અવોઇ અંઘહુત અપૅમૅમ.** ગાથા હા ૪૫ના ૩જા ફકરામાં કહયું છે " તમારામાંના જેઓ આ માંથ્રનો અમલ જેમ મેં ફરમાવેલું છે તથા કહેલું છે તેમ નહી કરશે તો તેઓની જીંદગીનો અંત નુકસાનમાં આવશે."

આ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે અવસ્તા માંથ્રની પુરેપુરી અસરનો ફાયદો મેળવવા માટે, યાને ઉરવનની બંદગી કરવા માટે, શરીર તથા મનની બંદગીની ઘણી જરૂર છે; એટલે કે બીજા શબ્દોમાં બોલયે તો "અશોઇ, અશોઇ, અને અશોઇની તરીકતો" નીજ સૌથી પહેલી જરૂર છે; કેમજે——

**ચોઇ નોઇત અર્ષમ મઇન્યેન્તા**

અએઇકચો હૂઇરે વૉહૂ અસ્ મનો."
" જેઓ અશોઇ ઉપર ધ્યાનથી અમલ કરતા નથી તેઓની તરફથી વોહુ-મનંઘહ યાને બેહમનનું મીનોઇ જ્ઞાન દુરજ રહે છે." એમ ગાથા હા ૩૪; ૮ શીખવે છે. તેટલા માટે અશોઇની મારફતે મનની બંદગી કરીને "અહુ" યાને "હુમત" ખીલવ્યા પછીજ માંથ્રની બંદગી ઉરવન માટે પુરેપુરી અસર મોજેજા રૂપે બતાવી આપે છે એ બીના ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

બંદગી વખતે કયા કયા કાયદાઓ પાળવા, જેથી તનુ તથા ખોરેહની પુર જાળવણી થાય અને બંદગી ઝટ ફળે, તે બાબેના કાયદાઓ નસ્કે 'યથા'માં "પઇતિ-ફ્સાઓ" તરીકે ઓળખાવેલાછે. વળી, વખત સર બંદગી કેમ કરવી,—હરેક ફસલની, હરેક ગેહની, હરેક

ટાંકણા અને અવસરની બંદગી તથા કીયા કેઇ કેઇ છે તે બધું નસ્કે-"મજદાઇ" અને નસ્કે "આ"માં 'રતુ-કીતી" ના બાબમાં અસલ પુરતું સમજાવેલું છે. હાલમાં આપણે તે બધાજ બંદગીના કાયદાઓ આપી શકતા નથી, તેથી શરૂઆતમાં જે મુળ કાયદાઓની આપણી કોમને હાલને તબકકે ઘણી અગત છે, તે શરૂઆતના કાયદાઓ ફકત ઉપર-ટપકેથી જોઇ જઇશું. અલબતાં, ઉપર જે બધી જાતની તરીકતો આ કેતાબમાં સમજાવેલીછે, તે પણ આપણે ધીમે ધીમે પાળતાં શીખવું જોઇએ, નહીં તો તે વગર હેઠળ જણાવેલા કાયદા કારગત લાગશે નહીં. દાખલા તરીકે, હાજતની બાજમાં 'ખરઉ' કરવાનો જે કાયદો છે જેથી પીસાબનાં છાંટા મુદલ વસ્ત્રને લાગવા નહી પામે, તે જો નહી પાળ્યે તો આખું બદન અવાવ થાયછે

અને તે દરૂજી-એ-હીપ્ર સાથની બંદગી કીધેલી નીર્થક ગણાય. એજ પ્રમાણે, બીજા બધા તરીકતોના એકેએક કાયદાઓ પાળવા ઉપરાંત, નીચલા શરૂઆતના બંદગીના કાયદાઓ પાળવા ઉપર ધ્યાન પુગાડવું, જેથી બંદગી વખતે ખોરેહની પુર સાચવણી થવે બંદગીનું ફળ મેળવવામાં પુરતી મદદ મળેછેઃ

(૧) બંદગી કરનારે બંદગી દરમ્યાન પોતાનાં આખાં તનને કાયદાસર વસ્ત્રથી ઢાંકેલું રાખેલું હોવું જોઇએ. બદનમાં તરીકત મુજબનો નવ સાંધાનો સફેદ રૂનો સુદરેહ તેમજ તરીકત મુજબ બનાવેલી સફેદ ઉનની મજેહની પોહણી પતીની (પોતાના હાથની છેલ્લી આંગળી જેટલી પહોળી) કુસ્તી ઉપરાંત તથા સાંકડા પાયજાનો લેંગો કે ઇજાર ઉપરાંત, મરદે પોતાનું માથું કપાળ વેરથી સફેદ રૂનાં કપડાંની ટોપીથી તેમજ

તે ઉપર રૂમાલનું પેવંદ આપીને ઢાંકવું જોઇએ, જેથી માથાંના બધા બાલ બરાબર ઢંકાઇ જાય, અને એ રતે છેક કપાલ વેરથી માથું-બાનું પેવંદ સાથનું બાંધવું જોઇએ, એટલે આગલ વેરથી માથુંબાનું રાખવા ઉપરાંત તેની ઉપર રૂમાલ પણ નાંખવો, જેથી માથાંના બાલ સેહેજબી ઉઘાડા કે ખુલ્લા રહેવા નહી પામે. માથાંનું પહેરણ રાખવાથી શો ફાયદો થાયછે તે બાબે આ કેતાબમાં પાને ૭૧૯ થી ૭૨૩ સુધી પુંરતું સમજાવેલુંછે.

બન્ને હાથો ઉપર 'દસ્તાનાં' યાને હાથનાં મોજાં (Gloves) પહેરી, હાથનાં નખો દેખાતા બંધ કરી નાંખવા, જેથી હાથનાં નખમાંથી નીકળતા પ્રવાહો ખોરેહમાં બંદગી વખતે ખલલ કરે નહીં. 'પગના નખ વીશે 'મકરૂ' છે.

થાને ઢાંકે તો વધારે સારૂં ને નહી ઢાંકે તેબી ચાલે, કારણુકે શરીરનાં ઉપલાં આઠ ચખ્રો ખુલ્લાં ને નીચલાં આઠ ચખ્રો મંદ છે તેથી પગને માટે 'મકર' કહેલું છે.

વળી, પગમાં મરદ-ઓરતે નીચે મુજબ બનાવેલી પાવડી પહેરવી જોઇએ, અને હાલમાં ચામડાંના નસાની બનાવેલી સપાટ, સ્લીપર કે બુટ-શુ સાથે અને તેબી વળી સંડાસ જેવી નજીસ જગોમાં તેમજ તરેહવાર નજીસાટથી ભરેલા જાહેર રસ્તાઓ ઉપર વાપરેલાં ખાસડાં સાથે બંદગી કરવામાં આવે છે, તેમ મુદ્દલ થવું ઘટતું નથી. આ પાવડી* લાકડાંની

*આવી ખાસ બનાવેલી પાવડી ધી પારસી વેજીટેરીયન એન્ડ સોસાયટીમાંથી સસ્તી કીમતે વેચાતી મળી શકશે.

બનાવેલી હોવી જોઇએ, અને તેની ઉપર ત્રાંબા-નું પાતલું પતરૂં આખું જડેલું હોવું જોઇએ (હાલમાં ચામડું જડવામાં આવે છે, જે વાજબી નથી), જેથી ત્રાંબાની પ્લેટને પગનું તળ્યું લાગતાં, પગમાંથી ચાલુ કુદરતી કાયદે નીકળતાં બદ-મેગનેટીઝમના પ્રવાહોને ચોકસ અરપંદીમાં યાને જોશમાં ખેંચી કાઢી તેને એકદમ જમીનમાં આકર્ષણ કરવામાં બહુ મદદગાર થઇ પડે છે, અને આવી રીતે પગમાં-થી ચાલુ બહાર પડતા બદ પ્રવાહો બંદગી દરમ્યાન માંથ્રના સ્તોતમાં ખલલ કરતાં અટકી જાય છે. વળી, છાતી પણ બદીઆન પહેરીને ઢાંકેલી રાખવી.

આવી રીતે બંદગી દરમ્યાન આખાં બદનને કાયદાસર ઢાંકેલું રાખવું જોઇએ.

( ૨ ) બંદગીનો ટાઇમ તેમજ બંદગી કરવાની જગો એકજ બનતાં સુધી મુકરર કરી રાખવાં. આપણાં લોકો અત્યાર સુધી " અગ્યારી " ને નામે એક એલાહેદી શાંત જગા પોતાનાં ઘેરમાં રાખતાં હતાં ( બહારગામોમાં હજી એ રીતી કેટલાંએક કુટુંબોમાં જાયજ છે), જયાં ચાલુ કુસ્તી તેમજ બંદગી તથા ક્રીયાક્રમ કરવામાં આવતું હતું. એકની એક જગોએ માંથ્ર ભણાય તો ત્યાં "તઇગી" યાને ત્યાંનું મેગ્નેટીક વાતાવરણ ઘણું સ્વચ્છ, શાંત, ઉચ્ચ પ્રકારનું રહે છે. શાંતીવાળી 'તઇગી' થી બંદગીમાં મોટી મદદ પોંહચે છે. વળી બંદગી માટે રોજનો વખત પણ એક બનતાં સુધી રાખવો; શાંત પોહોરનો વખત હોય તેમ સારૂં. બંદગી માટે સૌથી સરસ વખત પાછલી રાતના

લોકલ ચાર વાગાથી ઉષહીનની હોશેબામ અને હાવનની હોશેબામ અને હાવનની હોશેબામથી સવા હાથ્ર (એટલે ૧૦૦ મીનીટ) સુધીનો છે, યાને ખુરશેદ ઉગ્યા પછી આશરે એક કલાક સુધીનો છે. આ 'હોશેબામ'ના હીસાબ માટે જુઓ ઉપર પાને ૫૦ થી ૫૪ સુધીનું લખાણુ.

(૩) બંદગી તેંમજ મીથ્ર કરતી વખતે આપણું **મોહડું ઉતર દીશા તરફ નહીં આવે** તેની ખુબ સંભાળ રાખવી, કારણ કે ઉત્તરે મોહડું ચાલુ.રાખી ભણ્યાથી આપણા આમ-વર્ગની બંદગીને મોટી ખલલ કુદરતના અચુક કાયદે પુગે છે, જે બાબે બહુ લંબાણુથી ઉપર પાને ૬૫૭ થી ૭૬૭ સુધી સમજાવવામાં આવ્યું છે.

(૪) બંદગી ભને ત્યાં સુધી ઉભા રહીને

કરવી સૌથી ઉત્તમ છે. પણ જો તેમ નહી બને તો દો-ઝાનુ યાને ગુંઠણ મંડીએ બેસવું અથવા પલાંઠી વાળીને બેસવું. "દો-ઝાનુ" બેસવું એટલે કે ગુંઠણુ મંડીએ પડીને મરદ હોય તો બન્ને પગો જમણી બાજુ તરફ વાળીને, અને ઓરત હોય તો બન્ને પગો ડાબી બાજુ તરફ વાળીને બેસવાની અસલી ઇરાની ઢબ (posture), કે જે અસલી ઇરાની શેહેનશાહોની દરબારમાંની મીજલસનાં ચીત્રોમાં પાડેલી હુજીબી જોવામાં આવે છે. હંમેશા બંદગી વખતે પલાંઠી કરતાં 'દો-ઝાનુ' બેસવાનો આપણને અસલ હોકમ છે. 'દો-ઝાનુ' ફારસી બોલ છે, જેનો અર્થ, 'દો' એટલે 'બે' અને 'ઝાનું' એટલે ગુંઠણ એમ થાય છે. આવી રીતે બેસવાની રીત હંમેશાં નાનપણથી ટેવ પાડી 'વરજીશી' યાને અમલમાં લાવવી જોઇએ.

આ 'દો-ઝાનુ' કેમ બેસવું તે વધારે ખોલાસાથી નીચે મુજબ સમજાવી શકાય: મરદ હોય તો જમણાં કુલાં નીચે ડાબો પગ આવે અને જમણો પગ જરા બાહેરથી આવે તેમ પગો વાળવા, ને ઓરત હોય તો ડાબાં કુલાં નીચે જમણો પગ આવે ને ડાબો પગ જરા બાહેરથી આવે તેમ પગો વાળીને બેસવું.

(૫) બંદગી દરમ્યાન માંથ્ર ઉચ્ચારતી વેળા એક જગોએથી બીજી જગોએ મુદલ હાલ ચાલ કરવું નહી, પણ એક જગોએ સ્થીર શરીર સાથે બંદગી કરવી જોઇએ. કેટલાક સાહેબોને એટલી કમ-ફુરસદ હોય છે કે તેઓ રસ્તે ચાલતાં ચાલતાં માંથ્ર ભણે છે, અને કેટલાકો તો ત્રેન, ત્રામ કે બીજી ગાડીમાં વટીક દુરવંદ જુદદીનોને અડકીને માંથ્ર ભણવામાં ખોટું જોતાં નથી! પણ તેઓ માંથ્રની બંદગી કયે

કુદરતને કાયદે થવી જોઇએ; તેનાથી ઉત્પન્ન થતાં સ્તોત કયે કાયદે ટકી શકે છે અને કયા સંજોગોમાં તે સ્તોત બીલકુલ ખોરવાઇ જાય છે; માંથ્રના સ્તોતનુ કેહર્પ યાને સુંદર ખોખું (સરોશ યસ્ત હાદોખ્તમાં આપણે ભણ્યે છીએકે **કૅહરૂપૅમ માંથ્રેમ સ્પૅન્તૅમ યજમઇદે** યાને "માંથ્ર સ્પેન્તના કેહર્પની સાથે અમો એકતાન થઇએ છીએ") આપણી "અહેરે-અઇપી"ને સ્થીર રાખવાથીજ, બીજા શબ્દોમાં, શરીરને શાંત સ્થીર રાખવાથીજ—કેવી સરસ રીતે બંધાઇ શકે છે; એવા એવા ઉસુલ્યાતી કુદરતના કાયદાઓની સમજણ તેઓને નહીં હોવાથી તેઓ આટલી બેદરકારીથી વર્તે છે. વળી કેટલાંકોને ભણતાં આખાં શરીરને હીલવવાની ખરાબ ટેવ હોય છે તેમજ ડોકું ધુણાવ્યા કરે છે, પણ તેબી ખોટું છે. બંદગી

રમ્યાન જેમ બને તેમ શરીરની બાહ્ય હીલ-ચાલ બંધ પાડવી જોઇએ, અને શાંત સ્થીર એકાંત એક જગોએજ ઉભા રહીને માંથ્ર ઉ-ચ્ચારવા જોઇએ. જેમ ફોટોગ્રાફ વખતે શરીરને સ્થીર રાખવું પડે છે, નહીં તો કે ફોટો છવાઇ જાય છે, તેમ માંથ્રના ઉચ્ચારવાથી ઉત્પન્ન થતાં સ્તોતને અઈપીની અંદર બરોબર ગૃહણુ કરી સ્તોતનું સુંદર કેહર્પ રચવા માટે શરીરને બહા-રની દરેક હીલચાલથી શાંત રાખવું જોઇએ, કારણકે ઉલવુજ્જુંબથી શમ્સના સ્વામાંજ સ્તોતને કેહર્પમાં ગ્રહણુ કરાવવાનો સરશોક પડેલો છે.

(૬) બંદગી દરમ્યાન માંથ્રવાણી સીવાય બીજી કોઇબી ભાષાના શબ્દો મુદલ ઉચ્ચારવા જોઇએ નહીં. હાલમાં ઘણીજ ખેદકારક રીતે નાનાં મોટાંઓને તેમજ મોબેદો વટીકને કીયા-કામ દરમ્યાન માંથ્રં ઉચ્ચારતાં વચમાં વચમાં

ટાહેલાં ટપ્પા, મજાક મશ્કેરી, ઇશારત, વાત-ચીત, કામકાજ કે કોઇ કોઇ વખતે ગાળગલોચ કરતાં ઘણા અફ્સોસ સાથે આપણે જોઇએ છીએ! શું આપણાં લોકો બંદગીની ખરી કીમત આવી રીતે આંકે છે? ધંધારોજગારમાં કે ઑફીસમાં પોતાનાં કામ ઉપર તેઓ કેવાં ધ્યાનથી મંડી જાય છે, કે રખેને પોતાનો ઉપરી ખફા થાય, તો પોતાના સર્વોપરી ઉપરી ખુદાની બંદગી વખતેજ એ કાયદો કાંય ભુલી જવામાં આવે છે? શું આવી ધકે ધ્યાન વગર બળતી સળતી બાબદોમાં મીશ્ર અને વિચાર દોડાવેલા રાખીને કીધેલી બંદગીથી આપણા ખુદાની મેહેરબાની આપણા ઉપર કદી ઉતરશે કે? આવી હાલત થવાનું કારણ બંદગીના મુળ સ્તોતના કાયદાનું સરયામ બાનભુલાપણું અને અજ્ઞાનપણું છે. પછી બંદગી ફળતી

નથી એવી ફરીયાદ થાયછે તેમાં કાંઇ નવાઇ છે! બાતેની બીકુટ કાયદા જે બધા મીઅને લગતા તથા 'મેહેરે અફ્જા' (સચ્ચાઇ તથા બાતેની કોલ) ને લગતા છે તે તો બાજુએ રહ્યા, પણ આવા જાહેરી કાયદા, કે ભણુતી વખતે બીજી ત્રીજી વાતચીત નહીંજ થવી જોઇએ કારણ કે તેમ કરવાથી સ્તોતમાં મોટી ખલલ થાયછે, તેવા જાહેરી કાયદા વટીક બંદગી દરમ્યાન જાળવવાને આપણી કોમ મુદલ દરકાર રાંખતી નથી, એ બહુ ખેદકારક છે.

બંદગી દરમ્યાન ગફલતથી કોઇ પદ ચુકી નહીં જવાય યા એકને બદલે બીજું ભલતું નહી ભણાઇ જવાય તેની બારીક તકેદારી રાખવી ઘટેછે. ઇરાની. પતેતમાં એક ગુનાહ એવી રીતનો જણાવેલો છે કે જો "યજદાંન

નામ એ દીવાન નામ ખાનશ્ની, વ દીવાંન નામ બે યજદાંન નામ ખાનશ્ની" એટલે કે, "દેવની જગોએ યજદોનું નામ દીધું હોય યા યજદોની જગોએ દેવોનું નામ દેવાયું હોય" તો તેને ગુનાહ ગણેલો છે, તે કાંઇજ નહી પણુ આ સ્તોતને કાયદે ઉભી થતી અસરમાં ખલલ થવાને લીધે છે. વળી પતેત પશેમાનીમાં "ધ્યાન વગરની" બંદગીને ગુનાહ ગણેલોછે. પાંચમાં કરદામાં "અવસ્તા પ-ચ મનશ્ની ન ગોફતન" એટલે 'અવસ્તા બરાબર "મીઞ" સાથે ધ્યાન એક ચીત રાખીને નહી ભણાયા હોય' તેને પણુ એક ખાસ ગુનાહ તરીકે "હેહેર નસા ખુરશની" વાળા કરદામાં ગણવામાં આવેલોછે.

(૭) બંદગી દરમ્યાન સેજદો યાને નમન કરતી વખતે ગુઠણુ મંડીએ પડી, દો દસ્ત બસ્તા કરી યાને બેઉ હાથને હથેલી ઉપર આવે તેમ.

જમીન ઉપર પોહોળા નાંખી, સર ખાક તરફ નમાવી મીઝ કરવાનો કે માંઝ ભણુવાનો હોકમ છે. જો ઉભા રહીને નમન કરવું હોય તો જમણો હાથ લંબાવીને સલામની માફક હાથ માથાં આગલ લઇ જવો, યા જમણો હાથ દીલ યાને અંતઃકરણ ઉપર મુકી માથું ઝોંકાવવું. આ છેલ્લી રીત અસલી ઇરાની સાધારણ સલામ (તસ્લીમ) કરવાની પણ રીતી છે, જે પાછી બસ્તેકુસ્તીઆનોમાં ચાલુ થવી ઘટેછે.

(૮) બંદગી આગમચ હાજત કરી લેવા ઉપર ધ્યાન આપવું, પણ જો બંદગી દરમ્યાન હાજતે જવું પડે, તો આમ-લોકોએ, જે ભણુતર તેઓને અધુરૂં મુકવું પડયું હોય, તે ભણુતર ફરીથી કુસ્તી કરીને પહેલેથી માંડવું. દાખલા તરીકે, હોરમજદ યશ્ત કરતાં

વચ્ચે હાજતે જવું પડે તો હાજતની બાજ લઇને હાજતે જઈ આવ્યા પછી કુસ્તી કરી પહેલેથી પાછી હોરમજદ યસ્ત માંડી ભણુતર આગલ ચલાવવું. આ છુટ ખાસ–વર્ગ યાને ક્રીયાકામ કરનારા યઓજદાથ્રેગરો માટે નથી. જો ક્રીયાકામ કરતાં કરતાં વચમાં હાજતથી ખલલ થઇ હોય, તો તે ક્રીયા પાછી નવેસરથી માંડવી ઘટેછે. તેટલાજ માટે, તનદુરસ્તીની જાળવણી કરવાની સખત તાકીદ આપણી મોતે-બર જરથોસ્તી દએનમાં કરવામાં આવીછે; એટલી હદ સુધી કે જો બંદગી દરમ્યાન વા સરે તો ફરીથી કુસ્તી કરી અધુરૂં મુકેલું ભણુતર નવે-સરથી કરવાનો હોકમ છે, કારણ કે વા સરવાથી ખોરેહમાં ખલલ થાયછે કે જે માટે પાદયાવ કરી તુરત કુસ્તી કરવાનું ફરમાન છે. તેટલા માટે દરેક બસ્તે–કુસ્તીઆંને પોતાની શારીરીક

તનદુરસ્તીને બધી તરીકતો જુક્ત તરીકે પાળીને ઘણીજ શ્રેષ્ટ હાલતમા ટકાવવાની કાળજી રાખવી ઘટે છે, જેથી ખોરેહને અબાવલ નહીં પુગે.

(૯) આ કેતાબમાં સાધારણુ વખતે છીંક આવે તો એક અષેમ ભણી લેવાને જણુાવવામાં આવ્યું છે, પણુ બંદગી દરમ્યાન છીંક આવે તો 'અષેમ' ભણુવાની જરૂર નથી. બંદગી દરમ્યાન નખ, બાલ કે આંટણુ ટુંપવાં નહીં; જો જરૂર પડે તો નાક સાફ કરવામાં અડચણુ નથી. બંદગી દરમ્યાન જખમમાંથી લોહી-પરૂ-રસી નહી વહે તેની આગમચથી સંભાળ કરી જખમને બરોબર બંધ રાખવો. શરીરના અંદરના ભાગમાં યા બહાર પડેલા જખમમાંથી રસી વહેતી હોય તો તેટલો વખત માંથ્રની બંદગી નહી ભણુાય.

(૧૦) અવસ્તા માંથ્રની બંદગી વખતે જે

એક ઘણો અગત્યનો કાયદો હાલના જમાનામાં ખાસ પાળવાનો છે, તે રાતે બંદગી કરતી વખતે કયા પદાર્થનો ચેરાગ રોશન રાખવો જોઇએ અને તે કેટલે દુર રાખવા જોઇએ તે બાબદ છે. આપણે અત્યાર આગમજ બરોબર ધ્યાનમાં લીધું છે કે માંથ્રની બંદગીની અસર આપણા ઉપર "સ્તોત" યાને 'અવાજની ધ્વનીથી ઉત્પન્ન થતા અણુદીઠ રંગો' તરીકે કેવી રીતે આવે છે. આ 'ધ્વની' (યાને Vibration કોઇબી ગતીથી ઉત્પન્ન થતી ધ્રૂજની ) નો કાયદો કુલ સ્રષ્ટમાં કાર્ય કરી રહ્યો છે, કહેવાની કે તમામ સ્રષ્ટી-રચના "માંથ્ર અને મીથ્ર' ( યાને " અવાજથી ઉત્પન્ન થતા નાદ" અને " વિચાર" ) ની ધ્વનીઓ Word & Thought Vibrationના મહાન ઉસુલ્યાતી કાયદાઓ ઉપરજ રચાયલી છે, અને છેક મીનો-

દ આલમથી તે અહીંની ખનીરથબામીની એક એક પેદાયશમાં આ 'મીથ્ર' અને 'માંથ્ર' યાને 'વિચાર' અને 'ઉચ્ચાર' ના જોડયા કાયદાઓ ફેલાઇને રાજ કરી રહ્યા છે. હવે, જ્યારે આપણે બંદગી કર્યે છીએ ત્યારે આ કુદરતના બે મહાન જોડયા કાયદાઓની સાથે કામ પાડયે છીએ, તો તેવી વખતે "ધ્વની" (Vibration)ને લગતા જે બધા નિયમો છે તે નિયમોનો સખતાઇથી અમલ કરવો જોઇએ. આ નિયમોમાંનો એક નિયમ આ છે કે આપણી અવસ્તા માંથ્રની રચના જેવી રીતની પેગામ્બર સાહેબે રચેલી છે તે રચનાને લીધે તેના ઉંચ 'સ્તોતો' ને ખોરવી નાખે એવી પ્રકાશીત ચકચકીત જોશભેર ધ્વનીવાળી રોશન બતી તે 'સ્તોતો' ઉત્પન્ન કરનારની નજદીક યાને બંદગી કરનારની નંજદીક નહીં રહેવી જોઇએ,

કારણકે નહીં તો તે ભભુકદાર રોશનીની જોશદાર ધ્વની તે ‘ સ્તોતો ’ ને ઉત્પન્ન થતાંને વાર કાપી નાંખે છે અને આવી રીતે બંદગીને નીષ્ફળ કરે છે. હાલમાં સ્પીરીટ, કીટસન, ગેસ, વીજળીક વીગેરેની ભભુકદાર રોશનીઓ તરફનો શોખ આપણાં લોકોમાં ભારે ફેલાયલો જોવામાં આવે છે, પણ જેમ દરેક ચીજ તેમ રોશન બતી પણ એક કુદરતની બખ્શેશ છે, જે ‘ હદ ’ અને ‘ ઇન્સાફ ’ ના છેક ઉસુલ્યાતી કાયદાઓને હર હમેશ આધીન છે, તેટલામાટે તે બખ્શેશ હમેશાં અંદાજાસર અને તેને લગતા કાયદાઓ જાળવીનેજ પત-માન જાળવીનેજ વપરાવી જોઇએ. જે પ્રમાણે ગમે તેવી સોના જેવી એમુળ ખાવાની ચીજ હોય પણ જો તે અંદાજાસર અને તેના કાયદાસર નહીં લેવામાં આવે તો તેજ ચીજ

શરીરને નુકસાનકારક થઈ પડી બાજે વખત કીમતી જાનનીબી ખુવારી કરે છે, જે પ્રમાણે પાણી જેવી કુદરતની નાદર બક્ષેશ તેનાં અંદાજાસર અને કાયદાસર નહી વાપરવમાાં આવે અને તેની સાથે અઘટીત છુટ લઇ તેની સાથે બેપરવાહીથા વર્તવામાં આવે તા તેજ પાણી જાનનો ભોગ 'લેવા ચુકતું નથી, તેજ મીસાલ, અંધારી રાતે આપણને રાહત આપતી કુદરતની આ ઉમદા બક્ષેશ—આ ખુરશેદનો દુયમ-મરતબાનો નાયબ—'ચેરાગ' યાને રોશન બતી-પણ અંદાજાસર અને તેના પોતાના કાયદાસર જ્યાં ઘટે ત્યાંજ પ્રમાણમાં વાપરવી ઘટે છે. માંથની બંદગી કરતી વખતે જે મેહેનત લઈને ઉચ 'સ્તોત' બરપા કરવામાં આવે છે અને જે 'સ્તોત' અણદીઠ હોવાને લીધે, આપણી ઘણી કીમતી મતા હોવા છતાં,

આજે તેની આપણે પુરેપુરી કદર બુજી શકતા નથી—કે જે માંગ્રનાં “સ્તોત” આપણા ઉર-વાનને માટેનો ખોરાક છે—તે કુદરતી ચાલુ ઉત્પન્ન થતાં ‘સ્તોત’ને પેશ પડે યાને માફક આવે એવી રીતની ધીમી છત્રનીવાળી બત્તીજ રાતે વાપરવાનો આપણુને બસ્તે-કુસ્તીઆંનોને હોકમ છે. એ કામ માટે સોથી સરસ બતી આપણી અસલી ‘ **રોગાની** ’ બતી એટલે કે ગાય ગોસ્પંદનાં સ્વચ્છ ભેળસેળ વગરનાં ઘી યા તો બીજે મરતબે કોપરેલ વીગેરે જેવાં ચીકણાં વનસ્પતીક તેલની બતી (કે જે ઘી તથા તેલને ફારસીમાં ‘રૈગન’ કહેવામાં આવેછે) તેજ આપણી અસલી ઈરાની માનીતી બતી ભણુતી વખતે કે કીયાકામ કરતી વખતે ચોકસ તફાવતે હાજર રાખવી જોઈએ, અને તે સીવાયની બીજી કોઈબી પદાર્થની

બળતી બતી—જેવી કે કેરોસીન, પેરાફીન, કારબાઇડ, સ્પીરીટ યાને આલ્કોહોલ, ગેસ, વીજળી વીગેરે વીગેરેથી ઉત્પન્ન થતી બત્તી બંદગી તથા ક્રીયાકામ માટે તદન નાલાયક ગણાયલીછે, કારણુકે તેથી બંદગી તથા ક્રીયા-કામને ધોકકો પુગેછે. વળી આ ધ્વનીનો ગાલેબ-મગલુબ ('v ictor-victim') નો કાયદો એ-ટલો બારીકીથી પેગામ્બર સાહેબે ધ્યાનમાં લીધો છે કે ઘી તથા કોપરેલ વગેરે જેવાં વનસ્પતીક તેલની બતી.પણુ ભણુતી વખતે તથા ક્રીયા કામ દરમ્યાન ચોકસ કદમના અંતરે દુર રાખવાનું ખાસ ફરમાન તેવણુ સાહેબે આપેલું છે, જેથી માંથ્રના સ્તોતો તેની પુર અસ્પંદીમાં જેવા ઉત્પન્ન થયા હોય તેવા ને તેવાજ જળવાઇ રહે. અહીં કોઇ સવાલ કરશે કે એટલી દુર ધીમી બતી બાળ્યે તો પછી રાતે કેતાબમાં જોઇને બંદગી

કરવાની હોય, તો તે કેમ ચાલે? તેનો ટુંકમાં સાચ્ચો જવાબ એટલોજ છે કે અસલના લોકો અવસ્તાના કલામો ખાસ મોંહડે કરવાની પોતાની પવીત્ર ફરજ સમજતા હતા,–ખાસ કરીને અસલ યોજદાથ્રેગર–વર્ગ આખા વંદીદાદના વંદીદાદ પરપર મોહડે ભણી શકતા હતા, અને આ રીતે જોતાં તેઓને—સાધારણ બંદગી કરનારને કે ખાસ ક્રીયાકામ કરનાર વર્ગને—રાતે વાંચવા માટે ખુદ સાધારણ "રોગની" બતી એટલે કે ઘી કે કોપરેલ વાગેરે જેવાં તેલની બતી છેક નજદીક રાખવાની કશી જરૂર પડતી હતી નહીં. આજે તો અવસ્તા કલામો મોંહડે રાખવાની લોકો દરકાર કરતાં નથી, અને પછી ભભુકદાર બતી માંગી થોડી ઘણી બી શુભ અસરને કાપી નાંખેછે. આ ચેરાગની બાબદ આ કેતાબમાં પાને ૬૯૫ મેથી ૭૦૩ સુધી પુરતા

ખુલાસા સાથે સમજાવીછે, અને આ "બતી" ને લગતા સામાન્ય કાયદા નહીં જાળવ્યાથી કુદરતમાં બાતેની તેમજ જાહેરી રીતે શું ખલલ ને ગેરવ્યવસ્થા થાયછે તે ઘણી બારીકીથી ત્યાં સમજાવેલું હોવાથી આપણે અહીં લંબાણ કરીશું નહીં.

(૧૧) વળી, બંદગી વખતે જે એક સૌથી મહાન કાયદો પાળવાની જરૂર છે તે મીથ્ર યાને વિચારને સીધે રાહે અશોઇનીજ લાઇને રાખવાની અગત્ય છે. સૃષ્ટિ-રચનાની શરૂઆતથીજ "માંથ્ર" અને "માંથ્ર"ના જોડ-કાયદાઓ કાર્ય કરતા આવ્યાછે, અને દરેક "માંથ્ર"ની સાથે તેને લગતાજ "મીથ્ર" પેશ પડતા આવે તોજ તે "માંથ્ર" તેના પુર બહારમાં અસરકારક થઇ પડે છે, પણ જો ઉંચ "માંથ્ર" ની સાથે તેવા-જ ઉંચ "મીથ્ર" નહી રાખવામાં આવે તો માંથ્ર-

ની અસરમાં બહુ ન્યુનતા આવે છે. તેટલાજ વાસ્તે આપણા પાકજાદ પેગામ્બર સાહેબે કુદરતને પીછાણી લઇને દરેક માંથ્રના કલામ ઉચ્ચારતી વખતે તેનેજ બરના બરોબર પેશ પડતા ક્યા ક્યા મીથ્ર યાને વીચાર સાથે સાથે કેવી રીતે ફેંકવા તે બારીકીથી સમજાવ્યું છે. આ અસલ મીથ્ર કરવાના કાયદાની યાદ આપતી નીશાન હજી આપણી સાથે જળવાઇ રહેલી છે, અને તે બધા પાજંદ જબાનમાં રચાયલા ફકરાઓ જે ભણતર તરીકે હાલમાં જાયજ છે તે છે. અસલ આ પાજંદ કલામોને બદલે ખુદ પાજંદ યા પેહેલવીમાં મીથ્ર યાને વિચાર જોશ સાથે ફેંકવામાં આવતા હતા, જેથી બંદગીના બળમાં વધારો થતો હતો. દરેકે દરેક માંથ્રનાં ભણતર સાથે કયા ક્યા મીથ્ર તેનેજ લગતા પ્રસંગોપાત તેનેજ બરના બરોબર ફેંકવા તે બધા "મીથ્ર" ખાસ

અસલ દરેક બસ્તે—કુસ્તીઆનને તેના મરતબા મુજબ શીખવવામાં આવતા હતા. વળી બંદગી ઉપરાંત ક્રીયાકામ વખતે પણુ ઘટતે ઘટતે ઠેકાણે ક્યા કયા મીથ્ર ફેંકવા તેની યોજદાથ્રેગર—વર્ગને અસલ ખાસ તાલીમ મળતી હતી. આજે કમનસીબે આ "મીથ્ર"ની બાબદ તો આપણા વચ્ચેથી ભુલાઇજ ગઇછે,—એટલી હદ સુધી કે ભણુતી વખતે અસલ "મીથ્ર" તો રહયા પણુ સાધારણુ સારા 'શાદ' યાને નેક વિચારો રાખવાનું પણુ ભાન આપણા લોકો રાખતા નથી, કે જે મન પરનો કાબુ "મીથ્ર" ની લાઇનમાં તદન શરૂઆતનો તબકકો અસલમાં ગણાતો હતો. ઉપર જે **મીથ્ર** ની બાબદ સમજાવી છે તેમાં **મીથ્ર** એટલે સાધારણુ જેમ મનમાં આવે તેમ દોડાવેલા પોતાના બાંધી લીધેલા કહેવાતા શુભ વિચારો એવો અર્થ થતો નથી, તેમજ સાધારણુ

તરજુમાથી ઉપજાવેલો અર્થ પણ થતો નથી, પણ જરથોસ્તી દએને શીખવેલા જુદા જુદા માંથ્ર તથા યસ્ન (યાને કોઇબી જરથોસ્તી ધર્મ ક્રીયા)ને પેશ પડતા તે વખતે કરવા જોઇતા મોતેબર, કુદરતનાં મરકજોને લગતા બુલંદ **વિચારોનેજ** અહીં અસલ "**મીથ્ર**" તરીકે ખાસ ઓળખાવવામાં આવ્યા છે. દાખલા તરીકે, પાદ-રૂઝ વખતે કયા બુલંદ મીથ્ર ગુજરેલાં ઉરવાન માટે ફેંકવા જોઇએ તે જરથોસ્તી દએને શીખવેલા છે, કે જે મીથ્ર હાલમાં **ધ્રુપ-નીરંગ** યાને **ધ્રુપ-સારણા** તરીકે થોડાં ઘણાં બચવા પામ્યા છે. ત્યારે આપણે જોઇએ છીએ કે જરથોસ્તી દએનમાં "માંથ્ર" સાથે "મીથ્રને" પણ એક સરખી અગત્યતા આપી બંનેને એકજ સરખી સપાટી ઉપર રાખવાની ખાસ તાકીદ ફરમાવવામાં આવી

છે. આપણુને બસ્તે-કુસ્તીઆનોને "સાહેબે-મીથ્ર" (Masters of thought-power) થવાનું છે ખરૂં, પણ તે યાદ રાખવું કે બધી જરથોસ્તી તરીકતો પાળીને અશોઇની મારફતેજ "મીથ્ર" પરનો સંપુર્ણ કાબુ અને મનની એકાગ્રતા મેલવવાનો હુકમ છે. બાકી દમ ઘુંટીને યા બીજા એવા શારીરીક પ્રાણાયમના પ્રયોગોથી મનને એકાગ્ર કરવાની આપણુને બસ્તે-કુસ્તી-આનોને સખત મનાઇ કીધેલી છે, કારણુકે બરજીશી જીરમનાં ઉરવાનને તેથી ઘણું ખમવું પડે છે. બરજીશીથી ઉતરતી જીરમના લોકો પ્રાણાયમ વીગેરે શારીરીક પ્રયોગોથી પોતપોતાના રૂહાંની મરતબા મુજબ આગલ વધી શકે, કારણુકે તેઓને માટે તેઓના ઉરવાનીક મરતબા મુજબ તે રીતીઓ મુબારક ગણાયલી છે, પણ બરજી-શી જીરમના બંસ્તે-કુસ્તીઆન ઉરવાનોને તો

અશોઇની તરીકતોથીજ રૂહાંની વૃદ્ધિ કરવાની છે, અને તે સીવાય બીજી કોઇબી રીતે તેઓની રૂહાંની વૃદ્ધિ થઈ શકતી નથી, અને તેટલા માટેજ અશોઈની તરીકતો સીવાયના તમામ માર્ગો "અપન્તામ" યાને "નહી જેવા રસ્તાઓ" જણાવેલા છે.

જ્યારે પાછલા જમાનના મહાન આબેદ દસ્તુરોએ—જેવા કે આદરબાદ મારેસ્પંદ જેવા દીન-આગાહ દસ્તુરે—જોયું કે હવે પછીની ભવીષ્યની ઓલાદો આ હાસમી (યાને મંગળના) જમાનને લીધે પોતાની મીથ્ર યાને વીચાર-શકતી-માં મંદ થતા જશે અને વીચાર ઉપર કાબુ જાળવી શકશે નહી—યાને કે "સાહેબે-મીથ્ર" રહી શકશે નહી—ત્યારે તેઓએ આપણા પોતાના ફાયદા માટે પાજંદ જેવી જબાનમાં તે સઘળા મીથ્રને તેના કાયદાસર રચીને આપ-

ણુને પાજંદ ભણુતરો આપી જઇ તે મીઝ્રને કાયમ કરયા છે. દાખલા તરીકે, આખી પતેત પશેમાની જે પાજંદ ભાષામાં લખાયલી છે તે પતેતને ઠેકાણે અસલમાં ફક્ત મીઝ્ર યાને વિચાર ફેંકવામાં આવતા હતા, યાને કે એક ઉરવાને પોતાની આગલી જીંદગીઓમાં બીજી જીરમો- માંથી પસાર થઇને આગલ વધતાં તેમજ આ જીંદગીમાં પણુ તે ઉતરતી જીરમને લગતા જે ગુનાહો કીધેલા હોય છે તેની સીલસીલાબંધ યાદી પાજંદ પતેતને લગતા ગુનાહોની ટીપમાં સમાવી દીધેલી છે. આવી રીતે, અસલ મીઝ્રને પતેતના આકારમાં મઢી લેનારા સાહેબ દસ્તુરાંન દસ્તુર, આદરબાદ મારેસ્પંદ હતા, જેવણુની મહેરબાનીથીજ તે અસલ મીઝ્ર ખુદાની મેહેરથી આજ દીન સુધી બચવા પામ્યા છે. (વધુ માટે જુઓ "પતેત"ને મથાળે આપેલો આ કેતા-

બમાંનો ખુલાસો), આવી વખતે તેવા મહાન આબેદ સાહેબોનો ઉપકાર માનવાને બદલે અવસ્તા પહેલવી ભાષા શીખનારાઓ તેવાં ઉંચ પાજંદ ભણુતરોને પાછલા વખતના અભણ મોબેદોએ જોડી કાઢેલાં લખાણો તરીકે ઓળખાવે છે! ઉપકારને બદલે અપકાર તે એનું નામ! એ બી આપણી હાલની કહેવાતી ઉંચ કેળવણીનો એક પુરાવોજ છે!

આપણે, ત્યારે, બંદગી તેમજ ક્રીયાકામ વખતે શાદ મીશ્ર યાને નેક વીચાર સામાન્ય રીતે રાખવાના તથા દરેક બંદગીનેજ બરના પેશ પડતા ખાસ અસલ મીશ્ર કરવાનાં બે અસલ કાયદાઓ ધ્યાનમાં રાખી આગલ ચાલીશું.

(૧૨) અવસ્તા માંથ્રના કલામ કેવી રીતે ઉચ્ચારવા, તથા જુદે જુદે પ્રસંગે ને વખતે તે કેવી રીતે લયએ સાથે લલકારવા, તેને લગતો

•

એક મહાન કાયદો, જે "કરાહેત" ને નામે ઓળખાય છે, તે પણ માંથ્રની અસર પુરેપુરી ઉતારવામાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. દરેક ગેહેગેહ માંથ્ર જુદી જુદી 'કરાહેત'થી ભણવાનો હોકમ છે. હાવન ગેહમાં ભણતરની શરૂઆત ધીમા સાદે શરૂ કરી ધીમે ધીમે મોટા સાદ પર જઇને લલકારવાનું ફરમાન છે; રપીથ્વનમાં એક સરખા સાદે કરાહેતથી આખો વખત ભણી જવાનો હોકમ છે; ઉજીરનમાં બંદગી કરતી વખતે ચહડતા સાદથી શરૂ કરી ધીમે ધીમે લઅએ સાથે ઉતરતા સાદ પર આવવાનું ફરમાન છે; અઇવીસુથ્રેમમાં પહેલાં મ્યાના (મધ્યમ) સાદથી ભણીને વચમાં મોટો સાદ કરવો ને આખેરીમાં પાછા ધીમે ધીમે ભણવું; ઉશહીન ગેહમાં પહેલેથી મ્યાના સાદથી શરૂ કરી આખેરીમાં જરા ચઢતાં સાદે ભણવું.

ઉપર જે ગેહેગેહ કરાહેત બદલવા જણાવી છે તેનું કારણ આખા દીવસમાં ખુરશેદના સ્વામાં થતા કુદરતી તબદીલ–તેહેદીલ યાને ફેરફારો છે. સહવારના પોહોરમાં ખુરશેદના સ્વા યાને અણદીઠ કીરણો ધીમી શરૂઆત કરી આસ્તે આસ્તે બાર વાગવા આવતાં પુર અસ્પંદીમાં આવી જાય છે; ત્યારે બાદ, રપીથ્વન ગેહમાં એક સરખી અસ્પં-દીમાં પ્રકાશી, ઉઝીરન ગેહમાં આસ્તે આસ્તે અસ્પંદીમાં ઉતરવા માંડે છે. જયારે અઇવીસ્રુથ્રેમ અને ઉશહીનમાં ખુરશેદના સ્વા આડકતરા (In-direct) અત્રે આવે છે, તેથી અઇવીસ્રુથ્રેમ ગેહમાં મ્યાના, મોટે અને ધીમેથી અને ઉશહીન ગેહેમાં મ્યાના અને પછી મોટે સાદે ભણવું જોઇએ.

ઉપર મુજબ આખા દીવસમાં સ્વાના તબદીલ–તેહેદીલ થવાને લીધે ખુરશેદના સ્વાથી ઉત્પન્ન થતા કુદરતી "સ્તોત"માં ફરક

પડી જાયછે અને તે 'સ્તોત' ને પેશ આવવા માટે "માંથ્ર" કે જે સ્તોતની અસર ઉત્પન્ન કરેછે તે માંથ્રને ચહડ ઉતર "કરાહેત" થી જુદી જુદી ગેહમાં ઉચ્ચારવાનું ખાસ ફરમાન આ કુદરતી ઉલ-વુજુબને કાયદે આપવામાં આવ્યું છે.

વળી, એ ઉપરાંત અવસ્તા કલામો કયા કયા સંજોગોમાં કુશાદે (યાને મોટેથી) ભણુવા, તેમજ કયે વખતે બીસ્તા (યાને તદ્દન મનમાં) ભણુવા, તથા કયે વખતે મુદ્દલ નહી ભણુવા, તે કાયદો જાળવવાની પણું જરૂર છે, જે કાયદો આ કેતાબમાં જુદે જુદે ઠેકાણે સમજાવવામાં આવ્યો છે. ટુંકમાં બોલયે તો,

(ક). દુરવંદોને તેમજ બીજી જીરમના લોકોને કાને પડે તેમ અવસ્તા માંથ્ર મોટેથી નહીં ભણુવા, પણુ બીસ્તા (યાને પ્રગટ ઉચ્ચારયા વગર મનમાં) ભણુંવા.

(ખ) માસીક માંદગીવાળી ઓરતોને કાને માંથ્ર સંભળાય તેમ નહીં ભણુવા, તેમજ ભણુનાર પર નજર પણુ નહીં પડવા દેવી.

(ગ) દસ્તાનની હાલતમાં ઓરતે મુદલ કોઇબી માંથ્ર નહીં ભણુવા, તેમજ કુસ્તી નહીં કરવી. ગઓ-મએઝ વાપરવો, પણુ તે ઉપરાંત કોઇબી બાજ નહીં ધરવી.

(ઘ) ઇતેલાંમની હાલતમાં મરદે મુદલ અવસ્તા કલામો નહીં ઉચ્ચારવા,—સીવાય કે ઇતેલાંમને લગતી નીરંગ તદન બીસ્તા (યાને ચુપકીદીથી) ભણુવી.

(ચ) અઇવીસ્રુથ્રમ ગેહનો મેહેર જે દરરોજ ખુરશેદ અસ્ત પાંમ્યા પછી પહેલી ૩૬ મીનીટ ગયા પછીની બીજી ૩૬ મીનીટનો ઐયામ છે તે વખતે તેમજ રાતે ઉશહીન ગેહમાં લોકલ ટાઇમ બાર વાગાથી તે એક કલાક ને ૪૦

મીનીટ (યાને સવા હાશ્ર ) ના વખત સુધી આમ-વર્ગે અવસ્તા માંથ્ર નહીં ભણુવા, સીવાય કે એ વખત દરમ્યાન હાજતે જવું પડે તો કુસ્તી કરી લેવી. અમલવાલા સાહેબોને ઉપલા વખતનો બાધ આવતો નથી. વળી ઉપલા બંને વખત દરમ્યાન પાણીએ નાહવું નહીં, સીવાય કે ઇતેલાંમ થઇ હોય તો નીરંગ પછી પહેલો મુંગે મ્હોંડેનો 'બાથ' યાને હમામ તરતીબથી રાખેલાં પાણીથી લઇ લેવો જોઇએ. લોકલ ટાઇમ ત્રણ વાગા પછી પાણી કાઢી નાહી શકાશે, પણ તે વખતે કાયદાસર કુવામાંથી ચક ફરીને પાણી કાઢવાનો હુકમ છે. વધુ માટે હેઠળ નં. ૧૩માં જુઓ. ઉપલું ફરમાન "ગાશક"ના ઉસુલ્યાતી કુદરતી કાયદાને લીધે આપવામાં આવ્યું છે કે જે ગાશકનો કાયદો આ કેતાબમાં પાને ૬૮૭ થી ૭૦૮ મે સમજાવવાંમાં આવ્યો છે.

(૭) ખુરશેદ અસ્ત પામ્યા પછી રાતની

વખતે, આમ-વર્ગને આવાં ન્યાયશ તથા યસ્ત બથા ખુરશેદ-મેહેરની ન્યાયશ્ત તથા ખુરશેદ યસ્ત કરવાની સખત મનાઇ છે. સરોશ યસ્ત રાતની વડી ફક્ત અઇવીસ્રુથ્રેમ ગેહમાંજ કરવાનો આમ-વર્ગને હુકમ છે; "વીસ્પ હુમત" હાવનમાં પઢવી તથા "નમસ્કાર ચારે દીશાનો" તેમજ બીજા નમસ્કારો—જેવા કે "ઉરવર"નો, "આબ"નો, "ગોસ્પંદ"નો, "પર્વત"નો-ખુરશેદની રોશનીમાં દીવસનાજ એક વાર કરવાનો હુકમ છે. ચેરાગનો નમસ્કાર રાતની વખતે ચેરાગ રોશન થતાંની સાથે કરવાનો હુકમ છે.

(૧૭) ખુરશેદ અસ્ત પામ્યા પછી આબે-રવા, યાને દરીઆવ કે માહસાગર કે કુવાનું પાણી કાઢી કુસ્તી કરવી નહીં, પણ ઉઝીરન ગેહમાં આગમચથી કુસ્તી માટે પાણી કાઢી રાખી તેને એલાહેદી પાવીમાં રાખી સુરજ અસ્ત પામતાં-

ની સાથ ત્યાં આગલ આખે વખત ચેરાગ તેમજ નીરંગની શીશી રાખી છેઠ ઉશહીન ગેહ સુધી તે પાણી અઇવીસુથ્રેમ તેમજ ઉશહીનની કુસ્તી માટે વાપરવું. એજ મુજબ અઇવિસુથ્રેમ તેમજ ઉશહીનમાં ત્રણ વાગતા સુધીમાં જોઇતાં નાહવાના પાણીને ઉઝીરન ગેહમાં કુવામાંથી કાઢી રાખી ઉપર મુજબ ભરી રાખવું. ઉશહીનના લોકલ ટાઇમ ત્રણ વાગ્યા પછી ઘણીજ જરૂરીઆતે કુવામાંથી પાણી ખાસ તેની ચક ફેરીને વાપરવા માટે કાઢી શકાંશે, કે જે ચક ફેરવાની રીતી આ કેતાબમાં ઉપર પાને ૨૨થી ૨૫મે તુલોતંવીલ સમજાવીછે. વધુ માટે જુઓ ઉપર નં. ૧૨ (ચ)

કોઇ અત્રે સવાલ કરશે કે કોઇને ત્યાં અચાનક અઇવિસુથ્રેમમાં કે ઉશહીનમાં ત્રણ વાગાની અગાઉ આજુબાજુના બીજા અનેક

ઉપયોગને માટે કુવાનું પાણી કેમ મેળવી શકાય ? તેનો જવાબ નીચે મુજબ છે:—

(૧) તો, ઉઝીરન ગેહમાં કુવાનું પાણી જેમ બને તેમ પુરતા જથ્થામાં કોઇબી જરૂરયાતને પુગી વળાય તેમ દુર-અંદેશી વાપરીને ભરી રાખવું ઘટે છે. અને તેની આગલ હમેશાં નીરંગની શીશી અને ચેરાગ આખી રાત રાખવો જોઇએ. હાલમાં મુંબઇમાં કુવાઓ પુરાવી નાંખવામાં આવ્યા છે, તેથી આપણને એ સવાલ બહુ બીકટ લાગે છે, પણ તેનો ફડચો ધીરેથી વાજબી રીતે કરવો મુનાસેબ છે.

(૨) આજુબાજુની દરેમેહેર કે પાડોશીને ત્યાં આવી રીતે ઉઝીરન ગેહનું ભરી રાખેલું કુવા નું પાણી નીરંગ તથા ચેરાગની રોશનીવાળુ મળી શકતું હોય તો તેમ કરવું. આપણે હાલમાં દલગીરી સાથે જોઇએ છીએ કે અઇવીસ્રુથ્રેમ તેમજ ઉશહીન ગેહમાં દરેમેહેર તેમજ આતશબેહેરામ જેવાં પાક મકાનોમાં ખુદ પાવ-મેહેલની ક્રીયાકામ માટે બેધડક ગમે તે વખતે કુવામાંથી પાણી કાઢીને વાપરવામાં આવે છે,

અને રાતના ત્રણુ વાગા પછીનો ચકનો કાયદો-
ખી ભુલી જવામાં આવ્યો છે. પણુ આવાં ગાશક-
થી ભરપુર પાણીથી ક્રીયાકામમાં કેટલી બધી
ન્યુનતા તથા ખલલ પુગે છે અને તે રદ થાય છે
તેનું તેઓને ભાન નથી. આપણે આશા રાખીશું કે
અઇવીસુથ્રેમ તેમજ ઉશ્હીનમાં ત્રણુ વાગા સુધી
પાણી કુવામાંથી હરગેજ નહી કાઢી શકાય તે
જરથોસ્તી દએનનો અસલ કાયદો તેમજ રાતના
ત્રણુ વાગ્યા પછી જો જરૂરીઆત હોય તો ઉશહીનમાં
કુવા આગલ ચક ફરીનેજ પછી પાણી કાઢીને
વાપરવાનો અસલ જરથોસ્તી કાયદો યોજદાથ્રે-
ગર વર્ગ પાછો અમલમાં મેલતો થાય, જેથી
વંદીદાદ જેવી મોતેબરમાં મોતેબર ક્રીયાનાં
અસરકારકપણાંમાં અને કાર્યસાધકપણાંમાં
મોટો ઉમેરો થશે! આવી રાતની ક્રીયાઓ
વખતે કાયદાસર કુવાનું પાણી લેવામાં આવે છે
કે નહીં તેની તકેદારી દરેક ક્રીયાકામ કરાવનાર
એહેદીને રાખવી જોઇએ, કારણુકે ક્રીયાઓમાં
પાણી અગતનો ભાગ બજાવે છે.

# જુદા જુદા સૈયારા યાને ગૃહો ઉપર ભણવાનાં ભણતરોનો કોઠો.

( નોંધ—હેઠળ જે ભણતરો ભણવા જણાવ્યું છે તે દરરોજનાં ફરજ્યાત ભણતરો ઉપરાંતનાં વધારા તરીકે હમેશાં જુદાં ભણવા. )

| કેઈ દશા ઉપર ? | અવ્વલ મરતબાનું (યાને વધુ અસરકારક) ભણતર. | દુયમ યાને બીજા મરતબાનું ભણતર. |
|---|---|---|
| રવીની | ખુરશેદ-મેહેરની યશ્ત. | ખુરશેદ-મેહેરની ન્યાયશ. |
| ચંદ્રની | માહ બોખ્તાર ન્યાયશ તથા યશ્ત. | |
| મંગળની | બેહેરામ યશ્ત, આખી (૧૭ મો કરદો ત્રણ વાર) | અર્દીબેહેસ્ત યશ્ત. |

| | | |
|---|---|---|
| બુધની | તીસ્તર તીર યસ્ત આખી, (૧૬ મો કરદો ત્રણ વાર) | |
| ગુરૂની | અહુરમજદ યસ્ત. | |
| શુક્રની | ખુરદાદ યસ્ત (ત્રણ મરતબે) | |
| સનીની | આવાં યસ્ત. | મોટી હપ્તન યસ્ત* |
| રાહુ કેતુ }ની | મોટી હપ્તન યસ્ત* | નાની હપ્તન યસ્ત. |

* "યાતુ જી જરથુસ્ત્ર"નો ફકરો સાત વાર પઢવો ને પછી આઠ કરદા પુરા કરવા

# જરથોશ્તી દએનનાં અસલ ૨૧ નસ્કનાં નામો.

( અવસ્તા તથા પહેલવીમાં. )

| અવસ્તા નામ. | પહેલવી નામ. |
|---|---|
| ૧ યથા | ૧ સુદ્દગર્ |
| ૨ અહુ | ૨ વર્શ્તમાંસર્ |
| ૩ વઇર્યો | ૩ બગ |
| ૪ અથા | ૪ દામ-દાદ્ (અ-થવા દ્વાજદેહ હમાસ્ત.) |
| ૫ રતુશ | ૫ નાદુર્ |
| ૬ અષાત્ | ૬ પાજેહ |

| | | | |
|---|---|---|---|
| ૭ | ચિત્ | ૭ | રતુ-દાદ્દ-હાઇતી |
| ૮ | હુચા | ૮ | અરશ |
| ૯ | વંધહેઉશ | ૯ | કેશાશ-રૂબૂ |
| ૧૦ | દજદા | ૧૦ | વિરતાસ્પૂ-સાસ્ત |
| ૧૧ | મનંધહો | ૧૧ | વરતગ |
| ૧૨ | બ્યઑાથનનાંમ | ૧૨ | ચિત્ર-દાદ્દ |
| ૧૩ | અંધહેઉશ | ૧૩ | સ્પેન્દ્દ |
| ૧૪ | મજદાઇ | ૧૪ | અધાંન્-યશત |
| ૧૫ | ક્ષથ્રૅય્યા | ૧૫ | નિકાદુમ |
| ૧૬ | અહુરાઇ | ૧૬ | દ્દવાસ્તુજદ્દ |
| ૧૭ | આ | ૧૭ | હુસ્પારમ |
| ૧૮ | ચિમ્ | ૧૮ | સકાદુમ |
| ૧૯ | ડૅગુબયો | ૧૯ | જવિદ્દ-શીદા-દાદ્દ (યાને વંદીદાદ) |
| ૨૦ | દદત્ | ૨૦ | હાદોખ્ત્ |
| ૨૧ | વાસ્તારૅમ | ૨૧ | સતુદ્દ યશત (યાને સ્તોત યસ્ન |

ઉપર આપણે જોઇએ છીએ કે વખ્શુરે વખ્શુરાંન સાહેબ એ એકવીસ નસ્કો યાને અસલ જરથોસ્તી દએનનાં ધર્મ પુસ્તકો લાવ્યા હતા, તે એકવીસ નસ્કોનાં નામો ખુદ "યથા અહૂ વઇરયો"ના કલામના ૨૧ બોલોમાં હજી સુધી જળવાઇ રહ્યાંછે. આ અસલ ૨૧ નસ્કો-નો ગંજાવર અખુટ નાદર ખજાનો આપણી પારસી કેહેવાતી જરથુસ્તી કોમ પાસે જમાનાના દોરને લીધે જળવાવા પામ્યાં નથી, અને ફક્ત તેમાંથી આશરે એક નસ્ક જેટલો ભાગ અને તેબી ત્રણ નસ્કમાંથી કકડા ખુકલા રૂપે આપણી પાસે ખુદાની મેહેરથી જળવાઇ રહેવા પામ્યોછે તેબી ગનીમત છે, કારણકે ગમે તેવી ભાંગી તુટી હાલતમાં પણ તે ગુમ થયલાં જવાહીરનો એક ભાગજ ગણાય, અને તેને તેટલા માટે ઘણી કીમતી જરથોસ્તી મીરાસ તરીકે ગણી

હાલના જાહેરીમાં-બચેલા અવસ્તા કલામોને જાળવીને હવે પછીની ઓલાદને ખરા દીની વખત આવે ત્યાં સુધી આપણે સપુરદ કરી જવું જોઇએ. પહેલવી દીનકર્દમાં આ ૨૧ નસ્કોનું જે અધુરૂં સાંકળ્યું આપ્યું છે તે ઉપરથીએ આપણે જોઇ શકયે છીએ કે એ અસલ નસ્કોમાં ધર્મનાં તમામ ભણુતરો તથા તરીકતો તથા ક્રીયાકામો તેની સમજણ સાથે આપવા ઉપરાંત, આએ દેખીતી જેહાંન અને અણદીઠ આલમો, બેહેસ્ત, દોજખ, ઇનસાફ નિતી, શીલસુંરી, વૈદક-શાસ્ત્ર, જયોતીશ-શાસ્ત્ર તથા બધી જાતની વિધા હુનરને લગતી સંપુર્ણ વિગતો આવી હતી,—એમ કહેવાની કે આખી સૃષ્ટિ-રંચનાનું બ્યાન અવલથી આખર સુધીની તેમજ તેની વૃદ્ધિ અને. છેક સેવટની મહાનમાં મહાન નેમ—જે ફ્રશો-ગર્દ છે—તે કયે

કાયદે પાર પડશે તેની તુલોતવીલ સમજણ—આ બધું બુલંદ ૨૧ નરકોમાં સમાવી દેવામાં આવ્યું હતું.

આ ૨૧ નરકોને સાત સાતના ત્રણ મુખ્ય વિભાગોમાં—યાને, પહેલો ગાસાનીક, બીજો દાતીક, અને ત્રીજો હદ-માન્સરીક,—એમ ત્રણ વિભાગોમાં વહેંચી નાંખવામાં આવ્યાછે:

(૧) ગાસાનીક વર્ગનાં નરકોમાં મીનોઈ આલમને લગતું ગ્નાન, હકીકત તથા વહેદાન્યત, ફરજો અને ભલાં કાર્યોનું બ્યાન સમજાવેલું છે;

(૨) દાતીક વર્ગનાં નરકોમાં આ ગેતીની દુન્યાની હૈયાતીને લગતાં કાયદા, તરીકતો, ગ્નાન, ફરજો, અને કાર્યોને લગતું બ્યાન આવેલુંછે;

(૩) હદ-માન્સરીક વર્ગનાં નરકોમાં અણદીઠ

અને દેખાતી જેહાંનોની વચ્ચે જે અનાઘર-ઉરવાનના ભાગો છે તેને લગતાં બ્યાન યાને મારેફત સમજાવેલાં છે.

ઉપલા ત્રણ વર્ગોમાં નીચે મુજબ સાત સાત નરકો આવેલાં છે:

## ૧. ગાસાનીક વર્ગનાં નરકોઃ—

(૧) વાસ્તારૅમ (સતુદ્ યસ્ત)
(૨) યથા (સુદ્ગરૂ)
(૩) અહુ (વર્સ્તમાંસર)
(૪) વઇર્યો (બગ)
(૫) મનંઘ્રહો (વસ્તગ)
(૬) દદત્ (હાદોખ્ત)
(૭) અંઘહેઉશ (સ્પેન્દ)

## ૨. હદ-માન્સરીક વર્ગના નરકોઃ—

(૧) અથા (દામદાદ)

(૨) રતુથ (નાદર્)
(૩) અષાત્ (પાજેશ)
(૪) ચિત્ (રતુ–દાદ–હાઇતિ)
(૫) હચા (બરથ)
(૬) વંઘહેઉથ (કેશાથ–રૂબ્
(૭) દજદા (વિસ્તારપ–સારત્)

## (૩) હાતીક વર્ગનાં નરકોઃ—

(૧) ક્ષથ્રેમ્ચા (નિકાદુમ્)
(૨) અહુરાઇ (દાસ્તુજદ્)
(૩) આ (હુસ્પારમ્)
(૪) યિમ (સકાદુમ્)
(૫) દૃગુબ્યો (જવિત્–શિદા–દાદ્)
(૬) બ્યઍાથ્નનાંમ (ચિત્ર–દાદ્)
(૭) મજદાઇ (બધાંન યસ્ત્)

# જરથોશ્તી ત્રીસ રોજનાં નામો.

( અવસ્તા તથા પાજંદમાં. )

નોંધઃ—ચાલુ વપરાસમાં ફકત પાજંદ નામો વાપરવાં.

| રોજ. | અવસ્તા નામ. | પાજંદ નામ. |
|---|---|---|
| ૧ | અહુરમઝ્દ | દાદાર્ અહુર્-મઝ્દ |
| ૨ | વૉહૂ-મનંઘહ | બેહમન્ અમેશા-સ્પંદ |
| ૩ | અષ-વહિશ્ત | અર્દીબેહેશ્ત અમેશાસ્પંદ |

| રોજ. | અવસ્તા નામ. | પાજંદ નામ. |
|---|---|---|
| ૪ | ક્ષથ્ર-વઇરૂય | શહેરેવર્ અમે-શાસ્પંદ |
| ૫ | સ્પૅન્ત-આર-મઇતિ | સ્પેન્દાર્મદ અમે-શાસ્પંદ |
| ૬ | હઉર્વતાત્ | ખુર્દાદ અમે-શાસ્પંદ |
| ૭ | અમૅરતાત્ | અમેર્દાદ અમે-શાંસ્પંદ |
| ૮ | દથુષ-ઉપ-આતર્ | દએ દએ-પ-આદર્ દાદાર્ |
| ૯ | આતર્ | આદર્ યજદ |
| ૧૦ | આપ્ | આવાં યજદ |
| ૧૧ | હ્વરૅ-ક્ષએત | ખુર્શેદ યજદ |

| રોજ. | અવસ્તા નામ. | પાજંદ નામ. |
|---|---|---|
| ૧૨ | માઁઆઘઙ્હ | મોહોરૂ યજદ |
| ૧૩ | તિશ્ત્ર | તીરૂ યજદ |
| ૧૪ | ગેઉશ ઉરૂવન્ | ગોશ યજદ |
| ૧૫ | દથુષ-ઉપ-મિથ્ર | દએ દએ-પ-મેહેર દાદારૂ |
| ૧૬ | મિથ્ર | મેહેર યજદ |
| ૧૭ | સ્રૅઓષ | સરોશ યજદ |
| ૧૮ | રશ્નુ | રશ્ને રાસ્ત યજદ |
| ૧૯ | ફ્રવષી | ફરૂરોખ ફ્રવરૂદીન |
| ૨૦ | વૅરૅથ્ર-ઘ્ન | બેહેરામ યજદ |
| ૨૧ | રામન્ | મીનો રામ |
| ૨૨ | વાત | ગ્વાદ યજદ |

| રોજ. | અવસ્તા નામ. | પાજંદ નામ. |
|---|---|---|
| ૨૩ | દથુષ-ઉપ-દએના | દએ દએ-પ-દીન્ દાદાર્ |
| ૨૪ | દએના | દીન્ યજદ |
| ૨૫ | અષિશ-વંઘુહ્ | મીનો અશી-શ્વંઘ |
| ૨૬ | અર્શ્તાત્ | આરતાદ યજદ |
| ૨૭ | અસ્મન્ | મીનો આસ્માન્ |
| ૨૮ | જૅમ-હુદાઑંઘહ્ | જમ્યાદ યજદ |
| ૨૯ | માંથ્ર-સ્પૅન્ત | મીનો મારેસ્પન્દ |
| ૩૦ | અનધ્ર-રઑચંઘ | મીનો અનેરાંન |

ઉપલાં ત્રીસે રોજનાં નામો ઉપરથી આપણે જોઇએ છીએ કે બધી મીનોઇ મહાન કુદરતની હોશદાર શકતીઓ પાંચ મુખ્ય વર્ગોમાં ચહડતાથી ઉતરતા અનુક્રમે નીચે મુજબ વહેંચાઇ ગઇ છે:

(૧.) અમેશાસ્પંદો.
(૨.) મીનો.
(૩.) દએ.
(૪.) ફ્રરરોખ્શ.
(૫.) યજદો.

(૧) **અમેશાસ્પંદો** જે કુદરતની સૌથી ચહડયાતા મરતબાની શકતીઓ છે તે સાત છે, જેઓનાં નામ અહુરમજદ, બેહમન, અર્દીબેહેશ્ત, શાહેરેવર, સ્પેન્દારમદ, ખુરદાદ, ને અમરદાદ પહેલા સાત રોજ તરીકે મુકરર થયલા છે.

(૨) **મીનો** અમેશાસ્પંદોથી ઉતરતા મરત-

બાની મહાન શકતીઓ છે અને રોજ તરીકે પાંચ મીનો લીધેલા છે, જેઓનાં નામ મીનો રાંમ, મીનો અશીશ્વંધહ, મીનો આસ્માન, મીનો મારેસ્પંદ તથા મીનો અનેરાંન છે.

(૩) દએ મીનોથી ઉતરતા મરતબાની શકુ-તીઓ છે, અને તેઓ ત્રણુ છે, જેઓનાં નામ દએ દએ-પ-આદર દાદાર, દએ દએ-પ-મેહેર દાદાર, અને દએ દએ-પ-દીન દાદાર છે.

(૪) ફ્રરોખ એ દએથી ઉતરતા મરતબાની શકિત છે, અને તે એકજ છે, જે ફ્રરોખ ફ્રવ-રદીનને નામે ઓળખાય છે.

(પ) યજદો સૌથી ઉતરતા મરતબાની મહાન કુદરતની શક્તિઓ છે, અને ત્રીસ રોજમાં ફક્ત ૧૪ યજદો ગણેલા છે, જેઓનાં નામ આદર, આવાં, ખુરશેદ, મોહોર, તીર, ગોશ, મેહેર,

સરોશ, રશ્ને, બેહેરામ, ગવાદ, દીન, આસ્તાદ, અને જમીયાદ, છે. બાકીનાં ત્રણ યજદો હોમ, હઉમ અને બેરેજત (બરજો) યજદ તરીકે ઓળખાય છે, જે ત્રીસ રોજમાં ઉમેરતાં ૩૩ ફરેસ્તાઓનાં નામની ટીપ એવી રીતે સંપુર્ણ કરે છે.

આ ત્રીસે રોજનો સીલસીલો એક પછી એક ક્યા કુદરતી અચુક કાયદે ગોઠવાયલો છે તે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમમાં બારીકીથી સમજાવવામાં આવ્યું છે, જે હાલમાં આપણે આપી શકતા નથી.

ફ્રવરદીનને એકલાને 'ફરરોખ' (ફારસીમાં એનો અર્થ 'મુબારક' થાય છે)નો ઉચ્ચ એલકાબ કાંય આપવામાં આવેલો છે તેનું ખાસ કારણ નીચે મુજબ છેઃ-

કુદરતને અચુક કાંયદે જરથોસ્તી દએનમાં

એમ સમજાવેલું છે કે હાલનાં મહાન આખી સૃષ્ટી–રચનાના 'મુસ્તસલાએ દુયમ' થી ચોથા તબકકા અગાઉ સૃષ્ટી–રચનાના ત્રણ મહાન તબકકાઓ થઇ ગયા હતા, જેમાં સૌથી પહેલી સૃષ્ટી–રચનાના પહેલા તબકકા વખતે 'કેહુર્પે' ને એકલી જવાબદારી હતી, અને બધેબધ "કેહર્પે" ની ખીલવણીનું કામ ચલાવવામાં આવ્યું હતું. ત્યાર બાદ તેની પછી સૃષ્ટી-રચનાનાં 'મુસ્તસલાએ દુયમ' થી બીજા તબકકા દરમ્યાન "તેવીષી" ને એકલી જવાબદારી થઇ, અને, બધેબધ "તેવીષી" ની ખીલવણીનું જ કામ ચલાવવામાં આવ્યું હતું. ત્યાર પછી સૃષ્ટી-રચનાના 'મુસ્તસલાએ દુયમ'થી ત્રીજો તબકકો બરપા થયો, જેમાં "ઉશ્તાન" ને એકલી જવાબદારી થઇ, અને ઉસ્તાનના ખીલવણીનું કામ આખો વખત ચલાવવામાં આવ્યું હતું.

હાલમાં, જે સૃષ્ટી—રચનાનો 'મુસ્તેસલ્લાએ દુયમ' થી ચોથો તબકકો ચાલે છે તેમાં "ઉરવાન" ને માથે એકલી જવાબદારી આવી છે, અને તેથી હાલમાં બધેબધ ઉરવાનની શકતીઓની ખીલવણીનું કામ ચાલી રહેલું છે. હાલના સૃષ્ટી-રચનાના 'મુસ્તસલ્લાએ દુયમ થી ચોથા તબક્કાના છેડા પછી, સૃષ્ટી-રચનાનો પાંચમો તબકકો કાંઇક કરોડો જમાનાઓ વીત્યા બાદ થશે, કે જે વખતે "અઓદાંગ" યાને મીનોઇ અકલને એકલી જવાબદારી થશે, અને આ "નુકતાએ-અવ્વલની સૃષ્ટી" દરમ્યાન મીનોઇ અકલની ખીલવણીનું કામ બધેબધ ચાલી રહેશે. આ પાંચમો તબકકો "મુસ્તેસલ્લાએ દુયમ"ની ઉપરનો ( beyond નો) છે, તેથી ઉપર પાંચમાં તબક્કા માટે "મુસ્તેસલ્લાએ દુયમ"થી કરીને શબ્દો ખાસ મતલબથી લખવામાં આવ્યા નથી

તેની બરોબર નોંધ લેવી. 'મુસ્તેસલા' તથા તેના બે વીભાગો—'મુસ્તેસલાએ' અવ્વલ અને 'મુસ્તેસલાએ દુયમ'ની સમજણ અત્રે લેવાની જરૂર છે.

**"મુસ્તેસલાએ અવ્વલ"** યાને પહેલો ચહડયાતો મુસ્તેસલા એટલે કે કુલ સ્રષ્ટીની પેદાયશનો પહેલો બહાર નીકળવાનો તબક્કો, કે જેની અંદરથી "મીનોઇ આલમ" અને "જીરમાની યાને નુરાની આલમ"ની એબ્તેદા (યાને શરૂઆત)થી તે ઇન્તેહા (યાને છેડા) સુધીમાં જે જે કુદરતી અચુક બનાવો બને છે તેના સંગ્રહને "મુસ્તસલાએ-અવ્વલ કહે છે.

**"મુસ્તેસલાએ દુયમ"** યાને બીજો ઉતરતો મુસ્તેસલા, એટલે કે સ્રષ્ટીની પેદાયશ થતી વખતે બીજો બહાર નીકળવાનો તબક્કો, જેની

અંદરથી અરવાહી આલમ અને આ જીરમાની આલમ શરૂઆતથી તે પાછી સંકોચાઇ જાય ત્યાં સુધી જે જે કુદરતી અચુક બનાવો બને છે તેના સંગ્રહને "મુસ્તસલાએ દુયમ" કહેછે.

એ પાંચમા તબકકાને 'નુકતાએ—અવ્વલ'ની સૃષ્ટી એટલામાટે કહેલી છે કે એની આગમચના સૃષ્ટી–રચનાના 'મુસ્તેસલાએ દુયમ'થી ચોથો તબકકો જે હાલમાં ચાલુ છે તે બુલંદમાં બુલંદ સેવટના છેડા (final goal) તરીકે દરેક દરેક ઉરવનોમાંથી તમામ 'હાવીયત' યાને 'નીસ્તી થતી વખતે ઉરવનને લાગુ પડતો તનજ્જુલ (એટલે ઉતરતો) હોશ, નીકળી જઇ, તમામ ઉરવનો અકલ, ૨૫ બની રહેશે, તે વખતે હાલમાં જેમ ઉરવનોથી, તેમ તે બેહદ દુરના જમાનામાં અકલોથી સૃષ્ટી–રચનાના પાંચમા તબકકાનું મંડાણ કરવાનું બરપા થાયછે તેને 'નુકતાએ—

અવ્વલની સૃષ્ટી' કહેવામાં આવી છે. સૃષ્ટી-રચનાના એ છેલ્લામાં છેલ્લા તબકકાનો સૌથી સેવટનો છેડો આપણાં ભેજાંથી કદીબી કલ્પીબી નહી શકાય તેટલા છેક ઘણુાજ દુરમાં દુર જમાનામાં "રોશન રૂએ—સહીમ"માં આવીને ઉભો રહેશે, જે વખતે ક્રવષીનો સંપુર્ણ ભાસ થશે.

આ બાબદના સંબંધમાં અહીં નોંધવું ઠીક થઇ પડશે કે જુદી જુદી સૃષ્ટી—રચનાના તબકકાના ક્રમ મુજબ પહેલે કેહર્પ, પછી તેવીષી, પછી ઉસ્તાન, પછી ઉરવાન અને ત્યારબાદ બઓદાંગની જવાબદારીનો અનુક્રમ રહેલો હોવાથી, માનવીનાં બંધારણુના નવ વિભાગોનાં અંદર, જે ઉપલા પાંચ વિભાગો આવે છે તેનો ક્રમ હંમેશાં કેહર્પ તેવીષી, ઉસ્તાન, ઉરવાન, બઓદાંગ—એવી રીતેજ બોલાવો જોઇએ તથા લખાવો જોઇએ.

ઉપલા કુદરતને અચુક કાયદે જરથોસ્તી દએનમાં સમજાવ્યા મુજબ જયારે ઉરવાનને માથે હાલમાં જવાબદારી આવી ત્યારે ઉરવાનોનો ફરેસ્તો **ફ્રવરદીન** હોવાથી એ ફરેસ્તાને '**ફરરોખ**'ના પુજ્ય એલકાબે ખાસ જણાવેલો છે, યને કે આએ ચોથી જવાબદારીના તબકકામાં ખાકના સબબથી યોનીમાંથી બધી પેદાશ થવા લાગી, ને તે સાથે કદીમ મરતબાની શકતી જે ઉરવાન પોતે છે–તેના જોખમદારીમાં આપણને પહેલવહેલા મુકીને જે તરીકતોથી આપણને આગલ વધવાનું છે, તેના સબબે "**ફરરોખ**"નો એલકાબ ઉરવાનને આપેલો છે, યાને કુદરતનો "**માજદજદ્દુ-મ**"નો એવો અચુક નિરમાણ થયલો આશીશ ઉતરેલો છે કે ઉરવાનને માટે સરજાયલો એ મહાન છેડો '**ફરરોખ**'. યાને મુબારક થાઓ !

# જરથોશ્તી બાર મહીનાનાં નામ.

( અવસ્તા તથા પાજંદમાં. )

| માહા | અવસ્તા નામ | પાજંદ નામ |
|---|---|---|
| ૧ | ફ્રવષી | ફરૂરોખ્ ફ્રવરૂદીન |
| ૨ | અષ-વહિસ્ત | અરદીબેહેશ્ત અમેશાસ્પંદ |
| ૩ | હુઉર્વતાત્ | ખુરૂદાદ અમેશાસ્પંદ |
| ૪ | તિસ્ત્ર | તિસ્તર્ તીર્ * |

* એની ફુટનોટ માટે ૮૮૦ મું પાનું જુઓ.

| માહા | અવસ્તા નામ | પાજંદ નામ. |
| --- | --- | --- |
| ૫ | અમૅરૅતાત્ | અમેરૂદાદ્ અમેશાસ્પંદ્ |
| ૬ | ક્ષથ્ર—વઇર્ય | શાહેરેવર્ અમેશાસ્પંદ્ |
| ૭ | મિથ્ર | મેહેર્ યજદ્ |
| ૮ | આપ્ | આવાં યજદ્ |
| ૯ | આતર્ | આદર્ યજદ્ |
| ૧૦ | દયુષ | દએ દાદાર્ |
| ૧૧ | વૉહુ—મનંઘહ | બેહમન્ અમેશાસ્પંદ્ |
| ૧૨ | સ્પૅન્ત-આર્-મઇતિ | સ્પેન્દાર્મદ્ અમેશાસ્પંદ્ |

* તીર મહીનો ભણતી વખતે '**તીશતર તીર**' એવા મકુઉલથી યાને ઉચ એલકાબથી તીરને યાદ કરવો, જ્યારે તીર રોજ ભણતી વખતે '**તીર યજદ**' એવા મકુઉલથી તીરને યાદ કરવો. તીર યજદ તો એકજ છે, પણ રોજ અને મહીના તરીકે જુદી જુદી ખીશ્કારી યાને કુદરતનાં સોંપેલાં કાર્યે) માં આવતા હોવાને લીધે "તીર યજદ" અને "તીસ્તર તીર" એવા બે એલકાબે અનુક્રમે ઓળખાય છે.

તીર યજદ વરસાદ લાવવા ઉપર, વાવણી કરાવવા ઉપર, નાતેકા યાને બોલતાં આદમીઓને કેશાચથી બેનસીબ રાખવા ઉપર, પરીઓને નાશ કરવા ઉપર, બાફ પકવવા ઉપર મવકલ ફરેસ્તો છે, તેવણ જ્યારે વધારાની નીચે જણાવેલી ખીશ્કારીમાં આવે છે કે દુજખ થનારાં ઉરવાનને શેકમમાં યાને માતાનાં પેટમાં લાવવું, પાણીનાં મુળને રાખવું, મુમ્તેજઝ રહેવું, અને કયાન ખોરેહની વહેચણી કરવી, ત્યારે "તિશ્તર તીર" કહેવામાં આવે છે.

આ બારે મહીનાઓનો સીલંસીલો મીનોઇ તથા જીસ્માની આલમ મળીને નવ સીલસીલાબંધ આસ્માનનાં ઉરવનો તથા અરવાહી અને જીસ્માની આલમ ઉપર મવક્કલ કાર્ય કરનારાં ઉરવનો ઉપરથી ફરરોખ ફવરદીન પહેલા મહીના તરીકે અને સ્પેન્દારમદ અમેશાસ્પંદ છેલ્લા મહીના તરીકે કુદરતી કાયદેજે કુદરતના અનુક્રમમાં ગોઠવાયલા છે. આ બારે મહીનાઓ વળી પોતીકાં એજ સીલસીલાના અનુક્રમે બારે બુરૂજો યાને રાશીઓ સાથે તાલુકા રાખે છે, અને તે ઉપરથી ગાહામ્બારો તથા બીજી ફસલો તથા જશનો વગેરેના હીંગામો કુદરતમાં બારે બુરૂજમાં શમ્સની ચાલને આધારે બર-વકત યાને પ્રસંગોપાત હીંગામો તરીકે ફસલ માહની ગણત્રી મુજબ દર સાલ ચાલુ આવતા રહે છે.

# જરથોશ્તી પાંચ ગાથાના નામો.

| | | | |
|---|---|---|---|
| ૧ | અહુનવદ્દ | ૪ | વૉહુ—ક્ષથ્ર |
| ૨ | ઉશ્તવદ્દ | ૫ | વહિશ્તોઇશ્ત્ |
| ૩ | સ્પેન્તોમદ્દ | | |

ગાથાના ઘણા અર્થોમાંનો એક અર્થ દરેક જીરમની ઉપર કાર્ય કરનારી મવક્કલ શકિત તરીકે થાય છે અને આ શક્તિઓ દરેક જીરમની તેહદરયાત સાથે જીરમના મરતબા પ્રમાણે ઉંચમાં ઉંચ સ્તોતમાં ચાલુ લીન થયલી હોવાને લીધે "ગાથા"નો અર્થ ઉંચ મરતબાના સ્તોત કરીને બી થાય છે; આવા ઉંચ્ મરતબાના જીરમે-બરજીશી સ્તોત ઉપજાવનારા કલામો જે ફ્ષુષો માંથ્રના છે, અને જે "સતુદ યસ્ત" યાને "વાસ્તારેમ" નસ્કમાં જણાવેલા છે તે બુન્દ માંથ્રના કલામોના બહુતર પણ ગાથાને નામે

ઓળખાય છે. વરસની આખેરીએ શમ્સ જ્યારે મીન રાશી તેહ ફરી રહેવા આવે છે તે વખતે ઉરવનની "એરેતોકરેથ્ન"ની બુલંદમાં બુલંદ વૃદ્ધિની ક્રીયા કરવાના પ્રવાહો અષાઉનાંમ ફ્રવષીનાંમની તુફેલથી હયાં નીચે ઉતરતા આવતા હોવાથી તે દીવસોને "ગાથા" યાને ઉંચમાં ઉંચ સ્તોત ઉચ્ચારીને ક્રીયાઓ કરવાના દીવસો તરીકે ઓળખાવેલા છે

## જરથોશ્તી છ ફસલો યાને ગાહામ્બારના નામો

૧ મઇદ્યોઇ-જરેમ　　૪ અયાથ્રેમ

૨ મઇદ્યોઇ-શેહેમ　　૫ મઇદ્યારેમ

૩ પઇતિ-શેહેમ　　૬ હમસ્પથ-મએદ્મ

આ ૭ ગાહાંમ્બારો બારે બુરજ યાને રાશી-

ઓમાં જે જે રાશી, ચંદ્રમા, બ્રેરપતી, બુધ, શની, મંગળ, તથા શુક્રની 'શરફી' યાને ઉંચ દરજાની રાશી ગણાય છે તે તે રાશી યાને કે— વરખ, કર્ક, કન્યા, તોલા, મક્કર, તથા મીન રાશીઓને અનુક્રમે લગતા મહીનાઓમાં પડે છે. એટલે કે મઇદયોજરેમ ગાહામ્બાર અરદીબેહેસ્ત મહીનામાં ખુરશેદ રોજથી દએ-પમેહેર રોજ સુધી; મઇદયોશેહેમ ગાહમ્બાર તીશ્તર તીર મહીનાના ખુરશેદ રોજથી દએ-પ-મેહેર રોજ સુધી; પઇતિશહેમ ગાહામ્બાર શેહરેવર મહીનાના આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધી; અયાથ્રેમ ગાહામ્બાર મેહેર મહીનાના આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધી; મઇદયારેમ ગાહામ્બાર દએ મહીનાના મેહેર રોજથી બેહેરામ રોજ સુધી; અને હમસ્પથમએદેમ ગાહામ્બાર સ્પંદારમદ મહીનાના અહુનવદ ગાથાથી તે વહિસ્તોઇસ્ત ગાથા સુધી ગણાય છે.

# જરથોશ્તી સાત હમકારાનાં નામો.

(૧) અહુરમજદ—દએ દએ-પ-આદર્ દએ દએ-પ-મેહેર્—દએ દએ-પ-દીન્

(૨) બેહમન્—મોહોર્—ગોશ—રામ

(૩) અર્દીબેહેશ્ત—આદર્—સરોશ બેહેરામ

(૪) શાહેરેવર્—ખુર્—મેહેર્—આસ્માંન્—અનેરાંન્

(૫) સ્પેંન્દાર્મદ—આવાં—દીન્—અર્દ યાને અશીશવંઘ—મારેસ્પંદ

(૬) ખુર્દાદ—તીર્—અર્દાફ્રવશ્ યાને ફ્રવર્દીન્—ગ્વાદ

(૭) અમેર્દાદ—રશ્ને—આશ્તાદ—જમ્યાદ

## દીવસની છ ગેહોનાં નામો.

(૧) હોશબામ, જેમાં

'હોશબામ-ઈ-ઉષહીન'

તથા 'હોશબામ-ઈ-હાવન'

અથવા 'મેહેર-ઈ-હાવન'

સમાઈ જાય છે.

(૨) હાવન ગેહ

(૩) રપિથ્વન ગેહ

(૪) ઉઝીરન ગેહ

(૫) અઈવિસ્રૂથ્રેમ ગેહ

(૬) ઉષહીન ગેહ.

ખાસ લોકોને વાસ્તે છ ગેહ છે, જેમાં ખાસ

લોકો અમલ કરે છે જે હોશબામનો વખત છે તે ખાસ લોકોની છે. આમ લોકો તથા અનુશેહ-રવાનની કીયાઓને માટે પાંચ ગેહ છે, યાને તેઓના બાબમાં 'હોશબામ' જુદી ગેહ તરીકે ગણાતી નથી.

દરેક ગેહ પૃથ્વીનાં પોતાની ધરી ઉપર ફરવાથી જે શખ્સ યાને ખુરશેદના સ્વા (એટલે અણદીઠ કીરણો) ની અસ્પંદીના જોશમાં ચાલુ ફરક પડતો રહે છે તેવા પાંચ મુખ્ય ફરકને આધારે મુકરર કરવામાં આવેલી છે. વળી, હોશબામ પણ શખ્સના સ્વાના તબદીલ--તેહેદીલને લીધેજ થાય છે, અને હોશબામના વખતે ખુરશેદના સ્વાના જે સ્તોત કુદરતમાં બરપા થાય છે તે અમસ્પાતના સ્તોતને મળતા આવતા હોવાને લીધે, ખાસ લોકોને માટે હોશબામ ખાસ છઠ્ઠી ગેહ તરીકે મુકર્રર થયલી છે. ગેહો

કયે કયે વખતે જુદી જુદી રીતે ગણવી તથા દરેક ગેહમાં શું શું તે ગેહના સોતને લાયકના માંથ્ર ઉચ્ચારીને ભણવા તથા દરેક ગેહમાં કેવી જુદી જુદી રીતે માંથ્ર ઉચ્ચારવા તે બધું. આ કેતાબની અંદર પાને ૪૮ થી ૬૬ સુધી તથા ૮૪૬ મે સમજાવવામાં આવેલું છે.

## હફ્ત કેશ્વર યાને સાત કેશ્વરોનાં નામો:

આપણામાં જે 'હફ્ત કેશ્વર' યાને સાત કેશ્વરો જણાવેલાં છે તે કાંઇ જેમ અવસ્તા —અભ્યાસીઓ સમજાવે છે તેમ આ પૃથ્વીના સાત ખંડોનાં અસલી ઋિરાનીઓએ પાડેલાં નામો નથી, પણ એ સાત કેશ્વરો તો આપણી પૃ-

થ્વીની માફક સાત એકેકુથી અળગં છુટા છુટા ગોળાઓ ચોકસ ચોકસ અંતરે કુદરતમાં પડેલા છે, તેનાં નામો છે. આ પૃથ્વીના આખા ગો-ળાનું અસલ અવસ્તા નામ 'ખનીરથ બામી' છે, કે જેને ઉપલી આલમથી આ આલમ તરફ આવતાં સાતમું કેશ્વર કહેલું છે, જ્યારે બાકીનાં 'શશ' યાને છ કેશ્વરો ચહડ ઉતર મરતબામાં અણુદીઠ અરવાહી આલમમાં આવેલાં મરકજો છે, કે જ્યાં આ દુન્યા યાને ખનીરથ બામી હંમેશને માંટેની છોડી જનારાં 'અષોનાંમ ક્રવષિનામ'ના મરતબાના ઉરવાનો વાસો કરી, ત્યાં પોતાની વૃધ્ધિ ચાલુ આગલ વધારે છે. વળી એ છ કેશ્વરોનું બંધારણ આ દેખાતાં સાતમાં કેશ્વર—ખનીરથ બામી—નાં બંધારણથી સદંતર જુદું છે, કારણ કે જયારે આ આપણાથી વસાયલું આખું ખંનીરથ બામી કેશ્વર ચાર

સ્થુળ અનાસરોનું બનેલું છે, ત્યારે ૭ અણુદીઠ કેશ્વરો સુક્ષ્મ બાતેની અનાસરનાં બનેલાં હોવાથી આપણી જાહેરી ઇંદ્રીઓથી જોઇ કે અનુભવી શકાતાં નથી.

તે ૭ બાતેની કેશ્વરો તેમજ આ સાતમાં જાહેરી કેશ્વરનાં અવસ્તા તથા પાજંદ નામો ચહડયાતાથી ઉતરતા અનુક્રમે યા દુરથી આપણી નજદીકનાં અનુક્રમે નીચે મુજબ છે, અને બનીરથ બામીની કેઇ દીશાએ ને ખુણે આવેલાં છે તેબી કોઠામાં જણાવ્યું છે:—

## હફ્ત કેશ્વરોનો કોઠો.

| નંબર | અવસ્તાં નામ | પાજંદ નામ | કેઇ આલમ-માં ? | ખનીરથ બા-મીની કેઇ બાજુએ ? |
|---|---|---|---|---|
| ૧ | વીદત્-ફ્શુ | વીદદ્દ-ફ્શ્ | અરવાહી | અગ્ની ખુણે (પુર્વ અને દક્ષીણની વચ્ચે) |
| ૨ | ફ્રાદત્-ફ્શુ | ફ્રદદ્દ-ફ્શ્ | ,, | નૈરૂત્ય ખુણે (પશ્ચીમ અને દક્ષીણની વચ્ચે) |
| ૩ | સવહિ | સવહ્ | ,, | પુર્વ દીશાએ |
| ૪ | અર્ઝહિ | અરેજહ્ | ,, | પશ્ચીમ દીશાએ |

| નંબર | અવસ્તા નામ | પાજંદ નામ | કેઇ આલમમાં ? | ખનીરથ બામીની બાજુએ ? |
|---|---|---|---|---|
| ૫ | વાઉરૂ-જરૅશ્તી | વૅારૂ-જરેશ્ત | અરવાહી | ઇશાન ખુણે (પુર્વ અને ઉત્તરની વચ્ચે) |
| ૬ | વૅાઉરૂ-બરૅશ્તી | વૅારૂ-બરેશ્ત | ,, | વાયવ્ય ખુણે (પશ્ચીમ અને ઉત્તરની વચ્ચે) |
| ૭ | ખનીરથ-બામી | ખનીરસ-બામી | જીસ્માની એટલે આ દુન્યા | |

જેઓ આ ખનીરથબામી હમેશને માટે છોડી જાયછે અને ફરી જન્મ લેતાં નથી, તેઓને માટે છ બાતેની કેશ્વરોમાંનાં પહેલાં કેશ્વરમાં દાખલ થવાનો મહાન દરવાજો **"દાદારે ગેહાંન"ને** નામે આપણાં ધર્મ-પુસ્તકોમાં ઓળખાવેલો છે, કે જે 'દાદારે ગેહાંન' દક્ષીણ દીશામાં આવેલું હોવાથી આપણે દરેક ન્યાયશ યસ્તને છેડે દક્ષીણ દીશાએ મોહોંડું કરીને ભણવાનો છેલ્લો ફકરો 'દાદારે ગેહાંન'નાં બુલંદ મરકજની યાદમાં આપણે રોજ ભણયે છીએ, અને **"મારે ત્યાંજ જવાનું છે"** ('મન આંનો આવાંયદ શુદન') એવી રીતના જોશ ભેર 'મીથ્ર કર્યે છીએ, કારણ કે અહીંનાં ઉરવાનોનું' બહેસ્ત 'દાદારે ગેહાંન'ના તબક્કાથી શરૂ થાયછે.



## જરથોશ્તી વરસનાં બર-વકતનાં જશનોનાં હીંગામોની ટીપ:

હેઠળ ખાસ જશનની મુરાદ એ છે કે ઉસ્તાદ અને મુરીદને લગતા સંબંધનાં કાયદાઓમાં એટલાં નીશાની કીધેલાં જશનો ખાસ કરવાની ફરજ નાંખેલી છે. જો બીજાં નીશાની નહી કીધેલાં જશનો નહી થાય તો શાયસ્ત-લા-શાયસ્ત નહીં કરે તો ચાલી શકે, પણ જેમ ફરવરદેગાંનનાં ૧૮ દીવસો, ૭ ફસલો યાને ગાહાંમ્બારો દરેકના પાંચ પાંચ દીવસોએ જશનો જેમ

ખાસ કરવાંજ જોઈએ તેમ બીજા અહીં જણાવેલાં ખાસ જશનો કરવાંજ જોઈએ.

## માહ ૧ લો ફ્રવરદીન.

| રોજ. | જશન |
|---|---|
| ૧ લા અહુરમજદથી ૭ મા અમેરદાદ સુધી. | ફ્રવરદેગાનના ૧૮ દીવસોમાંના છેલ્લા સાત મહાન દીવસો* |
| ૧ લો અહુરમજદ. | જમશેદી નવરોજ* યાને ફસલી નવરોજ-ઇ-આમ. |

* એ ખાસ જશનો છે.

| રોજ | જશન |
|---|---|
| ૧ લો અહુરમજદ | રપીથ્વનનું જશન * † |
| ૬ ઠ્ઠો ખુરદાદ | ખુરદાદ સાલનું જશન* (વખ્શુરે વખ્શુરાંન રઅજ-ગો અશો રપીતમાન જરાતોશ્ત સાહેબનો જન્મ દીવસ.) |

* એ ખાસ જશન છે.

† રીવાજીમાં ત્રીજો અરદીબેહેશ્ત રોજ લેવામાં આવે છે જે વાજબી નથી. જુઓ ઉપર પાને ૫૭ મે આપેલી સમજણ

| રોજ | જશન |
|---|---|
| ૭ મો અમેરદાદ. | અમરદાદ સાલનું જશન* (*ગ્વરદેગાનના ૧૮ દીવસોમાંનો છેલ્લો મુબારક ક્રીયાકામ કરવાનો દીવસ) |
| ૧૯ મો *ગ્વરદીન. | *ગ્વરદેગાંનનું જશન* (તમામ અશો ફરોહરોનું જશન.) |

* એ ખાસ જશન છે.

| રોજ | જશન |
| --- | --- |
| **માહ બાજે અર્દીબેહેશ્ત** | |
| ૩ જો અર્દીબેહેશ્ત. | અર્દીબેહેશ્ત અમશાસ્પંદનું જશન. |
| ૧૧ મો ખુરશેદ. | જરાતોશ્ત સાહેબના દીસાનું જશન* † |

* એ ખાસ જશન છે.

† હાલમાં રીવાજીમાં દએ મહીનાના ખુરશેદ રોજે એ જશન કરવામાં આવે છે, જે વાજબી નથી. એ બાબે હાલના મોજુદ લખાણોમાં બી સાહદત મલે છે.

| રોજ | જશન |
| --- | --- |
| ૧૧ મા ખુરશેદથી ૧૫ મા દએ-દએ-૫-મેહેર રોજ સુધી. | મઇદયોજરેમ ગાહામ્બારના પાંચ દહાડા (જે બધા દીવસો ઉપર જશનો કરવાનું ફરમાન છે.)* |
| **માહા ૩ જો ખુરદાદ.** | |
| ૬ ઠ્ઠો ખુરદાદ. | ખુરદાદ અમેંશાસ્પંદનું જશન. |
| **માહા ૪ થો તીર.** | |
| ૧૧ મા ખુરશેદથી ૧૫ મા દએ દએ-૫-મેહેર સુધી. | મઇદયોશેહેમ ગાહામ્બારના પાંચ દીવસો (જે બધા દીવસો ઉપર જશન કરવાનો અસલ હુકમ છે.) * |

* એ ખાસ જશનો છે.

| રોજ | જશન |
| --- | --- |
| ૧૩ મો તીર. | તીરંગાનનું જશન* |
| **માહ ૫ મો અમેરદાદ** | |
| ૭ મો અમેરદાદ. | અમેરદાદ અમેશાસ્પંદનું જશન. |
| **માહ ૬ ઠો શહેરેવર** | |
| ૪ થો શહેરેવર | શહેરેવરનું જશન. |
| ૨૬ મા આસ્તાદથી ૩૦ મા અનેરાંન સુધી. | પદ્દતી-શોહેમ ગાહાંમ્બારના પાંચ દહાડા (જે બધા દીવસો ઉપર અસલ ક્રીયાઓ કરવામાં આવતી હતી.) * |

* એ ખાસ જશનો છે.

| રોજ | જશન |
|---|---|
| **માહ્‌ા ૭ મો મેહેર.** | |
| ૧૬ મો મેહેર | મેહેરગાંનતું જશન * |
| ૨૬ મા આસ્તાદથી ૩૦ મા અનેરાન સુધી. | અયાથ્રેમ ગાહામ્બારના પાંચ દહાડા (જે બધા દહાડા ક્રીયાઓ કરવાનું ફરમાન છે.)* |
| **માહા ૮ મો આવાં** | |
| ૧૦ મો આવાં | આવાંગાંનતું જશન. |
| **માહા ૯ મો આદર** | |
| ૯ મો આદર. | આદરગાંનતું જશન * |
| ૧૯ મો ફ્રવરદીન. | ફ્રવરદેગાંનતું જશન |

* એ ખાસ જશનો છે.

## માહા ૧૦ મો દએ

| રોજ | જશન |
|---|---|
| ૧ લો અહુરમજદ. | દએગાનનું પહેલુ જશન* |
| ૮ મો દએ-દએ-પ-આદર. | દએગાંનનું બીજું જશન* |
| ૧૫ મો દએ-દએ-પ-મેહેર. | દએગાંનનું ત્રીજું જશન* |
| ૨૦ મો બેહેરાંમ. | દએગાંનનું ચોથું જશન* |
| ૧૬ મા મેહેરથી ૨૦માં બેહેરામ સુધી | મઇદયારેમ ગાહામ્બારના પાંચ દહાડા(જે બધા દીવસો કીયાઓ કરવાનો હુકમ છે.* |
| ૨૩ મો દએ-દએ-પ-દીન | દએગાનનું પાંચમું જશન* |

* એ ખાસ જશનો છે.

| રોજ | જશન |
|---|---|
| **માહ્યા ૧૧ મો બેહમન** | |
| ૨ જો બેહમન | બેહમન અમશાસ્પંદનું જશન |
| **માહ્યા ૧૨ મો સ્પેન્દારમદ.** | |
| ૫ મો સ્પેન્દારમદ | સ્પેન્દારમદનું જશન* |
| ૨૫ મો અશીસ્વંઘ | *ફ્વરદેગાંન ઇજન જશન* (*ફ્વરદેગાંનનાં ૧૮ દીવસોમાંનો ૧ લો દીવસ) |
| ૨૯ મો મારેસ્પંદ | દી-બેહ-મીનો મારેસ્પંદનું જશન* |

* એ ખાસ જશન છે.

| રોજ | જશન |
| --- | --- |
| ૨૬ મા આસ્તાદથી ૩૦ મા અનેરાન સુધી. | *વરદેગાંનનાં 'પન્જ-ઇ-કેહ' યાને પેહલા પાંચ દીવસો. * |
| અહુનવદ ગાથાથી વહીશ્તોઇસ્ત ગાથા સુધી | *વરદેગાંનનાં 'પન્જ-ઇ-મેહ' યાને બીજા પાંચ મોટા દીવસો* |
| (વહીશ્તોઇસ્ત ગાથાનો દીવસ 'પતેતી' તરીકે ઓળખાય છે, કે જે દીવસ આખાં પસાર થયલાં વરસમાં અણજાણપણે થયલા ગુનાહોની તોજેશ કરવામાં પસાર કરવો જોઇએ.) | હમસ્પથમએદેમ ગાહામ્બારના પાંચ દહાડા (જે બધા એક સરખા અગત્યના છે.)* |

* એ ખાસ જશન છે.

| રોજ. | જશન |
| --- | --- |
| દર ચાર વરસે કબીસાના વરસમાં વહીશ્તોઇશ્ત ગાથા. પછી અસંલ ઉમેરવામાં આવતો દીવસ. | અવરદાદ-સાલ-ગાહનું જશન.* |

* એની ફુટનોટ માટે પછવાડેનાં પાનાં પર જુઓ.

* આવર દાદ-સાલ-ગાહનું જશન ખાસ-ઉલ-ખાસ જશન છે. એ જશન અસલી ઈરાની જરથોશ્તી ન્યાગાનોના વખતમાં દર ચાર વરસે ઘણીજ ચોકસાઇથી મોટા પાયા ઉપર પાળવામાં આવતું હતું. બારે બુરૂજો યાને રાશીઓમાં ખુરશેદની ચાલ જોતાં, દર વરસ ૩૬૫ા દહાડાનું ખરી રીતે ગણાય છે, યાને કે બારીકીથી બોલ્યે તો ૩૬૫ દહાડાની ઉપર ૫ કલાક, ૪૮ મીનીટ તથા ૪૯ સેકન્ડ મલીને એક આખું ખરૂં આફતાબી વરસ થાય છે. આવી રીતે દર વરસના લગભગ ા દહાડાની કસર દર ચાર વરસે એક આખો દીવસ વધારાનો બતાવે છે તે પુરી નાખવાને માટે આપણા ઇરાની જરથોશ્તી ન્યાગાનો કબીસો કરતા હતા, એટલે કે દર ચાર વરસે વહીસ્તોઇશ્ત ગાથા પછી એક વધારાનો દહાડો ઉમેરતા હતા, જેને " આવરદાદ-સાલગાહ " ને નામે ઓળખતા હતા, યાને એ દહાડો બહુ આનંદ અને ખુશાલીમાં મોટાં જશન સાથે પાળતા

હતા. આવરદાદ-સાલ-ગાહ એ શબ્દનો અર્થ વરસનો એક વધારાનો મુકરર કીધેલો ગાથા એમ થાય છે અને એ દીવસે ફરજ્યાત તરીકે વહીસ્તોઈશ્ત ગાથા પાછો ભણવાનો હુકમ છે. એ આવરદાદ-સાલ-ગાહનાં જશનની ક્નુમનમાં કોઇ ચોકસ ફરેસ્તાની આરાધના આવતી નથી, પણ વરસના તમામ ભાગોને યાદ કરવામાં આવ્યા છે, તે ઉપરથી પણ પુરવાર થાય છે કે એ દીવસ વધારાનો દર ચાર વરસે લેવાનો છે. વળી નોંધવા જોગ એ છે કે એ ક્નુમનમાં ગાથાઓને પણ યાદ કરવામાં આવ્યા છે, જે પુરવાર કરે છે કે ચાર વરસે જે વધારાનો ગાથા "આવર-દાદ-સાલગાહ ને નામે ઉમેરવાનો છે તેને માટે એ ક્નુમન ખાસ જોડવામાં આવેલી છે. તે ક્નુમન નીચે મુજબ મળે છે.

યથા અહૂ વઇર્યો (૭) અશેંમ્ વોહૂ (૩)

ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વાદએવો અહુર-ટકએષો (ગાહે ફ્લાન) ફ્રસસ્તયએચ. અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘઉહતો, અમેષનાંમ સ્પેન્તનાંમ, હુઉર્વતાતો રથ્વો, યાઇર્યાઓ હુષિતોઇશ, સરેદએઇબ્યો અષહે રતુબ્યો અઇર્યનાંમ્ચ અસ્ન્યનાંમ્ચ માહ્યનાંમ્ચ યાઇર્યનાંમ્ચ સરેદનાંમ્ચ, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુ-ક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઇત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઇત્યાઓ ગાથયાઓ સ્પેન્તા-મઇન્યેઉશ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઈશ્તોઇશ ગાથયાઓ, વાસ્પએષાંમ યજતનાંમ અષઓનાંમ મઇન્યવનાંમ ગએથ્યનાંમ, અષાઉનાંમ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ, પઓઇર્ય-ટકએષનાંમ ફ્રવષિ-

નાંમ્, નબાનજદિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્, ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. (જોતી ભણે) યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે (રાસપી ભણે) યથા અહૂ વઇર્યો યો જઑતા ફ્રા મે મ્રૂતે. (જોતી) અથા રતુશ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઑ મ્રઑતૂ.

(જોતી તથા રાસપી બન્ને ભણે) અહુરેંમ મજદાંમ રએવન્તૅમ ખરૅનંઘહ્વન્તૅમ યજમઇદે. અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુદાઑંઘહો યજમઇદે. હુર્વતાતૅમ અમૅરૅતાતૅમ સ્પૅન્તૅમ યજમઇદે. યાઇર્યામ હુષિતિમ યજમઇદે. સરૅદ અષવન અષહે રથ્વો યજમઇદે. અયર અષવન અષહે રથ્વો રતુક્રિતીશ યજમઇદે. અસ્નય અષવન અષહે રથ્વો રતુક્રિતીશ યજમઇદે. માહ્ય

અપવન અષહે રથ્વો રતુક્રિતીશ યજમઇદે. યાઇર્ય અષવન અષહે રથ્વો રતુક્રિતીશ યજમઇદે. સરેદ અશ્વન અષહે રથ્વો રતુક્રિતીશ યજમઇદે. ગાથાઓ રપૅન્તાઓ રતુ-ક્ષથ્રાઓ અષઑનીશ યજમઇદે, અહુનવઇતીમ્ ગાથાંમ અષઑનીમ્ અષહે રતૂમ યજમઇદે, ઉશ્તવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે, સ્પૅન્તા-મઇન્યુમ ગાથાંમ્ અષઑનીમ અષહે રતૂમ્ યજમઇદે, વૉહુ-ક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે, વહિશ્તો—ઇશ્તીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે. વીસ્પૅમ્ચ અષવનૅમ મઇન્યૂમ યજતૅમ યજમઇદે. વીસ્પૅમ્ચ અષવનૅમ ગએથીમ્ યજતૅમ્ યજમઇદે. અષાઉનાંમ્

**વંઘુહીશ સૂરાઓ સ્પેંન્તાઓ ફ્રવષયો યજમઇદે.**

**[ " યાઓ વીસાદ આવયન્તૂ ]**

**અષાઉનાંમ વંઘુહીશ સૂરાઓ સ્પેંન્તાઓ ફ્રવષયો યજમઇદે.**

દર ચાર વરષે વધારાનો દહાડો ઉમેરવાનો ચાલ આપણામાંથી નીકળી જવાનાં સબબે આવરદાદ-સાલ-ગાહનું જશન હાલમાં સ્પેન્દારમદ મહીનાનાં ખુરદાદ રોજે કરવામાં આવેછે, જે બરોબર નથી, કારણકે કોઇબી ખુરદાદની ક્ષ્નુમનમાં—ખોરદાદ સાલની ખાસ ક્ષ્નુમનમાં પણ—કેઠે બી વરસના ભાગો સાથે પાંચે ગાથાઓને યાદ કરવામાં આવ્યા નથી, કે જેમ ફકત આ સચવાયલી આવર-દાદ-સાલગાહની ક્ષ્નુમનમાં મળે છે. આ ચારં વરસે પડતા આવરદાદ-સાલ-ગાહના તેહેવારંને દર વરસે પડતા ફરવર-

દેગાંનના છેલ્લા દીવસ અમેરદાદસાલ સાથે ભેળી નાંખવો નહી.

વળી દર ચાર વરસે એક વધારાનો દીવસ કબીસા તરીકે ગણવાને બદલે, બાજી એક રીતી આપણી અસલી ઇરાની-જરથોસ્તી સલતનતમાં જાયજ હતી. દર ચાર વરસે એક દીવસની કસર લેતાં, ૧૨૦ વરસે એક આખા મહીનાની રાસ ઉતરે છે, તે મુજબ અસલમાં (intercalation) દર ચાર વરસે એક દહાડો નહીં ઉમેરતાં પાદશાહી કબીસો સામટો દર ૧૨૦) વરસે કરવામાં આવતો હતો, જે વખતે તે ૧૨૦માં વરસના છેલ્લા મહીના સ્પેન્દારમદને હમેશાં એ ગણત્રીમાં બે વખત ગણતા હતા, યાને આખો સ્પેન્દારમદ મહીનો પાછો વધારાનો અધીક માસ તરીકે પાદશાહના ખાસ ફરમાનથી બહુ ધામધુમથી તે વરસે આખા રાજમાં

પળાતો હતો, અને ખુશાલીનાં જશનોથી આખું ઈરાન હલમલી રહેતું હતું.

આ ૧૨૦ વરસના ઘણા લાંબા લાંબા અરસાએ એક મહીનાનો કબીસો કરવાનું કામ આપણી ઇરાની પાદશાહી દરમ્યાનજ બની શકે એવું હતું, કારણકે પાદશાહી વગર સાધારણ લોકોની જીંદગી કાંઇ એટલી લાંબી નથી હોતી કે ૧૨૦ વરસે નિયમીત રીતે કબીસો કરવાનું યાદ રહી શકે યા બની શકે. ત્યારે, અસલમાં તો ખરેખર હમેશાં દર ચાર વરસે એક દીવસ કરવાનો હોકમ છે, જે રીતીને આજની સાયન્સનો પુર ટેકો છે, કે જે મુજબ યુરોપ્યન તથા અમેરીકન પ્રજાઓ હાલમાં દર ચાર વરસે તા૦ ૨૯મી ફેબ્રુઆરીનો વધારાનો દીવસ ઉમેરી તે સાલને લીપ-ઇયર ગણે છે.

## સૃષ્ટી-રચનામાં કાર્ય કરી રહેલા સોળ કુદરતી આતશોનાં નામો.

| કુદરતી આતશનું નામ. | સૃષ્ટીના કયા વિભાગમાં કાર્ય કરે છે? |
|---|---|
| ૧ આદર શએદાંન | 'નીરૂ' શકતીની ઉપર |
| ૨ આશ્રો અહુરહે મજદાઓ પુથ્ર | નવમાં આસ્માન ઉપર |
| ૩ આદર બેરેજો-સવંઘહુ | આઠમાં આસ્માન ઉપર |
| ૪ આદર ખુરદાદ | (ક) સાતમાં આસ્માન ઉપર |

| કુદરતી આતશનું નામ | સૃષ્ટીના કયા વિભાગમાં કાર્ય કરે છે? |
|---|---|
| | તુરફા યાને ચહડયાતા મરતબામાં.<br>(ખ) બીજાં આસ્માન ઉપર તનઝ્ઝુલ યાને ઉતરતા મરતબામાં |
| ૫ આદર ક્રોબા | છઠ્ઠાં આસ્માન ઉપર (ખાલેસ) |
| ૬ આદર ગુશસ્પ | (ક) પાંચમાં આસ્માન ઉપર તુરફા યાને ચહડયાતા મરતબામાં.<br>(ખ) ત્રીજાં આસ્માન ઉપર તનઝ્ઝુલ યાને ઉતરતા મરતબામાં |

| કુદરતી આતશનું નામ | સૃષ્ટીના કયા વિભાગમાં કાર્ય કરે છે? |
|---|---|
| ૭ આદર બુરજીનમેહેર | (ક) ચોથાં આસ્માન ઉપર ત્રુરફા યાને ચહડયાતા મરતબામાં; (ખ) પહેલાં આસ્માન ઉપર તનજ્જુલ યાને ઉતરતા મરતબામાં. |
| ૮ આદર મીનો-કરકો | અરવાહી આલમની છેક શરૂઆતના મીસ્વાને-ગાતુએ અવ્વલના તબક્કા ઉપર તથા સુક્ષ્મ આતશી 'કુરરા' ઉપર. |
| ૯ આતર વાજીશ્ત | સુક્ષ્મ બાદી 'કુરરા' ઉપર. |

| કુદરતી આતશનું નામ | સૃષ્ટીના કયા વિભાગમાં કાર્ય કરે છે? |
| --- | --- |
| ૧૦ આતર ઉર્વાજીશ્ત | બાતેની તરીકે સુક્ષ્મ આબી 'કુરરા' ઉપર, તથા જાહેરી તરીકે વનસ્પતી વર્ગ તથા પાણીમાં. |
| ૧૧ આતર સ્પેનિશ્ત | બાતેની તરીકે સુક્ષ્મ ખાકી કુરરા ઉપર, અને જાહેરી તરીકે ખનીજ-વર્ગમાં. |
| ૧૨ આતર વૉહુ-ફ્રયાંન | 'નાતેક' યાને બોલતા આદમમાં તથા 'મુતલક' યાને વાચા વગ-રના હયવાન-વર્ગમાં. |

| કુદરતી આતશનુ નામ | સૃષ્ટીના કયા વિભાગમાં કાર્ય કરે છે? |
|---|---|
| ૧૩ આતર દારા | આદમજાતમાં આતશે વોહુ-ફ્રયાંનની જુફ્ત યાને જોડીદાર તરીકે ઉરવાનની વૃદ્ધિની નિશાની તરીકે વધતા ઓછા ખાલી નીકળતા આતશો. |
| ૧૪ આતર નૈરયોસંઘહ | |
| ૧૫ આદર ખોરેહ | |
| ૧૬ આદર ફ્રાહ | |

## આતશે—વરાહરાંન બનાવતી વખતે લેવામાં આવતા આતશોની ટીપ તથા તે આતશોને ઉપર જણાવેલા આતશો કુદરતી સાથનો સંબંધ.

જે પ્રમાણે આખી સૃષ્ટી-રચનાની અંદર પહેલો આતશ—આતશ શએદાંન—સલીમ અને બાકીના પંદર 'મઝદરીઆત' યાને તના-સુલી શાખાઓ છે, તેજ પ્રમાણે આ જીસ્માની આલમમાં આતશે-વરાહરાંન એટલે કે આતશ-બેહેરામનો ક્રીયાથી અહીં તખ્તનશીન કીધેલો બુલંદ આતશ પણ ઉપર જણાવેલા બીજાથી તે સોળમાં કુદરતી આતશો સાથે તનાસુલી સીલસીલો ધરાવનારા અહીંના આતશોના મર-તબા જે પંદર ધંધાદારીઓને લગતા જણાવેલા છે તે બધા અહીંના આતશોનો કુલ્યાતી આતશ છે. જે પંદર ધંધાદારાઓનો આતશ ચોકસ ક્રીયાથી આતશે-વરાહરાંન બનાવતી વખતે લેવામાં આવે છે તેનાં નામો નીચે આપવામાં આવ્યાં છે અને સાથે સાથે એ બધા અહીંના આતશો કયા કુદરતી આતશો સાથે તનાસુલી સીલસીલો ધરાવે છે તે પણ બતાવવામાં આવ્યું છે :—

| આતશે-વરાહરાંન બનાવવામાં લેવાતા આતશનું નામ | કયા કુદરતી આતશ સાથે તનાસુલી સીલસીલો રાખે છે? |
| --- | --- |
| ૧ મસાનનો યાતો નસાનો આતશ* (*જુઓ ૮૨૬ મે પાને ૧૫ માં આતશની ફુટનોટ) | ૧ આતશ બેરેઝી-સવંઘહ |
| ૨ રંગરીઝનો આતશ | ૨ આતશે ખુરદાદ (તુરફા) |
| ૩ હમામખાનાંનો આતશ | ૩ આતશે ઉરવાઝીશ્ત (ઝાડ-પાન, પાણી અને સુક્ષ્મ આબી કુરરાનો) |

| આતશે-વરાહરાંન બનાવવામાં લેવાતા આતશનું નામ. | કયા કુદરતી આતશ સાથે તનાસુલી સીલસીલો રાખે છે? |
|---|---|
| ૪ કુઝેગરનો યાને કુંભારનો આતશ | ૪ આતશે સ્પેનીશ્ત (સુક્ષ્મ ખાકનો) |
| ૫ ખેશ્તકાર યાને ઇંટ પકાવનારાનો આતશ | ૫ આતશે સ્પેનીશ્ત ( સ્થુળ ખાકનો ) |
| ૬ સંગારીઆ યાને કસારાનો તથા દુરવેશાનો આતશ | ૬ આતશે મીનો-કરકો |
| ૭ જરગર યાને સોનીનો તથા રસાણી યાને કીમ્યાગરનો આતશ | ૭ આતશે ખુરઝીન મેહેર (તુરફ્ષા) |

| આતશે-વરાહરાંન બનાવવામાં લેવાતા આતશનું નામ | કયા કુદરતી આતશ સાથે તનાસુલી સીલસીલો રાખે છે? |
|---|---|
| ૮ તંકસાળ (Mint) નો આતશ | ૮ આદર ખુરજીન મેહેર (તનજ્જુલ) |
| ૯ અહુન-ગર યાને લુહારનો આતશ | ૯ આદર ખુરદાદ (તનજ્જુલ) |
| ૧૦ હથ્યાર બનાવનારની ભઠ્ઠીનો આતશ | ૧૦ આદર ગુશસ્પ (તનજ્જુલ) |
| ૧૧ તન્દુર યાને ભઠીઆરાનો આતશ | ૧૧ આતરે બાદ યાને વાઝીસ્ત |
| ૧૨ કલાલ ખાનાંનો યાને બુત ખાનાંનો આતશ | ૧૨ આદર ગુશસ્પ (તુરફા) |

| આતશે-વરાહ્રાંન બનાવવામાં લેવાતા આતશનું નામ. | કયા કુદરતી આતશ સાથે તનાસુલી સીલસીલો રાખે છે? |
| --- | --- |
| ૧૩ પાદશાહ, સરદારો, લશ્કર અને વટેમાર્ગુનાં આતશ | ૧૩ આદર ખુરદાદ (તનજ્ઝુલ) (એને આતરે-આદર કહે છે) |
| ૧૪ ગાહ-બર યાને ગોવાળ્યાનો આતશ | ૧૪ આદર ખુરઝીન મેહેર (તનજ્ઝુલ) |
| ૧૫ એમાં ત્રણ વીભાગો છે :— | |

| | |
|---|---|
| **૧૫ માં આતશના ત્રણ વીભાગો.** | |
| (૧) દસ્તુરો, આથ્રવનો તથા માજદયસ્નાનો (જરથોશ્તી વાસ્ત્રીયોશો એટલે ખેડુતો સુદ્ધાં) નાં ઘરનો આતશ. | આદર ફ્રોબા (ખાલેસ) |
| (૨) છીનાબ અને કુંથા નામના બે ખાસ ઉરવરો યાને ઝાડોનાં લાકડાં સાથે ઘસવાથી ઉત્પન્ન થતો આતશ. બનતાં સુધી બેઉ ઝાડો મળે તો સારૂં, પણ બન્ને નહી મળે તો એક ઝાડનું લેવું | આદર બુરજીન મેહેર (તુરફા) |

| ૧૫ માં આતશનાં ત્રણ વીભાગો. | |
|---|---|
| (૩) ખુદ આકાશમાંથી વીજળીને ચોક્સ ક્રીયાથી અને ફશુસો-માંથ્રથી ખેંચીને લીધેલો આતશ* (આતશે વાઝીશ્તની મારેફતથી આતશે મીનો—કરકોની હકીકત મેળવાયલો આતશ.) | આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર. |

* એને માટે ફુટનોટ પછવાડેનાં પાનાં ઉપર શરૂ થાય છે.

૯૨૬ આતશે–વરાહરાંનમાં લેવાતા આતશોનું નામ.

* આ પંદરમાં આતશના ત્રીજા વીભાગનો આતશ કોઇ સ્ત્રાશા-વરૈજ સાહેબ પોતાની અશોઇથી ખાસ ક્રીયાની મારફતે વીજળી ઉતારી લાવીને આતશ બરપા કરે, તોજ તે વખતે નં. ૧ લાં માં જણાવેલો મસાનનાં મુડદાંનો અને તેમી બ્રાહમનના જુવાન છોકરાનો આતશ લેવો. આવી રીતે આતશ લેવાયો હોય તે આતશે વરાહરાંનમાં નવ કટકાની માચી ચહડાવવાનો હુકમ છે, કે જે મુજબ હાલમાં ફકત ઉદવાડાના આતશબેહેરામ ઈરાનશાહમાં હમેશાં નવ કટકાની માચી આપણે ચહડાવ્યે છીએ. પણ જો આવી રીતે આતશ ઉતારવાને બદલે કુદરતી વીજળીથી પોતાની મેળે જંગલમાં પડતો આતશ લાવવામાં આવે, તો તે વખતે ઉપર પ્રમાણે મસાણનો આતશ નહીં લેવાય પણ જે આતશ ઉપર નસો પકાવેલો હોય તેનો આતશ ફકત લેવાનો હોકમ છે, અને આ કુદરતી પડતી વીજળીના આતશ સાથના આતશબેહેરામમાં ફકત સાત કટકાનીજ માચી ચહડાવવાનો હોકમ છે.

કે જે મુજબ હાલમાં ઉદવાડા સીવાય હીંદુસ્તાનનાં આતશબેહેરામોમાં ફક્ત સાત કટકાની માચી આપણે ચહડાવ્યે છીએ.

આ કુદરતની પોતીકી મેળે પડતી વીજળી કેમ ઉત્પન્ન થાય છે તે ઇલ્મે ક્ષ્નુમ ઘણી સરસ સાયન્ટીફીક રીતે સમજાવે છે. અણદીઠ અરવાહી આલમ જે ચાર સુક્ષ્મ અનાસરી કુરરાઓ યાને વિભાગોની બનેલી છે જે આતશી, બાદી, આબી અને ખાકી તરીકે ઓળખાય છે— તે કુરરાઓની વચગાળેના તબક્કાઓ transition stagesi 'જમરીર'.ને નામે ઓળખાય છે. આ 'જમરીર'મ ફ્રીકશન યાને ઘસારો થતાં વીજળી Lightning ઉત્પન્ન થાયુ છે, જેનાં પડવાથી જંગલમાં ઝાડપાન સળગી ઉઠે છે, તે વીજળીનો આતશ કહેવાય છે. આ 'જમરીરે અસફલ' તરીકે ઓળખાય છે, કારણકે 'અસફલ' એટલે હલકો યાને સ્થુળ અનાસરી કુરરામાંથી થઇને એ આતશ આવે છે

વળી કુદરતને અચુક કાયદે રાત ને દહાડો એક પળ બી ચોભ્યા વગર જે ગીરદ અહીંથી ઉપર જાય છે ( Evaporate ) તે ગીરદને ઉપલી વીજળી સમેત કરે છે, અને જો તે ગીરદ બરોબર કમાલ્યાત તોરપર ( યાને, પુરેપુરા બાહારમાં) સમેત થાય છે તો તે "ખરતા તારા" Meteors બને છે, જે જ્યારે અહીં પડે છે ત્યારે તેનો આતશ પણ ઝાડપાનને સળગાવી મુકે છે. તેટલા માટે, એ આતશ પણ કુદરતી પડતી વીજળીનો આતશ ગણાય છે.

અહીં નોંધવું ઠીક થઇ પડશે કે આજની સાયન્સ 'ખરતા તારા'નું ઉસુલ ( origin ) સમજાવી શકતી નથી, અને જે આઠમાં આસમાન ઉપર સેતારાઓ છે તેને આ દુન્યાની અનાસરી ગીરદથી બનતા "ખરતા તારાઓ" સાથે સાયન્ટીસ્ટો ભેળી નાંખે છે, કે જે ખરા સેતારાઓ ( stars ) ના બંધારણમાં નુર સીવાય અનાસરનું એક રજકણ બી આવતું નથી. હવેજ, આપણે સમજી

શકયે છીએ કે 'ખરતા તારાઓ'માંથી મટી, પત્થર, ધાતુ કાંચ મળી આવે છે, તેનું કારણ પણ ખરતા તારાઓનું અનાસરી બંધારણ હોવાને લીધે છે, અને આવી રીતે કહેવાતા 'ખરતા તારા'ને ખરા સેતારાઓ સાથે કશું લાગતું વળગતું નથી.

વળી, બાજે વખત પથરા કે રેતીનો વરસાદ વરસવાની વાતો આપણે સાંભળ્યે છીએ, તે પણ અહીંથી ઉપર પળેપળ ખેંચાતી ગીરદથીજ બને છે, જે ગીરદ હવાની વીજળીથી બરોબર નહીં સમેતાવાનાં સબબે આખા 'ખરતા તારા'માં નહી ફેરવાતા પથ્થર કે રેતી-કાંકરાના વરસાદ રૂપે અહીં પાછી આવે છે.

વખશુરે વખ્શુરાંન રમ્જ-ગો
અશો। સ્પીતમાન જરાતોશ્ત
સાહેબના વડવાઓનાં
નામો :
("સ્પીતામ" કુન્યત સુધી.)

૧. જરાતોશ્ત
૨. પોઉરૂશસ્પ
૩. પીતરસ્પ
૪. ઉર્વદસ્પ
૫. હુચિદસ્પ
૬. ચિક્નોશ
૭. પીતરસ્પ
૮. હુરદરસ્ના

૯. હુરદાર

૧૦. સ્પીતામ.

આવી રીતે સ્પીતામની કુન્યત યાને બુલંદ ખાનદાન–ઓલાદથી નવમી પેહેડીએ વખ્શુરે–વખ્શુરાંન સાહેબ ઉતરી આવેલા હતા, તેથી એવણુને "સ્પીતમાન જરાતોસ્ત સાહેબ" કરીને ઓળખવામાં આવે છે.

એ 'કુનીયત' ના કાયદો અસલમાં શું હતો તે આપણે જોઇએ.

દરેક કુટુંબ અસલ પોતાની ખાસ કુનીયતથી ઓળખાતું હતું; યાને કે તે કુટુંબનાં વડાઓ યા ન્યાગાંનો.તરીકત પ્રંમાણે જે કારદાની કરી કુદરતમાં વૃધ્ધિ કરતાં હતાં તે કારદાનીની યાદગારીનું જે મુનફેલ (યાને એલકાબ) મશહુર થતું હતું, તે 'શોહરત' (યાને કીર્તી) ને કુનીયત કરીને કહેતા હતા. દાખલા તરીકે આપણા પેગામ્બર

સાહેબ અશો જરથોસ્તના ન્યાગાનોના વડાની કુનીયત "સ્પીતમ" કરીને હતી, કે જેથી આજ તુલીક જરથોસ્ત સાહેબને તેવણુની કુનીયતને લીધે **જરથોશ્ત સ્પીતમાન** તરીકે ઓળખ્યે છીએ. હવે "**સ્પીતમ**" નો અસલ અર્થ "અહુર-મજદના કાયદા જે અશોઇ તથા રાસ્તીથી રાકે રોશન છે તેનાથી દુન્યાંને આબાદ કરનાર" એમ થાય છે. એજ પ્રમાણે, અનેક વૃદ્ધિની કારદા-નીમાં જે જે લોકો શોહરતથી મશહુર થયાં હોય તે શોહરત તે કુટુંબમાં કુનીયત તરીકે વાપરવાનો આપણાંમાં અસલ કાયદો હતો, પણ હાલમાં એ કુનીયતનો કાયદો નીકળી ગયલો હોવાથી, ઓરત-ને સોશ (યાને ગાહે ભણાવવા) ની ક્રીયામા ફરજ આપવાનો ચાલ તેમજ ફરમાયરને તરીકે ઓરતનું નામ દરેક ક્રીયામાં દેવાનો ચાલ નીકળી ગયો હોય એમ ઇલ્મ્યતથી આપણે કહી શકયે છીએ, કારણકે જો કુનીયત હોય તો, દશ્તાનવાળી હાલતમાં જ્યારે કોઇ ફરજ લેનારી ઓરત આવે

ત્યારે તે ઓરતનું નામ તેટલો વખત નહીંજ દેવાય એવો કાયદો હોવાને લીધે તે મરનારની ફુનીયત ફરમાયશ્ને તરીકે બહુ કામ લાગતી હતી. હાલમાં ખાનદાની ફુનીયતના કાયદાની ગેરહાજરીમાં, ઓરતને મરનારની ફરજ નહીં આપવાનો જે રવૈયો પડયો છે, તે એક લેખે વાજબી લેખી શકાય. છતાં જો હાલમાં પણ દસ્તાનની હાલતથી સદંતર ફારેગ થયલી વૃધ્ધ ઉમરની ઓરત (ગુજરનારની પાછળ જો કોઇ તેનો અતલગનો મરદ ફરજ લેનાર નહીં હોય તે વખતે) એવી ફરજ ગે તથા વૃદ્ધ ઓરતનું નામ ફરમાયશ્નેમાં દેવાય તો તે. અસલ કાયદાનુસારજ કહેવાય.



અવસ્તા મોંહુડેથી અથવા ચોપડી-
માંથી વાંચીને ભણતાં નહી આ-
વડતા હોય તો તે વખતે જુદી
જુદી સંખ્યામાં પઢવા ફરમા-
વેલા યથા અહૂમનો કોઠો.

( ફારસી રેવાયતો મુજબ.)

| | યથા | અહૂમ |
|---|---|---|
| ખુરશેદ ન્યાયશ માટે | ૧૦૩ | |
| મેહેર ન્યાયશ માટે | ૬૫ | |
| માહાબોખ્તાર ન્યાયશ માટે | ૬૫ | |
| આવ ન્યાયશ માટે | ૬૫ | |

અવંરતા નહીં પઢનારા માટે યથા અષેમ ૯૩૫

| | યથા | અષૅમ |
|---|---|---|
| આતશ ન્યાયશ માટે. | ૬૫ | |
| પાંચે ગેહમાંની દરેક ગેહ માટે | ૬૫ | |
| પતેત પશેમાની માટે | ૧૨૧ | ૧૨ |
| અહુરમજદ. યસ્ત માટે | ૧૦૩ | ૧૨ |
| અર્દીબેહેસ્ત યસ્ત માટે | ૬૫ | |
| સરોશ' યસ્ત હાદોખ્ત માટે | ૭૫ | |
| સરોશ યસ્ત વડી માટે | ૧૦૩ | |
| આફ્રીન્ગાંન માટે | ૧૨૧ | ૧૨ |

અસલ જ્યારે આપણી માજદયસ્ની જરથોસ્તી દએન પુર અરપંદીમાં (Zenith) હતી, તે વખતે દરેક જણુ મરદ કે ઓરત ફરજીઆતી પણુ રાજીખુશીથી અવસ્તા મોંહડે કરતાં હતાં. પણુ પાછળથી જેમ કુદરતને કાયદે જમાનો ચાલતો આવ્યો, તેમ દએનમાં 'તનજ્જુલ' (યાને ઉતરતાપણું યાને પડતી) થતી આવી, જેનાં પરીણામે અવસ્તા માંથ્ર મોંહડે કરવાનો રીવાજ અને ફરજ્યાત તુટતો ગયો.

આવો મામલો જોઇને, જેઓ અવસ્તા નહીં પઢતાં આવડતું હોય તેઓને માટે પાછળથી આપણાં દીનનાં દસ્તુરોએ ઉપર જણાવેલી મુકરર કીધેલી સંખ્યામાં "**યથા,**" "**અષેમ**" ભણુવાનુ ફરમાન દાખલ કર્યું છે. આ "**યથા**" "**અષેમ**" ની **સંખ્યા** દરેક ભણુતરને લગતી અરપંદી ઉપરથી મુકરર કીધેલી હોવી જોઇએ, એમ અનુમાન ઉપરથી લાગે છે.

# યઝદ-સદ-ઓ-યક દસમ્
# ૧૦૧ નામો.

(એરવદ ફીરોજ શાપુરજી મસાનીવાળી "પાજંદ -આફરીન-બા-માએની" માંથી ઉતારો કીધો છે.)

યજશ્નેની ક્રીયામાં "વરસ" નામના પવિત્ર વરસ્યાના બાલ સાથની "હસ્ત" યાને આંઠ ધાતુની વીંટીથી પાણીની કુંડીમાં ચાલુ છગુઅત કરતી વખતે જે તે પાક સાહેબના ૧૦૧ સેફાતી નામો બાજમાં યાદ કરવામાં આવે છે, તે નીચે મુજબ છે:

| | |
|---|---|
| ૧ ઈજદ[1] | ૧. "યજ" યાને એક તાન થવા લાયક; સેતાયશ કરવા લાયક |
| ૨ હરૂવેસ્પ-તવાંન[2] | ૨. સર્વ-શકિતમાન |

૧ જુઓ યજશ્ને, હા ૧૬; ૧ "મજીસ્તેમ "યજતેમ."

જારઓ ગાથા હા ૫૧; ૧૭ "ક્ષયાંસ"

| | |
|---|---|
| ૩. હુર્વેસ્પ્-આગાહ ‡ | ૩. સર્વ-જ્ઞાની |
| ૪. હુર્વેસ્પ્-ખુદા | ૪. સર્વનો સાહેબ |
| ૫. અબ્દહ | ૫. શરૂઆત વગરનો |
| ૬. અબી-અંજામ | ૬. છેડા વગરનો |
| ૭. બુને-સ્તીહ | ૭. સૃષ્ટિ રચનાનું મુળ |
| ૮. ફ્રાખ્તન્-તેહ | ૮. બધાંનો બહોળો છેડો |
| ૯. જમગ | ૯. બુજોર્ગ કારણ |
| ૧૦. પરૂજતરહ | ૧૦. વધારે બુલંદ |
| ૧૧. તુમ્-અફીક્ | ૧૧. ખાલેસમાં ખાલેસ |

‡ જુઓ વંદીદાદ ૧૯; ૨૦ "વીસ્પે—વીદ્વાઓ."

ગાથા હા ૪૫; ૩ "વીદ્વાઓ."

હા ૪૬; ૧૯ "વએદિશ્તો"

| | |
|---|---|
| ૧૨. અબરૂવંદ | ૧૨ દરેકથી અલગ |
| ૧૩. પરૂવંદા | ૧૩ બધાં સાથે સંબંધ |
| ૧૪. અન્-અઇયા-ફ્રૂહ | ૧૪ કોઇથી પામી શકાય નહી |
| ૧૫. હુમ્-અઇયા-ફ્રૂહ | ૧૫ બધાંને પામી જનાર |
| ૧૬. આદરો | ૧૬ સીધામાં સીધો; રાસ્તમાં રાસ્ત |
| ૧૭ ગીરા | ૧૭ બધાંને પકડી રાખનાર |
| ૧૮. અ-ચેમ | ૧૮. સબબ વગરનો |
| ૧૯. ચમના | ૧૯. સબબોનો સબબ |
| ૨૦. સફ્રના[1] | ૨૦. વૃદ્ધિ કરનાર |
| ૨૧. અફ્રજા | ૨૧. જીઆદતી કરનાર |

---

૧ જુઓ હોરમજદ યશ્ત ફ. ૮ "દસેમો યત આહ્મ રૂપાનો."

| | |
|---|---|
| ૨૨. નાશા | ૨૨ બધાંને સરખી રીતે પહોંચનારો |
| ૨૩. પરૂવરા[1] | ૨૩ પોષણ કરનાર |
| ૨૪. ઇયાનહ્ | ૨૪ જેહાંનનો પાસ્બાન |
| ૨૫. આઇન્-આ-એનહ્ | ૨૫ તરેહ તરહનો નહી |
| ૨૬ અન્-અઇ-નહ્ | ૨૬ આકાર વગરનો |
| ૨૭. ખ્રાશીદ્-તુમ[2] | ૨૭ હદમાં હદ |
| ૨૮. મીનો-તુમ[3] | ૨૮ સૌથી અણદીઠ |
| ૨૯. વાસ્ના | ૨૯. સર્વ-વ્યાપક |

૧ જુઓ હોરમજદ યશ્ત ફ.૧૩ "ફ્રાત નાંમ અહ્મિ
૨ જુઓ યજશ્ને હા ૧; ફ. ૧ 'ખ્રઓજ્દિ-શ્તહેચ."
૩ જુઓ હોરમજદ યશ્ત ફ. ૧૨ "મઇન્યુશ્ચ અહ્મિ સ્પેન્તોતેમો."

| | |
|---|---|
| ૩૦. હરૂવસ્તુમ[1] | ૩૦ તમામમાં તમામ |
| ૩૧. હુ-સેપાંસ | ૩૧. શુકરાના કરવા લાયક |
| ૩૨. હરૂ-હમીદ | ૩૨ તમામ ભલો ખવાસ |
| ૩૩. હરૂ--નેક-ફરેહ[2] | ૩૩ તમામ ભલું મુબારક નૂર |
| ૩૪. એશ-તરના[3] | ૩૪ દુઃખ દફે કરનાર |
| ૩૫. તરોનીશ | ૩૫ ગાલેબ |
| ૩૬. અન્-અઓ-શક્. | ૩૬ અમર્ગ |
| ૩૭. ફરસક્ | ૩૭ મુરાદ પાર પાડ-નાર |

૧ જુઓ હોરમજદ યશ્ત ફ. ૭ "પુખ્દ **વીસ્પ હોહુ મજદ-દાત અષચિથ્ર.**"

૨ જુઓ હોરમજદ યશ્ત ફ. ૧૪ "**વીસ્પ ખાથ્ર નાંમ અહ્મિ.**"

૩ જુઓ હોરમજદ યશ્ત ફ. ૧૪. "**ત્બએષો તઉર્વાઓ નાંમ અહ્મિ.**"

| | |
|---|---|
| ૩૮. પજોઉદહઉદ | ૩૮ નેક ખસલત પેદા કરનાર |
| ૩૯ ખ્વાફ્રૂ[1] | ૩૯ ઇન્સાફથી મહેરબાન |
| ૪૦. અફ્રૂપશીઆએઆ | ૪૦. મહેરબાન બખશનાર |
| ૪૧. અબ્અરજા | ૪૧. ઘણોજ લાવી આપનાર |
| ૪૨. અ-સતોઉ | ૪૨. આજેજ નહી થાય તેવા |
| ૪૩. રખોઉ | ૪૩. સ્વતંત્ર; બેપરવાહ |
| ૪૪. વરૂન | ૪૪. ખરાબીથી બચાવનાર |
| ૪૫. અ-ફરેફ્રઉ[2] | ૪૫. નહી-ડગનાર |

૧ જુઓ ગાથા હા ૪૮; ૫ "હવાપાઓ."

૨ જુઓ હોરમજદ યશ્ત ફ.૧૪ 'અદવિશ નાંમ અહિ"

| | |
|---|---|
| ૪૬. બે-ફ્રેફ્રઙ્[૧] | ૪૬ નહી-ઠગાનાર |
| ૪૭. અ-દુઇ | ૪૭ બેપણા વગરનો |
| ૪૮. કાંમે-રદ[૨] | ૪૮ મુરાદનો સાહેબ |
| ૪૯. ફરમાન્-કાંમ્ | ૪૯ મુરાદજ તેનો હોકમ |
| ૫૦ આએખ્ તન્ | ૫૦ વગર શરીકનો |
| ૫૧. અ-ફ્રેમોશં[૩] | ૫૧ નહી-ભુલી જનાર |
| ૫૨. હમારના[૪] | ૫૨ હેસાબ—શુમાર કરનાર |

૧ જુઓ હોરમજદ યશ્ત "વીદવિશ નાંમ અહ્મિ.'

૨ જુઓ હોરમજદ યશ્ત ક. ૧૩ "દસે-ક્ષથ્રો નાંમ અહ્મિ."

૩ જુઓ ગાથા હા ૨૯; ૪ "મઝ્દાઓ સખારે મઈરિશ્તો."

જુઓ હોરમજદ યશ્ત ક. ૮ "ક્ષ્ત્રશ-દસ હાત-મરેનિશ." તથા ગાથા હા ૩૨; ૬ "હાતા-મરાને."

| | |
|---|---|
| ૫૩. સનાએઆ[1] | ૫૩ પીછાણને લાયક; પીછાણ કરનાર |
| ૫૪. અ-તર્શ્ | ૫૪ વગર-બીકનો |
| ૫૫. અ-બીશ[2] | ૫૫ દુઃખ યાને આ-જાર વગરનો |
| ૫૬. અફ્રાજદુમ્ | ૫૬ ઘણોજ બુલંદ |
| ૫૭. હુમ-ચુન્[3] | ૫૭ હમેશ એકજ સરખો |
| ૫૮ મીનો-સ્તીહ્-ગર[4] | ૫૮ અણદીઠ રીતે સૃષ્ટિ પેદા કરનાર |

૧ જુઓ હોરમજદ યશ્ત, ફ. ૧૩ "જ્નાત નાંમ અહિ."

૨ જુઓ ફરવરદીન યશ્ત, ફ. ૩૪ "અતિબ શ્તાઓ તથા ગાથા ૨૯; ૩ "અ-દ્વએષો." રામ યશ્ત ફ. ૪૭ "તબએષો-તરો."

૩ જુઓ ગાથા હા ૩૧; ૭ નુરેમચિત અહુરા હામો

૪. જુઓ વીસ્પરદ ૨; ૪ "મઇન્યવાઓ સ્તોઇશ્રાં અહુમ્ચ રતુમ્ચ."

| | |
|---|---|
| ૫૯. અ-મીનો-ગરૂ | ૫૯ ઘણોજ મીનોઈ પેદા કરનાર |
| ૬૦. મીનો-નહુબ્‌ | ૬૦ મીનોઇમાં છુપાયલો |
| ૬૧. આદરૂ-બાદ્‌-ગરૂ | ૬૧ આતશનો 'બાદ' યાને હવા કરના |
| ૬૨. આદરૂ--નમ્‌ ગરૂ | ૬૨ આતશનો "આબ" યાને પાણી કરનાર |
| ૬૩ બાદ્‌-આદરૂ-ગરૂ | ૬૩ "બાદ" યાને હવાનો આતશ કરનાર |
| ૬૪. બાદ્‌-નમ્‌-ગરૂ | ૬૪ "બાદ" યાને હવાનો "આબ" કરનાર |
| ૬૫. બાદ્‌-ગેલ્‌-ગરૂ | ૬૫ "બાદ' યાને હવાની ખાક કરનાર |
| ૬૬. બાદ્‌-ગેરંદ્‌-તુમં | ૬૬ "બાદ" યાને હવાની ગીરદ કરનાર |

| | |
|---|---|
| ૬૭. આદર્-કીબ-શીત્-તુમ | ૬૭ આતશનો જવા-હીર કરનાર |
| ૬૮. બાદ્-ગર્-જાએ | ૬૮ દરેક ગમ 'બાઃ" કરનાર |
| ૬૯. આબ-તુમ | ૬૯ સૌથી ઘણા પા-ણીનેપેદા કરનાર |
| ૭૦. ગેલ્-આદર્-ગર્ | ૭૦ ખાકનો આતશ કરનાર |
| ૭૧. ગેલ્-વાદ્-ગર્ | ૭૧ ખાકનો "બાદ" કરનાર |
| ૭૨ ગેલ્-નમ-ગર્ | ૭૨ ખાકનો "આબ" કરનાર |
| ૭૩ ગર્-ગર્ | ૭૩ કારીગરનો કારીગર |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૪. ગરૂ-ઓ-ગરૂ | ૭૪ | * | * | * |
| ૭૫. ગરૂ-આ-ગરૂ | ૭૫ | * | * | * |
| ૭૬. ગરૂ-આ-ગરૂ -ગરૂ | ૭૬ | * | * | * |
| ૭૭. અ-ગરૂ-આ -ગરૂ | ૭૭ | * | * | * |
| ૭૮. અ-ગરૂ-આ -ગરૂ-ગરૂ | ૭૮ | * | * | *. |

*** આ શબ્દોનો અર્થ ભાષા-શાસ્ત્રને આધારે સંતોષકારક રીતે સમજ પડતો નથી, તેથી એ શબ્દોના અર્થ હ્યાં આપવામાં આવ્યા નથી. "ગર" શબ્દ એ નાંમોમાં જે જુદી જુદી રીતે એકથી વધુ વાર આવેછે તે ઉપરથી "કારીગરી" યા "પેદા કરવાની શકિત" ને લગતાજ એ ઇસ્મો હોવા જોઈએ. બીજી કેતાબોમાં આ પ્રમાણે અર્થો મળે છે:

૭૪. મુરાદ બખશનાર
૭૫. ઇન્સાનનો પેદા કરનાર
૭૬. તમામ પેદાંયશ પેદા કરનાર
૭૭. ચારે અનાસરોને પેદા કરનાર
૭૮. સેતારાઓના અરકાનનો પેદા કરનાર

| | |
|---|---|
| ૭૯. અ-ગુમાંન્[1] | ૭૯. બેશક |
| ૮૦. અ-જમાન્ | ૮૦. જમાના વગરનો |
| ૮૧. અ-ખુઆંન્[2] | ૮૧. ઉંઘ વગરનો |
| ૮૨. આમશાત | ૮૨. હુશીઆર |
| ૮૩. ફ્શુતના[3] | ૮૩. હમેશાં પાસ્બાન વૃદ્ધિ કરનાર |
| ૮૪. પદ્દમાની | ૮૪. “પદમાન” યાને મીજાન રાખનાર |
| ૮૫. ફીરોજગરૂ | ૮૫. ફતેહમંદ |
| ૮૬. ખુદાવંદ | ૮૬ સૃષ્ટિનો સાહેબ માલેક |

૧ જુઓ ગાથા ૩૬; ૨ “ અદ્બાઓ.”

૨ જુઓ વંદીદાદ ૧૯; ૨૦ “ અખફ્નો અહિ અબધ્રૂહો તૂમ્ યો અહુરો મજદાઓ.”

૩ જુઓ હોરમજદ યશ્ત ફ. ૧૩ “ફ્ષુમાઓ નાંમ અહ્મિ.”

| | |
|---|---|
| ૮૭. અહુર્-મજદ્[1] | ૮૭ મહાજ્ઞાની સાહેબ |
| ૮૮. અબરીન્-કોહુન-તવાન્ | ૮૮ પેદાયશોની અસલ્યાત જાળવવાની શક્તમાં સૌથી આલા દરજ્જાનો |
| ૮૯. અબરીન્-નો-તવાંન્ | ૮૯ પેદાયશોને નવી બનાવવાની શક્તિમાં સૌથી આલા દરજ્જાનો |
| ૯૦ વસ્પાંન્ | ૯૦ તમામ પેદાયશને પહોંચી વળનાર |
| ૯૧ વસ્પાર્ | ૯૧ તમામ લાવી આપનાર અને પહોંચાડનાર |
| ૯૨ ખાધર્[2] | ૯૨ મહેરબાન |

૧ જુઓ હોરમજ્દ યશ્ત ફ. ૧ "પેરેસત જરથુશ્ત્રો અહુરેમ મજદાંમ્, અહુરમજ્દ."

૨ જુઓ ક્વરદીનં યશ્તં ફ. ૩૨ "ખાપરાઓ."

| | |
|---|---|
| ૯૩ અહુ[1] | ૯૩ હસ્તીનો સાહેબ |
| ૯૪ અવખશીદાર[2] | ૯૪ માફી બખ્શનાર |
| ૯૫ દાદાર[3] | ૯૫ ઇન્સાફી પેદા કરનાર |
| ૯૬ રયોમંદ[4] | ૯૬ "રએ" યાને ઝળકાટથી ભરપુર |
| ૯૭ ખોરેહોમંદ[5] | ૯૭ "ખોરેહ" યાને પ્રકાશથી ભરપુર |

---

૧ જુઓ વીસ્પરદ ૨; ૭ "હવો જી અસ્તિ અહુમ્ચ રતુમ્ચ યો અહુરો મઝ્દાઓ."

૨ જુઓ ગાથા ૩૧; ૧૦ "બક્ષૂતા."

૩ જુઓ હોરમજ્દ યશ્ત ફ. ૧. "દાતરે ગએથનાંમ અસ્તવઇતિનામ."

૪ જુઓ હોરમજ્દ યશ્ત ફ. ૨૨ "રએવન્તેમ."

૫ જુઓ હોરમજ્દ યશ્ત ફ. ૨૨. "ખરેનંઘુઉ-હન્તેમ."

| | |
|---|---|
| ૯૮ દાવરૂ | ૯૮ રાસ્ત ઇન્સાફ આપનાર |
| ૯૯ ફેરૂ ફૈગરૂ | ૯૯ સવાબનો સાહેબ |
| ૧૦૦ બોખ્તારૂ[1] | ૧૦૦ "નાજી" યાને વૃદ્ધિને લગતો છુટકારો કરનાર |
| ૧૦૧ ફ્રશા-ગરૂ[2] | ૧૦૧ "ફ્રષોગર્દ" યાને ઉરવનની વૃદ્ધિથી તરોતાજગી લાવનાર |

૧ જુઓ રામ. યશ્‌ત ફ. ૪૭ "બુખ્તિશ નાંમ અહિ."

તથા વીસ્પરદ ૭; ૩ "તન્વો·બઑખ્તારેમ."

૨ જુઓ બેહેરામ યશ્‌ત ફ. ૨૮ "ફ્રષોકરેમ"

# અનુક્રમણીકા સાથની ફરહંગ.

**નોંધ:** જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ એક સાયન્સ મીસાલ છે, જેમાં તેના પોતીકા ખાસ લોગતો (Technical terms) આવવા જોઇએ.

હવે, જે ખાસ શબ્દો યા લોગતો આ કેતાબમાં જગેજગ વાપરવામાં આવ્યા છે તેનો અર્થ બનતાં સુધી એકવાર ઓછામાં ઓછો તેની લાયક જગ્યાએ આપવામાં આવ્યો છે. પણ કેતાબમાં દરેક વખતે એકના એક લોગતનો અર્થ આપવામાં આવે તો તે કંટાળા ભરેલું થવા ઉપરાંત આ કેતાબનું કદ અસાધારણ રીતે વધારી મુકે અને તેનાં પ્રમાણમાં વધુ કીમત રાખવી પડે. તેટલા માટે, આ કેતાબને છેડે બધા ખાસ લોગતો અને મુશ્કેલ શબ્દોનો સંગ્રહ કરી **ફરહંગ** રૂપે યાને ડીક્ષનરી એટલે શબ્દ-કોશ રૂપે ગુજરાતી બારાખડીના સીલસીલામાં ગોઠ-

વીને અત્રે આપવામાં આવ્યો છે. વળી, આ **ફરહંગને** વધુ ઉપયોગી બનાવવા માટે, તેની અંદર દરેક શબ્દ આ કેતાબનાં ક્યાં પાનાંમાં ઓછાંમાં ઓછો એક વાર આવ્યો છે તે પાનું તે શબ્દની સામે બતાવવામાં આવ્યું છે, જેથી તે પાનાંમાં તે શબ્દ કેવી રીતે વપરાયો છે તે શોધી કાઢવાનું બની શકે. એટલા માટેજ, આ ફરહંગને **"અનુક્રમણીકા સાથની ફરહંગ"** એવે નામે ઓળખવામાં આવી છે.

એક્કી વખતે ઉંડા અભ્યાસીઓ તથા સાધારણ વાંચનારાઓને આ **"અનુક્રમણીકા સાથની ફરહંગ"** કીમતી થઇ પડે, એવી મતલબથી તેમાં શબ્દો ચુંટી કાઢી સમાવેશ કરવામાં આવ્યો છે, કારણકે જે શબ્દો અવસ્તા-પહેલવી-પાજંદ ફારસીના અભ્યાસીને તદન સેહેલ લાગે તેજ શબ્દો સાધારણ વાંચનારને બહુ મુશ્કેલ માલુમ પડે એ દેખઇતું છે.

વળી આ **"અનુક્રમણીકા સાથની ફરહંગ"** ખાસ લોગતોના અર્થ આપવા ઉપરાંત,

એકજ બાબદ જુદાં જુદાં પાનાંઓમાં વેરવીખેર થઇને પડેલી હોય તેને સામટી વાંચી તેનો સામટો ખ્યાલ લેવા માટે બહુ ઉપયોગી થઇ પડશે. જેઓ આ કેતાબ વાંચવાનું શરૂ કરે તેઓ જો આ "**ફરહંગ**" પહેલાં વાંચી, તેમાંના શબ્દો ગોખવાની કોશેશ કરશે, તો આ કેતાબમાંની બાબદો સમજવામાં ઘણી સવળતા થશે.

છેલ્લે, આ ફરહંગ આ **ખોરદેહ અવસ્તાની** કેતાબ વાંચવામાં મદદગાર થવા ઉપરાંત જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમને લગતી બીજી કેતાબોમાં આવતા એવાજ ખાસ લોગતીક શબ્દોને ઝડપથી ઉકેલાવી સમજવા માટે એક અળગ સ્વતંત્ર "**ક્ષ્નૂમ-ફરહંગ**" (Khshnoom Vocabulary) તરીકે બહુ ઉપયોગી સાધન થઇ પડશે, અને ભવીષ્યમાં એક અખંડ "**ક્ષ્નૂમ-ફરહંગ**" પ્રગટ કરાવવામાં આવી કોશેશ દોરવશે.

**હેઠળ શબ્દો સામે જે જે પાનાં બતાવવામાં આવ્યાં છે તે આ ખોરદેહ અવસ્તાનાં**

**પાનાં સમજવાં.** જ્યાં પાનાં વચ્ચે આવી રીતનો કાપો હોય (૫૫૫–૬૦) તો તેનો મીનીંગ એમ થાય છે કે ૫૫૫ **થી** ૫૬૦ પાનાં સુધીમાં તે બોલ યા બાબદ સમજાવેલાં છે.

કેતાબની શરૂઆતમાં નજર–નામેહ તથા એબ્તેદા યાને દીબાચાનાં પાનાંને ખાસ કેતાબનાં પાનાંથી અળગ નંબર આપેલાં હોવાથી, **ફરહંગ**માં નજર–નામેહ તથા એબ્તેદાનાં પાનાં દેખાડવા માટે તેની આગમચ **આવી ચોગરી** × મુકવામાં આવી છે, તે નોંધવું.

# અ:

પાનું.

**આતશએહેરામ માટે કુદરતી વીજળીનો આતશ** કેમ અસલ ઉતારતા હતા અને હાલમાં કેમ લેવાય છે? ... ... ... ... ...૯૨૫-૨૭

**આતશે-આદરાંન**=દરેમેહેર યાને અગ્યારીને લગતો પરઠાયલો આતશ ... ... ... ... ૧૭૩

**આતશે-દાદગાહ**=ઘેરનો કુટુંબી જાળવેલો આતશ... ૧૭૩; ૭૦૩; ૭૯૩

**આતશે-વરાહરાંન**=આતશએહેરામ માટે ખરો અસલ શુદ્ધ શબ્દ ... ... ... ... ... ૧૭૩

**આતશોનાં** નામ, તથા કાર્ય, કુદરતમાં પડેલા સોળ. ૬૬૪-૬૫; ૯૧૪-૯૨૦

પાનું.

**ઉરવીસ-ગાહ**=પાવમેહેલ કે જયાં દજશ્ને વંદીદાદ વીગેરે ક્રીયાઓ થાય છે તે જગ્યા ... ... ૫૯૩

**ઉરૂ**=ઉરવાનની શકતીઓનું ખીલવું તે... ... ... ૪૯૬

**ઉલ-ઝુજુબ**=કુદરતનો અચુક કાયદો ... ... ... ૫૧૬;
૭૦૮

**ઉસુલ્યાતી સરશોક**=ખરો અંદરખાનેનો અસલ ગુણ. × ૬
... ૭૦;૭૬

**ઉસુલ**=મુળ... ... ... ... ... ... ...૫૯૩-૯૪

**ઉસુલ ઉસુલ તરફ ખેંચાવાનો કાયદો** ... ... ૫૫૨;

**ઉશતાન**=આતેની સજીવન-શકિત ... ... ... ૫૫૫

**ઉશાહીન ગેહમાં** કયે વખતે આમ-લોકોથી બંદગી મુદલ નહીં થાય? ... ... ... ...૮૫૦-૫૧

પાનું.

## એ:

**એકતાન થવું**=યજ થવું (En Rapport) ... ૫૯૮

**એજાજત**=પરવાનગી ... ... ... ... ... ×૭

**એજાબ**=ઉરવાનની ઉપર પડતો અંધકારનો પડદો, જેને લીધે ઉરવાન પોતાનું અસલ ભાન ખોહી દેછે ... ... ... ... ... ૬૧૬

**એબ્તેદા**=શરૂઆત; દીબાચો ... ... ... ...×૯; ૮૧૪

## ઓ:

**ઓહાન**=માતાનાં ગર્ભસ્થાનમાં રહેતો બચ્ચાંને પોષણ આપતો રસ ... ... ... ... ... ૫૯૫

પાનું.

## ક:

| | પાનું. |
|---|---|
| **કારદાની**=જીંદગીમાં વીચાર–વાચા–કર્મથી ઉભું થયલું ચરીત્ર ... ... ... ... ... ... | ૩૭૬ |
| | ૭૩૧ |
| **કાર–રવાઇ**=કારોબાર ... ... ... ... ... | |
| **કારે–ખેરદ**="બહમન સાની" નામની કુદરતી શક્તી કે જે અરવાહી તથા જીસ્માની આલમોનાં કુદરતી કારોબાર માટે 'મીસ્વાને–ગાતુએ–અવ્વલ' ઉપર મવક્કલ થયલી છે ... ... | ૭૩૧ |
| | ૯૨૧ |
| **કુઝેગર**=કુંભાર ... ... ... ... ... ... | |
| **કુન્યત**=તરીકત પ્રમાણે ચાલી ઉરવાનો કુદરતમાં જે ખાસ, કારદાની નોંધાવી જાય અને કુદરતમાં વૃદ્ધી કરી જાય તેવી કારદાનીની યાદગારીમાં | ૯૩૧– |
| કુંદુંબી ઉતરી આવેલો મુનફેલ યાને ઉંચ એલકાબ. | ૯૩૨ |

પાનું.

(૫) કુવતે-હીસ્સેએ-મુત્તશારરેક્ષ=ખુદ-બ-ખુદ રોંશન થવાની શકતી... ... ... ૫૬૪; ૭૧૮થી ૭૨૩

કુશાદે=પ્રગટ (એનાથી ઉલટો શબ્દ 'બીસ્તા' છે). × ૯; ૨૨-૨૩; ૧૩૩

કુવતોનો અનુક્રમ, જમીનની અંદર રહેલાં ચાર:

(૧) કુવતે-ગાજ્યા=ઉગવાની શકતી ... ... ૫૫૦
(૨) કુવતે-નામ્યા=વધવાની શકતી ... ... ૫૫૦
(૩) કુવતે-મુસવ્વરયા=આકાર પકડવાની શકતી ... ... ... ... ... ... ૫૫૦

પાનું.

## ખ:



૨

| | પાનું. |
|---|---|
| **ખાસ્તર**=વીજળીક શકતી, જે દશ્મે ક્નુમ પ્રમાણે બધી મળીને ૮૧ જાતની છે (Electricity & magnetism) ... ... ... ... | ૭૦; ૬૬૦; ૬૬૩ |
| **ખાસ વર્ગ**=તરીકતો પાળનારા આએદો તથા ક્રીયા-કામ કરનારાઓ. (એનાથી ઉલટો શબ્દ "આમ-વર્ગ" એટલે "સાધારણ લોકો" છે.) | ૭૫ |
| **ખીશ્કારી**=કુદરતે નેમી આપેલું કાર્ય (Function). | ૪૮૧ |
| **ખુઆન**=સ્ટેન્ડ (Stand) ... ... ... ... | ૫૩૨ |
| **ખુઆબ-બાઝી**=ઇત્તેલાંમ; ઉંઘમાં ગોસલ થવું તે; શયતાન-બાઝી ... ... ... ... ... | ૧૧૯ |
| **ખુન**=લોહી ... ... ... ... ... ... ... | ૬૯૯ |

| | પાનું. |
|---|---|
| **'ગઓ' ને લગતો ખોરાક**=પોતે હૈયાત રહી બીજાંને પોષણ કરે તેવું ખાણું જેમાં 'ગાઉશ-હુદાઓ' યાને દુધ-ઘી તથા વનસ્પતી વીગેરે આવી જાય છે ... ... ... ... ... ... | ૫૯૯ |
| **ગઓ-મએજ**=ગાયનો તરો; આબે-ઝર ... ... | ૬૯ |
| **ગંજીશી**=મરણ પછી અણદીઠ આલમમાં જાદુગરો, ખુનીઓ તેમજ આપઘાત કરનારાંઓને માટે થોભવાનું મુકામ, જે સૌથી ભયંકર ગણાય છે. | ૭૩૦ |
| **ગર્મ-ઓ-તર**=ખરી ગરમી સાથે તરાવટ આપે તેવો ખોરાક યા ચીજ ... ... ... ... | ૫૬૭ની સામે |

| | પાનું. |
|---|---|
| **ગાલેબ-મગલુબનો કાયદો**=Victor-victim; Law of the survival of the fittest; કોઇબી જોરાવર ચીજ નબળા ચીજપર ફાવવાનો કાયદો ... ... ... | ૮૩૭ |
| **ગાશક કાપવાની શકતી** કેઈ કેઈ પેદાયશોમાં છે? | ૭૦૩; ૭૩૨ |
| **ગાશકની સમજણ** ... ... ... ... ... | ૬૮૭ થી ૭૦૮ |
| **ગાશકી હરીરી**=કુદરતી ગાશકથી ઉત્પન્ન થતાં સુક્ષ્મ જંતુઓ ... ... ... ... ... ... | ૭૦૧ |
| **ગાસાનીક વર્ગનાં નસ્કો** ... ... ... ... | ૮૬૨; ૮૬૩ |

પાનું.

## જ:

**જઓતા**=યોજદાથ્રેગરના આઠ મરતબામાંનો એક ... ૩૬૮

**જજા**=એક ઉરવાનને પોતાની આખી જીંદગી દરમ્યાન જોઇતી તરીકત પાળવાની અંદર ચોકસ અસ્પંદી સુધીની કસર રહી ગયલી હોય તો મરણ પછી અરવાહી આલમમાં વરજમી તઅક્કા ઉપર થોભી તે કસર માટેનો જે સખતી સાથનો બદલો ભોગવી ઉરવાન દાદારે ગેહાનમાં દાખલ થાય છે તે બદલો 'જજા' કહેવાય છે. (એનાથી ઉલટો શબ્દ 'સજા' છે; જુઓ "સ")... ... ૫૯૯

પાનું.

**જન્દેહ-રૂહાંનો**=જીવતાંઓના હયાત ઉરવાનો (એનાથી ઉલટો શબ્દ ' અનુશેહ-રૂહાંનો ' એટલે ગુજરેલાંના ઉરવાનો છે.) ... ... ૪૮૩

**જબ્બર-બ્યાનત**નો કાયદો ... ... ... ... ૧૩૪

**જબુન**=ખરાબ રીતે જોશદાર; નુકસાનકારક ... ૫૬૫; ૬૯૮

**જબુન-કેશાશ**=બુરી કરણીથી ઉભો થયલો કેશાશ (એનાથી ઉલટો શબ્દ ' શાદ કેશાશ ' છે.) ... ૭૦૬

**જબુન માંથ તથા મીથ**=કુદરતથી ઉલટા કોઈબી પેદાયશના નરસ શબ્દો તથા વીચારો, જે માનવીના બાબમાં ' અધ-માંથ ' અને ' અકો-મનો ' તરીકે ઓળખાય છે ... ૭૦૨

| | પાનું. |
|---|---|
| **જશનો, ખાસ** ... ... ... ... ... ... | ૮૯૪ |
| **જાય-નશીનો**=પછવાડે આવનારા જગ્યા લેનારા સાહેબો ... ... ... ... ... ... | ×૪ |
| **જીરમાની યા નુરાની આલમ** ... ... ... | ૭૨૬ |
| **જીરમો સાથે ધર્મોનો સંબંધ** ... ... ... | ૩૬૯; ૫૧૩–૧૪; ૬૬૮–૬૯ |
| **જીસ્માની આલમ**=ખનીરથબામી; આ દુન્યા ... | ૭૨૬; ૭૩૦ |
| **જીુઝનો કાયદો**=બે યા એથી વધુ ચીજ એકમેકની સામે કાર્ય કરીને પરીણામ લાવવાનો | ૪૯૫; |
| કુદરતી કાયદો ... ... ... ... ... | ૬૦૫ |

| | પાનું. |
|---|---|
| **તસલીસ**=ત્રીકોણાકાર ... ... ... ... ... | ૮૧૦ |
| **તારદી**=તારદ યાને બુધનું લગતી ... ... ... | ૫૧૪ |
| **તાવીલ**=ઉંડાણ સાયન્ટીફીક ફીલસુફીથી ભરપુર, શરેહ સાથની સમજણ ... ... ... | ૪૧૧ |
| **તીર યજદ** ક્યારે કહેવાય ને **તીશતરે તીર** ક્યારે કહેવાય ... ... ... ... ... ... | ૮૮૦ |
| **તુફેલ**=એ શબ્દ કોઈબી ઉંચ શકિતની પનાહ–પોશી ને | ૩૭૬; |
| સુરબીગીરી માટે વપરાય છે ... ... | ૪૮૩ |
| **તુર બરાતુર ઉપર જરથોશ્તે ફેંકેલી તસ્બીહમાં રમ્જ** ... ... ... ... ... ... | ૭૫૨ |
| **તુરફા**=ચહડયાતા (એથી ઉલટો શબ્દ 'તનજ્જુલ' છે) | ૫૮૧ |

| | પાનુ. |
|---|---|
| **તેવીષી**=વાસ્ના શકતી, જેમાંથી તમામ ખાહેશો ઉત્પન્ન થાય છે... ... ... ... ... | ૫૫૫ |
| **તેહ કરતાં**=કદમ-બ-કદમ પસાર થઇને વૃદ્ધી કરતાં; | ૩૩૯; |
| આગલ વધતાં ... ... ... ... ... | ૩૬૯ |
| **તેહસીન**=વખાણ ... ... ... ... ... ... | × ૧૨ |
| **તેહસીલ્લાત પામ્યો છું**=હાંસેલ કરવા પામ્યો છું. | ×૬ |
| **તેહેદરપે-તેહેદરપે**=ધીમે ધીમે; પગથ્યે પગથ્યે ... | ×૯; ૫૮૫ |
| **તાખંમ**=આપનું બુન ... ... ... ... ... | ૫૯૫ |

## દ:

| | |
|---|---|
| **દઐ**=ચંદ્રમા ... ... ... ... ... ... | ૬૯૫; ૭૦૪ |

પાનું.

**દુઝખ**=તનાસખ યાને ફરી ફરીને જન્મ પામવાની હાલત ... ... ... ... ... ... ૩૭૬

**દુધાન્ન-ફળ-શાકની ખુબી** ... ... ... ... ૮૦૯

**દુયમ**=બીજો ... ... ... ... ... ... ૬૭૨

**દુરવંદ**=અશોઇથી દુર રહેનાર ગુનેહગાર ... ... ૭૬

**દુરવેશ**=એક ખરો આગલ વધેલો આબેદ, જે દુન્યાંને નુકસાન કરવાથી તદન દુર રહે છે. ઇલ્મે ક્ષ્નૂમ મુજબ એનો ધાતુ અવસ્તા છે: દુર=દુર; અળગ+વેશ=અવસ્તા "ત્બએષ" યાને નુકસાન; આજાર (એટલે "આજાર દેવાથી દુર") ... ... ... ... ... ૯૨૧

**ધ:**



**ન:**

પાનું.

## પઃ

| | પાનું. |
|---|---|
| **પંજ-ઇ-કેહુ**=ફ્રવરદેગાંનના પહેલા પાંચ નાના દીવસો, જે સ્પેનદારમદ મહિનાના આસ્તાદથી અનેરાન રોજ સુધીના છે... ... ... ... | ૯૦૪ |
| **પંજ-ઇ-મેહુ**=ફ્રવરદેગાંનના બીજા પાંચ મોટા દીવસો, જે પાંચ ગાથાઓ કહેવાય છે ... ... | ૯૦૪ |
| **પન્જે-જરવીકશે-જાહેરી**=પાંચ જાહેરી ઇંદ્રીઓ (જુઓ "**કુવત**") ... ... ... ... | ૬૬૧ |
| **પન્જે-જરવીકશે-બાતેની**=ભેજામાં રહેલી પાંચ બાતેની શકતીઓ (જુઓ "**કુવત**") ... | ૫૬૩; ૭૧૪ થી ૭૨૩ |
| **પતમાન**=(Central balancing point); કોઇબી ચીજનું સમતોલ જાલવનારૂં મધ્ય બીંદુ ... | ૩૭૬; ૬૭૭ |

| | પાનું. |
|---|---|
| **મગનાટીસ કરીને**=આકર્ષણુ શકિતથી ખેંચીને ... | ૬૬૦ |
| **મગલુબ-બીત-તબે**=કુદરતમાં મળી જનારી; આ-બાદી ભરેલી રોશની જાતે આવનારીનો કુદરતનો એક કાયદો ... ... ... ... | ૬૮૦ |
| (એનાથી સામેનો કાયદો "મેહેરૂબ-બીત-તબે" છે. જુઓ પાનું ૧૦૩૫) ... ... ... | ૪૮૧ |
| **મર્જ થઇ જવું**=આમેજ થવું... ... ... ... | ૬૭૦ |
| **મજ્દરયાત**=તનાસુલી શાખાઓનું નીકળવું તે ... | ×૯ |
| **મર્જબાન સાહેબ સ્રોષા-વરેજ**=હાલના સાહેબ-દેલાન ટોળાના સૌથી વડા પારબાન મગવ ×૬; ×૭; સાહેબ... ... ... ... ... ... | ×૮; ×૧૧; |

પાનું.

**મુનફેલ**=ઉતરતા દરજ્જાના એલકાબ માટે વપરાતો શબ્દ (ચઢતા દરજ્જાના એલકાબ માટે 'મફુલ' શબ્દ વપરાય છે.)... ... ... ૯૩૧

**મુરક્કબ્યાત**=એકથી વધુ ચીજોનું મીશ્રણ (compound). ૬૮૧

**મુનતઈ કીવી**=જે સરશોકથી જે નુકતો પેદા થયો હોય તે નુકતો કુદરતનાં તેનાં સરશોક પ્રમાણે અચુક કાયદે તેની નીર્માણ થયલી જગ્યાએ ફરી ત્યાંથી પોતાની ખીશ્કારીની શરૂઆત કરે છે તેવી રીતે ફરવાની ક્રીયાને "મુનતઈ" શબ્દ લાગુ પડે છે ... ... ... ... ×૯

| | પાનું. |
|---|---|
| **મેહેર, અઇવીસ્રુથ્રેમની**=સુર્ય અસ્ત પામ્યા પછીની પહેલી ૩૬ મીનીટ ગયા પછીની બીજી ૩૬ મીનીટનો વખત ... ... ... ... | ૩૬; ૮૫૦ |
| **મેહેર, ઉઝીરનની**=સુર્ય અસ્ત પામ્યા પછીની તુરતની પહેલી ૩૬ મીનીટ ... ... ... ... | ૭૭; ૪૧૬; ૪૮૦ |
| **મેહેર, હાવનની**=હાવનની હોશબામ જે ખુરશેદ ઉગવાની તુરત આગમચની ૩૬ મીનીટનો વખત છે ... ... ... ... ... ... | ૫૪ |

પાનું.

રતુ-ક્રીતી=વખતસરની બર-વખતની બંદગીને લગતા કાયદાઓ... ... ... ... ... ... × ૬૮

રથવીશકર=યોજદાથ્રેગરના મરતબામાંનો એક મરતબો. ૩૬૮

રદ, દીનના=દીનના રહેબરં સાહેબો ... ... ... × ૨૧

રપીથવન ઇજવામો ખરો દહાડો=ફ્રવરદીન મહીનો ને હોરમઝદ રોજ ... ... ... ૫૭; ૮૯૬

રમ્જ=ભેદ ... ... ... ... ... ... ... ૫૪૪ ૬૦૮

રમ્જ-ગો=રમ્જ યાને ભેદમાં બોલનાર આપણા પેગામ્બર સાહેબને એ એલકાબ લાગુ પાડવામાં આવે છે ... ... ... ... ... ...×૩; ૯૪

પાનું.

## લ:



## વ:

## શ:

| | પાનું. |
|---|---|
| **શયતાન-બાઝી**=ઉંઘમાં ગોસલ થવું તે; ઇતેલાંમ; ખુઆબ બાઝી ... ... ... ... ... | ૧૦૬ |
| **શાયસ્ત-લા-શાયસ્તનો** માર્ગ-ન છુટકે લીધેલો વચલો તોડ ... ... ... ... ... | ૭૬ / ૫૩૧ |
| **શીર**=દુધ ... ... ... ... ... ... ... | ૫૯૫ |
| **શેકમ**=હોજરી ... ... ... ... ... ... | ૫૫૪ |
| **શએદાન-શએદ**=નુર-ઉલ-અનવાર ... ... ...×૯ | ૬૦૫ |
| **શાહે-અમ્બીઆ**=પેગામ્બરોના શાહ; આપણા પાક જાદ પેગામ્બર સાહેબને આપવામાં આવેલો એલકાબ ... ... ... ... ... ... × | ૧૧ |

પાનું.

* સીના-દર-સીના=Heart to heart; ખરો દાસ્યંત એક છાતીથી બીજી છાતીમાં ગુપ્ત રાખી ફેલાવવાની અસલી રૂઢી ... ... ... ×૪

સૈયારાઓ=જોતીષમાં જણાવેલા ગ્રહો, જે નીચે મુજબ સાત છે : ૧૦૬; ૬૨૬

(૧) દએ=ચંદ્રમા Moon
(૨) તારદ=બુધ Mercury
(૩) નાહીદ=શુક્ર Venus
(૪) ખુર=રવી Sun
(૫) હાસમ=મંગલ Mars
(૬) બરજીસ=ગુરૂ Jupiter
(૭) કયવાન=શની Saturn

પાનું.

પાનું.

**હાલ જમાને-હાસમ**=હાલના મંગળનાં જમાનમાં. ... × ૫

**હાવનાન**=યોજેદાથ્રેગરના આઠ મરતબામાંનો એક મરતબો. આથ્રવનના એ આઠ મરતબાનાં નામ ઉઝીરન ગેહમાં નીચે મુજબ મલે છે; ફ્રએરેતર, આએરેતર, આસ્નાતર, રથ્વીશ્કર, હાવનાન, આતરવક્ષ, જઓતા, તથા સ્રાષા-વરેજ ... ... ... ... ... ... ૩૬૮

**હુશ્મોરદ્દી**=સાધારણ પ્રકારની ... ... ... ... પ૯૨; ૬૫૪

**હુશ્મોરદ્દી ક્રીયાઓ**=અદપીની ક્રીયાઓ, જેમાં આફ્રીન-ગાંન, બાજ, ફરોખ્શી, ફ્રવરદેગાંન, રોજગાંન, માહીગાંન, સાલીગાંન જેવી ક્રીયાઓ આવી જાય છે ... ... ... પ૯૨-પ૯૩

પાનું.

**હીલાંમ**=ચહડતા મરતબાની અસારત, જે બે પ્રકારની છે: ૫૦૯
સેજદાંએ-નીસ્રુ અને સેજદાએ-આસ્રુ

**હેવાનાત**=જાનવર વર્ગ (આદમજાત સુદ્ધાં) ... ૬૮૮

**હેવાનાતે-મુતલક**=વાંચા વગરના જાનવરો ... ... ૭૦૩

**હેવાનાતે-નાતેકા**=બોલતી આદમ જાત ... ... ૭૦૩

**હોવીયત**=નીસ્તી થતી વખતે ઉરવાનને લાગુ પડતો
તનજજુલ (યાને ઉતરતા પ્રકારનો) હોશ... ૮૭૫

**હોશેબામ**=સૃષ્ટી-રચનાની શરૂઆત વખતે પહેલવહેલો
મહાન હોશ બરપા થવાની હાલત, કે જ્યાં
**અહુનવરનો નાદ** પહેલવહેલો શરૂ થઈ
તેમાંથી આખી સૃષ્ટી-રચનાનું મંડાણ થાય છે. ×, ૯

પાનું.

# ક્ષ:

**ક્ષથ્ર-વઇર્ય**=ઇચ્છાવાજોગ સત્તા.... ... ... ... ૫૭૩

**ક્ષનુમન**=કોઇબી યઝદ અમશાસ્પંદનાં નામ સાથનું ખુશ્નુદીનું ભણતર. ક્ષનુમન દરેક ન્યાયશ યશ્ત તથા બીજાં ભણતરમાં આવે છે અને તે બે પ્રકારની રહે છે: (૧) નાની ક્ષનુમન "યસ્નાઇચ વહમાઇચ" વાળાં પદની અગાઉ તેમજ "યસ્નેમ્ચ વહમેમ્ચ" વાળાં ફકરામાં આવે છે: (૨) મોટી ક્ષનુમન દરેક ફૂરેસ્તાની "વિદવારો ક્રઑાતુ" શબ્દો પછી તુરત આવે છે અને "દાદારે ગેહાન" વાળા ફકરામાં ત્રીજું પદ જે "યજમઇદે" સાથે આવે છે તે... ૨૭

# જરથોશ્તી ધર્મની ઉંડાણ ફીલસુફી તથા ક્રીયાકામોની બારીક સમજણ આપનારૂં

# જરથોશ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુત.



(સ્થપાઇ તેશ્તર તીર માહ સને ૧૨૮૦ યજદેજરદી. ડીસેમ્બર ૧૯૧૦ ઇસવી.)



## તેની મૂળ નેમો અને કાયદા કાનુનો.

૧. **નામ**—આ ઇન્સ્તીત્યુતને જરથોશ્તી "ઈલ્મે ક્ષ્નૂમ" ઈન્સ્તીત્યુતનાં નામથી ઓળખવામાં આવશે.

૨. **મૂળ નેમો**—આ જરથોશ્તી "ઈલ્મે ક્ષ્નૂમ" ઈન્સ્તીત્યુતની મૂળ નેમો આ પ્રમાણે રહેશે:—

(૧) ગાથાના ૪૮ માંહ્યામાં જણાવેલું **"ક્ષ્નૂમ"** યાને અહુરમજદને પીછાણવાની ખુશાલી આપનારૂં

જ્ઞાન જેમાં "**તરીકત, મારેફત, હકીકત, વહેદાન્યત**" આ ચાર વિભાગો સંપુર્ણ રીતે સમાઇ જાય છે, તે ખાલેસ અસલ જરથોસ્તી ધર્મનું જ્ઞાન પારસી જરથોસ્તી કોમમાં ફેલાવી, કોમને કુદરતના અશોઇના કાયદા પ્રમાણે દર-રોજની જીંદગી ગુજારવા માટે શિક્ષણ અને જ્ઞાનની મદદથી માર્ગ-મોકળો કરી આપવો.

(૨) જરથોસ્તી ધર્મની ખાલેસ ઉંડાણ ફીલ-સુફી તથા ક્રીયાકામોની બારીક સમજણ આપી, જરથોશ્તી ધર્મ જે તમામ કુદરતના મહાન કાય-દાઓ વિષેનુંજ શિક્ષણ છે તે ધર્મનું રહસ્ય સમજાવી, જરથોશ્તીઓની પોતાના ધર્મ તરફની જાનફેશાની સદા મુસ્તકીમ રીતે વધતી રહે, તથા તેઓ પોતાથી બનતી કોશેશો કરી અશોઇની તરીકતો પાળીને કુદરતી કાયદાનુસાર જીંદગી ગુજારવામાં આગળ વધે એવી વળણ આપવી.

(૩) જરથોશ્તી ધર્મક્રીયાઓથી થતી અસરો તથા તેના ભેદોની સમજણ આપી, જરથોસ્તી ધર્મક્રીયાઓ જે બધી—બરેશ્નુમ, નીરંગદીન.

હુમાયસ્ત, વંદીદાદ, ઈજશ્ને, પારતા, બાજ, આફ્રીનગાન, વગેરે વગેરે—કુદરતના અચુક ગુહ્ય કાયદાઓ ઉપરજ રચાયલી છે, તથા જરથોસ્તી ધર્મના ખાસ ઇન્સ્તીત્યુશન જે બધાં—અવસ્તામાંજ બંદગી, આતશબેહરામો, દરેમેહરો, દોખમાઓ, સગડીઓ વગેરે વગેરે–કુદરતના બારીક સાયન્તીફીક કાયદાઓ ઉપરજ રચાયલાં છે, તે બધાને લગતા વાજબી ભેદો તથા ક્રીયાકામોની તરતીબને લગતી અસલ તરીકતો સમજાવી, આપણા યઓજદાથ્રેગરો ક્રીયાઓની ઉંડી મતલબ સમજીને, પોતાથી બનતી અશોઈ પાળીને ક્રીયાકામોથી થતી અસરો બતાવી શકે એવી દીશાએ માર્ગ મોકલો કરી આપવો.

(૪) અઠવાડયે યા પખવાડયે શનીવાર રવીવારે મેમ્બરો માટે કલાસ ચલાવવા.

(૫) ક્રીયાકામો કરવાને લગતી બાબદ વિષેની બારીક સમજણ આપવા માટે યઓજદાથ્રેગરોને વાસ્તે જુદા કલાસો ચલાવવા.

(૬) વરસમાં ત્રણ ચાર શુક્રગુજારીના જશનો—**ખાસ કરીને** "જમશેદી નવરોઝ", "મહેરંગાન" અને "ફ્રવરદેગાન"ના જશનો કરવાં.

(૭) જરથોશ્તી "ઇલ્મે ક્નૂમ"નું જ્ઞાન બહોળી રીતે ફેલાવવા માટે સર અવસરે મુંબઇમાં તેમજ પારસી જરથોશ્તીઓના વસવાટવાળા બહારગામોમાં જાહેર ભાષણો આપવાં.

(૮) જરથોશ્તી "ઈલ્મે ક્નૂમ" નું જ્ઞાન "જરથોસ્તી ઇલ્મે ક્નૂમ સીરીઝ" રૂપે ચાલુ ચોપડીઓમાં છપાવવું, અને અમુક બાબદોનું જ્ઞાન ચોપાન્યાં તથા લીફલેતો મારફતે ફેલાવવું.

(૯) જરથોશ્તી "ઇલ્મે ક્નૂમ" નું જ્ઞાન લઇને અનેક બાબદોથી વાકેફ થયેલા **જરથોશ્તી ઓલમાઓને**—"તાલેબે ઇલ્મ" યાને "જરથોશ્તી ઇલ્મે ક્નૂમની તલબ કરનારાઓને"—જરથોશ્તી ધર્મની મોતેબરી સમજાવવા માટે જરથોશ્તી કુટુંબોમાં મોકલવા.

૩. **ઉસ્તાદ સાહેબ**—આ જરથોશ્તી "ઇલ્મે ક્નૂમ" ઇન્સ્તીત્યુતના કલાસોનું શિક્ષણ

જરથોસ્તી સાહેબ દીલાંન ટોળા તરફથી "ક્ષ્નૂમ" સંપાદન કરી આવેલા ઉસ્તાદ સાહેબ મી૦ બેહરામશાહ નવરોજી શરાફ તરફથી આપવામાં આવશે.

૪. **કલાસોનું ધોરણ**—આ જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતના કલાસોનું ધોરણ ફકત મોંઢેથી દરેક બાબદો વિષેનું શિક્ષણ આપવાનુંજ રહેશે, અને ઉસ્તાદ સાહેબ મી૦ બેહરામશાહની પરવાનગી વગર શિક્ષણની બાબદની નોંધ કોઇબી મેમ્બરથી કરી શકાશે નહી.

૫. **સવાલો અને લીફલેટો**—આ ઇન્સ્ટીત્યુતના કલાસોમાં ચાલેલી બાબદો નહી સમજ પડવે મેમ્બરો તે બાબે સવાલો પુછી શકશે, અને કલાસોમાં ચાલેલી અમુક બાબદો અવારનવાર ઘટતે પ્રસંગે લીફલેટ રૂપે ખાનગી વપરાસ માટે છપાવી મેમ્બરોને આપવામાં આવશે.

**૬. મેમ્બરશીપ અને રાજીનામું—**

(૧) આ ઇન્સ્તીત્યુતના કલાસમાં ૧૮ અને વધુ ઉમરના દરેક પારસી જરથોસ્તી ગૃહસ્થ મેમ્બર થઇ શકશે. આવી રીતે મેમ્બર થવા માટે "અરજીનો ફોર્મ" ભરી આપવો પડશે તથા દાખલ થવાની ફી રૂા. ૧ આપવી પડશે.

(૨) આ ઇન્સ્તીત્યુતના ખરચ તથા નીભાવ માટે દરેક મેમ્બર દીઠ દર મહીને રૂા. ૧ ની ફી લેવામાં આવશે, અને દરેક મહીનાની ફી તે મહીનાના પેહલાં અઠવાડયાંમાં આપવી પડશે.

(૩) આ ઇન્સ્તીત્યુતના કલાસમાંથી કોઇબી મેમ્બર પોતાનું રાજીનામું આપી શકશે. આવી રીતે રાજીનામું આપવા માટે બરોબર એક મહીનો આગમજ "રાજીનામું આપવા માટેની અરજીનો ફોર્મ" ભરી આપવો પડશે અને જે મહીનામાં આ ફોર્મ ભરી મોકલ્યો હોય તે મહીના સુધાંની સઘળી ફી વસુલ થયલી હોવી જોઇશે, અને તોજ તે રાજીનામું આ ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓ લેખીત રીતે સ્વીકારશે.

૭. **નાણાં વગેરેની ભેટો**—આ જરથોસ્તી "ઇલ્મે ક્ષ્નૂમ" ઇન્સ્તીત્યુતને નાણાં વગેરેની જે કંઇ સંગીન મદદ કરવામાં આવશે તે ભેટની પહોંચનો લેખીત સ્વીકાર આ ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓ તરફથી કરવામાં આવશે. સર અશ્વસરે આ નાદર ઇન્સ્તીત્યુતને મદદ કરવા માટે જરથોસ્તી બાનુઓ તથા ગૃહસ્થોને માનપુર્વક અરજ કરવામાં આવે છે.

૮. આ ઇન્સ્તીત્યુતને લગતો પત્રવહેવાર તથા વધુ વીગતો માટે જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુતનો વહીવટ કરનારાઓને સરનામે લખવું.

૯. ઉપલી નેમો તથા કાયદા કાનુનો ઉસ્તાદ સાહેબ મી૰ બેહેરામશાહ નવરોજી શરાફની પસંદગીથી રચવામાં આવ્યા છે, અને ભવિષ્યમાં જરવાન યાને વખતના બદલાવા સાથે આ કાયદાકાનુનો તથા નેમો એવણ સાહેબની પસંદગીથી સુધારાવધારાને આધીન

છે, અને ઉપલી સઘળી નેમો સંજોગો તથા વખતને અનુસાર ઉસ્તાદ સાહેબની મરજીને આધીન રહીનેજ અમલમાં મુકવામાં આવશે.

વધુ વિગતો માટે નીચલે સરનામે લખવું:—

**જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુતનો**
**વહીવટ કરનારાઓ,**

જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત ઓફીસ,
એરચશા બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ,
**મુંબઇ.**

[**નોંધ:** જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુટના કલાસો હાલમાં ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીનાં મકાનમાં પારસી બજાર, કોટ, મુંબઇમાં મળે છે.]



ઝન્દ-અવસ્તા માફક દરેક જરથોશ્તી કુટુંબમાં રાખવા લાયક!
સેંકડો નકલો ખપી ગઇ છે! ફરીથી આવી તક કદાચજ મળે!

**જરથોશ્તી ધર્મની અસલ રોશનીના**

**તલબગારોને માટે નાદર તક!**

જરથોશ્તી ધર્મની પોતાકી અસલ બુલંદ ફીલસુફી ને સમજણ
તમને ક્યારે આવી ભેટે એવી અંતકરણની ખાહેશ શું
તમને તમારી જીંદગીમાં એકબી દીવસ નથી થઈ?
તો, અય જરથોશ્તી દએનની અસલ ફીલસુફીના સાચ્ચા ઉમેદવાર!
જરૂર ખરીદો અને અભ્યાસ કરો,

**જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ સીરીઝ:**

**નં૦ ૧ તથા નં૦ ૨.**

લખનારઃ—**મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ.**

**નં૦ (૧)** ાાંમાં માજદયસ્ની જરથોસ્તી દએનમાં શું શું કુદરતના કાયદાઓ તથા જીંદગીની નેમો છે તે બારીકીથી સમજાવેલા છે; જ્યારે **નં૦ (૨)** જાંમાં સફેદ રૂના આપણા સાદા **સુદરેહ**માં શું કુદરતની બુલંદ હકીકત કરામત તેમજ સાયન્ટીફીક અસરો આપણા પેગામ્બર સાહેબે સમાવી દીધી છે તે તુલોતવીલ સમજાવેલું છે. સોનેરી એમ્બોસ કીધેલી આખી સૃષ્ટી–ક્રમની આકૃતીનાં શોભતાં કપડાંનાં પુઠાંમાં સરઅવસરે ભેટ આપવા લાયક કેતાબો!

**કીમ્મત: નં૦ ૧ લું: ૧૨) આના** (પોસ્ટેજનો આનો જુદો.)

**નં૦ ૨ જું: રૂ. ૧॥** (પોસ્ટેજ બે આના જુદા).

બહારગામ વી. પી. થી મોકલીશું.

લખો: (૧) **જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત,**

એરચશાહ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.

(૨) **ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,** ૨૪–૨૮, પારસી બજાર મુંબઈ.

ક્રીયાકામ કરનારા મોબેદોને તેમજ ધર્માભ્યાસીઓને તેમજ
આફ્રીન્ગાંનની ક્રીયામાં હાજર રહેનારાં હમદીન બાનુઓ
તથા ગૃહસ્થો માટે, એક કીમતી રાહબર!

**હરેકે દરેક જરથોશ્તીઓએ સાચવી રાખવા લાયક!**

**પાંજંદ સીરીઝ, નં૰ ૧:**

**પાજંદ આફરીન બા માએની** (અસલ શુદ્ધ ઉચ્ચારે.)

લખનાર તથા તરજુમો કરનાર—**એરવદ ફીરોઝ શાપુરજી**
**મસાની, એમ. એ., એલએલ. બી.**
(અવસ્તા પહેલવી સ્કોલર.)

જુદાં જુદાં આફ્રીન્ગાંનોને છેડે ભણાતી જુદી જુદી પાજંદ
આફરીનોને લગતું તદન શુદ્ધ ઉચ્ચારનું તથા બોલેબોલ તરજુમા

સાથનું પુસ્તક આ સીવાય અત્યાર સુધીમાં બહાર પાડવામાં આવ્યું નથી. એમાં માંથ્રને ૧શ પડતા અસલ મીથ્રનો કીંમતી ભંડાર છે. તેમાં નીચે મુજબ સાત આફરીનો આપેલી છેઃ—

| | |
|---|---|
| (૧) **આફરીન–ઇ–અરદોક્રવષ** | (૪) **આફરીન–ઇ–રપીથ્વન.** |
| (૨) **આફરીન–બા–નામે ખુજોરગાંન** | (૫) **આફરીન–ઇ–ગાહામ્બાર** |
| (૩) **આફરીન–ઇ–હફ્ત અમશાસ્પંદ** | (૬) **આફરીન–ઇ–મ્યજદ.** |

(૭) **આફરીન–ઇ–પાવ–ઇ–ગાહમ્બાર.**

વળી **તે સાહેબના ૧૦૧ ઈસમ યાને નામો** શુદ્ધ ઉચ્ચારે તેના ગુજરાતી અર્થો સાથે આપવામાં આવ્યાં છે. ગજવામાં રહે તેવી સાઈઝમાં મજબુત બાઇન્ડીંગમાં ૨૦૦ પાનાંની કેતાબ.

**કીમ્મતઃ રૂ૧**—પેકીંગ તથા પોસ્ટેજ બે આના—વી. પી. થી મોકલીશું.

મળવાનું ઠેકાણું:—**ધી 'પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ૨૪–૨૮, પારસી બજાર, કોટ, મુંબઇ.**

---

બુલંદ મીથ્ર (યાને વીચાર) કરવાનો કાયદો હતો તેમાંના ઘણાએક બુલંદ મીથ્રો આ સેતાયશોમાં ખુદાની મેહેરબાનીથી સચવાયલા જોવામાં આવે છે. તેમાં **પહેલા ભાગમાં સૌથી શ્રેષ્ટ રોજ ભણવા લાયક દાદાર અહુરમજદની પાંચ બુલંદ સેતાયશો** નીચે મુજબ છે:-

| | |
|---|---|
| (૧) **નમાજ-ઇ-દાદાર અહુરમજદ** | (૩) **સેપાસ-ઇ-અકેનારેહ** |
| | (૪) **નામ-ઇ-ખાવર** |
| (૨) **બ નામ-ઇ-યજદ** | (૫) **ચિથ્રેમ બુયાત.** |

કેતાબના **બીજા ભાગમાં ત્રીસે રોજ ઉપર** જુદી જુદી **ભણવાની** દરેક અમશાસ્પંદ, મીનો, દએ, ફરરોખ તથા યજદને લગતી સ્તુતી સાથની **સેતાયશ** બધી મળીને ત્રીસ આપેલી છે.

મજબુત બાઇન્ડીંગમાં દળદાર કેતાબ:

**છપાયા પછી કીમ્મત નક્કી કરવામાં આવશે.**

મળવાનું ઠેકાણું:—ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.
૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઇ.

ઇંગ્રેજી ભાષામાં જરથોશ્તી ઇલ્મે ક્શ્નૂમની લાઇનથી
લખાયલી પહેલવહેલી નાદર કેતાબ!
ઘણીજ થોડી ગણત્રીની નકલો કાઢવામાં આવી છે!
કહેવાતી સુધારક પક્ષનાં સડેલા કાતેલ વિચારોની
હીમાયત કરતી ડૉ૦ ધાલાની કેતાબ—નામે Zoro-
astrian Theology—નો ધર્માભ્યાસને
આધારે અપાયલો સંગીન રદીઓ.

# ZOROASTRIANISM: ANCIENT & MODERN

*by Ervad Phiroze Shapurji Masani, M. A., LL. B.,*
*Avesta & Pahlavi Scholar.*

યાને કે,

**જરથોશ્તી ધર્મનું અસલ બુલંદ સ્વરૂપ અને સુધા-**
**રક ટોળીએ કીધેલી તેની હાલની કઢંગી હાલત.**

લખનાર:—એરવદ ફીરોઝ શાપુરજી મસાની, એમ. એ., એલ. એલ. બી., (અવસ્તા-પહેલવી સ્કોલર.)

ડૉ૦ ધાલાની કેતાબ જરથોસ્તી ધર્મ માટે એટલી બધી ઘાસ્તી ઉપજાવનારી ગણવામાં આવી, કે પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબોએ પારસી કોમના એક વીરલા અને જુદદીન્યાઓના હડહડતા વેરી સર દીનશાહ ધનજીભાઇ દાવર નાઇટની ખાસ બાંહેધરી હેઠળ ઇ૦ સ૦ ૧૯૧૪ માં પોતાને હસ્તકના "ટ્રાન્સલેશન ફન્ડ"માંથી એ કેતાબને આશરો આપવા સાફ ના પાડીને, આવી એક ખુલ્લી અજરથોશ્તી કેતાબને મરણતોલ ફટકો લગાવ્યો હતો, કારણકે તેમાં બીજા અનેક કાતેલ વિચારોમાં જુદદીનોને કોઇબી રીતે વટલાવવાની ધીક્કારવાજોગ હીમાયત દરેકે દરેક બાબમાં બહુ સફાઇથી જરથોશ્તી ધર્મને નામે કરવાની પેરવી કરવામાં આવી હતી, જેથી ભવીશમાં કોર્ટમાં જુદદીન સવાલ વખતે કોઇ ભુલો પડેલો બૅરીસ્ટર યા જડજ તેનાથી દોરવાઇ જાય!

પણ એજ નામાંકીત વીરલા સર દીનશાહ દાવરનાં ઉત્તેજનથી એરવદ ફીરોઝ શાપુરજી મસાનીએ ડૉ૦ ધાલાની ઉપલી ઇંગ્રેજી કેતાબનું ખોટારૂં તથા ભોપાળું પોતાના ઉંડા જરથોશ્તી ધર્માભ્યાસને આધારે ઉઘાડું પાડવાનું બીડું ઝડફી, તેના હમેશંના યાદગાર જવાબ તરીકે "Zoroastrianism : Ancient & Modern". એ નામની દળદાર ઇંગ્રેજી કેતાબ બહાર પાડી, સુધારક વીરોધીઓના વિચારોને—તેમાં ખાસ કરીને જુદદીનોને વટલાવવાની હીમાયતના સવાલને—અવસ્તા અભ્યાસ મારફતે તથા અસલ જરથોશ્તી ધર્મની રોશનીની મારફતે હમેશનો ફટકો લગાવ્યો છે.

જરથોશ્તી દએન નીચલી બાબદોના સંબંધમાં શું સચ્ચાઇ શીખવે છે તે જેઓ જાણવા માંગતા હોય, તેઓએ ઉપલી પુષ્કળ અવસ્તા-પહેલવી શાહદત સાથની કેતાબ જરૂર વાંચવી: જેમકે:

(૧) અવસ્તાનું કહેવાતું આગલું પાછલું સાહીત્ય
(૨) એક ભોપાળુ: ડૉ૦ ધાલાની કેતાબની એકલી કાતેલ નેમ: જુદદીનોને વટલાવવાની હીમાયત.
(૩) જરથોશ્તી ધર્મક્રીયાઓની મોતેબરી તથા અગત્યતા અને સુધારકોની સુગનું પોગળ.
(૪) ચુનાની વગેરે પરદેશી લખનારાઓની સાહદત ધાર્મીક લખાણોમાં કેટલી બધી ખોટી દોરવનારી છે?

(૫) જરથોશ્તી ધર્મમાં કદીબી જાનવરી ભોગ કે ખોરાક માટે જાનવરોની કતલની હીમાયત કરવામાં આવી નથી.

(૬) અવસ્તા-ગ્રાંથની બંદગી તરીકેની ખરી અસરો સ્તોત-ને કાયદે કેવી રીતની છે?

(૭) સૌથી ઉંચ આત્મીક વૃદ્ધીએ પુગેલા મગવ ટોળા બાબે ધર્માભ્યાસીઓની અજ્ઞાનતા અને તેને લીધે ઉત્પન્ન થયલા ખોટા વીચારો.

(૮) શું અવસ્તા-ગ્રાંથ પેગામ્બર સાહેબ ઉપરાંત બીજા લખનારાઓએ રચેલા છે? હાં૰ ધાલાના ધખારાં સામે જવાબ.

(૯) દશ્તાનની પરહેજી કાંય પાળવી જોઇએ તેનો જર-થોશ્તી ધર્મને આધારે ખુલાસો,

(૧૦) વખ્શુરે વખ્શુરાંન સાહેબ અશો સ્પીતમાન જરથુશ્ત્ર-નો સૃષ્ટીમાં મહાન દરજ્જો, અને તેવણને સાધારણ અકલ ધરાવનાર આદમી ગણવાની સુધારકોની હેમકાઇ.

(૧૧) એકજ કેતાબમાં ડૉ. ધાલાના જુદી જુદી બાબદમાં ઉલટાસુલટી ફતવાઓ.

(૧૨) એ વતરોગે બીજી પુષ્કળ જરથોશ્તી દએનની બાબદો-ને લગતા ખરા ખુલાસાઓ જે આજ સુધી ઇંગ્રેજીમાં બહાર પડયા હતા નહીં.

આશરે ૫૦૦) પાનાની દળદાર મોટી રોયલ સાઇઝની મજ-બુત શોભઇતી બાઇન્ડીંગ સાથની કેતાબ, જેમાં ત્રણ ફોટોઝીન્કો (એક જસ્ટીસ દાવરનો) આપેલા છે.

**કેતાબની કીમ્મત: રૂ. ૫.** (પોસ્ટેજ ને પેકીંગ જુદું.)

વી. પી. થી મોકલીશું.

લખો:—**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**

૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઇ.

---

# જરથોશતીઓને ખુશ ખબર!

**એક વખત વાંચશો તો હમેશનાં ઘરાક થશો.**

જરથોસ્તી દએન તથા હાલની વિદ્યાની બોરહુએથી તન મન અને રવાંનને એકી વખતે તરોતાજગી અને રાહત બક્ષનારૂં

**એકલું ઉમદા સાધન:**

## ફ્રશો–ગર્દ.

**Established.** (*i. e.* Renovation.) **1911 A. D.**

અધીપતી—**એરવદ ફીરોજ શાપુરજી મસાની,**
એમ. એ., એલએલ. બી.

તમામ દેખીતી તેમજ અણદીઠ કુદરતનો અખંડ અચળ કાયદો એજ જરથોશતી દએન છે અને આ દુન્યામાં જન્મી તે દએન મુજબ કેવી રીતે જીંદગી ગુજારવી આપણ જરથોસ્તીઓને લાજમ છે કે જેથી આપણો આ ફેરો સફળ થાય; આપણી જરથોશતી તરીકતો અને ક્રીયાકામોના જરથોશ્તી ઇલ્મે ક્નૂમને આધારે અપાતા ખરા ખુલા-

વેજીટેરીયન બાબદની સાઓ જે આજસુધી બહાર પડયા નથી; બીડી વિરૂદ્ધ લડત; દારૂ—શરાબ સામેની સચ્ચાઇ અને અગત્યતા; શારીરીક અનીતી વિરૂદ્ધ પોકાર; તેમજ અનેક સંસારી બદી અને વહેવારૂ વીગેરે વીગેરે અનેક તેમજ માનસીક આરોગ્યતાના નીયમો દળદાર, ટાહેલાં-સંગીન બાબદોથી ભરચક આશરે ૮૦ ઉપર પાનાનું કુથળા તથા નિંદાથી સદંતર નીરાળું ત્રીમાસીક.

**યાદ રાખજો કે આ ચોપાન્યું વળી સસ્તામાં સસ્તું છે.**

**લવાજમ—ફક્ત વરસ દહાડે રૂ૧ા (પોસ્ટેજ સુદ્ધાં) આગપર—**

**વી. પી. થી પણ મોકલીશું.**

મુંબઇ ઉપરાંત બાહેરગામના પુષ્કળ મથકો ખાતે વંચાય છે.

લખો:—ઑનરરી સેક્રેટરી,

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**

૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઇ.

---

**શ્રી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી વિષે ટુંક ખુલાસો.**

**(સ્થપાઈ, તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૭.)**

(૧૮૬૦ ના ૨૧ માં એક્ટ મુજબ રેજીસ્ટર્ડ થઇ, માર્ચ, ૧૯૧૧.)

(૧) એ સોસાયટીની સૌથી મોટી નેમ જરથોશતી ધર્મના અષોઇના મહાન કાયદો Purtiy and Righteousness—physical mental, moral and spiritual) જરથોશતીઓની જાણમાં લાવવાની તથા અષોઇનો કાયદો અમલમાં મુકાવવાની છે, જેથી કરીને તે સોનેરી જમાનો કે જેને અવસ્તામાં "**ફ્રષો-કેરેતી**" એટલે નવાનપણું (Renovation) કરીને ઓળખવામાં આવ્યો છે તે જમાનો નજદીક લાવવામાં આપણે દીનદાર જરથોશતીઓ આપણાથી બનતો હીસ્સો આપ્યે, કે જે "**ફ્રશો-ગર્દ**" યાને સોનેરી જમાનામાં તનદુરસ્તી, મહોબત અને સલાહ સંપજ આ દુનીઆમાં ચાલુ રહેશે, અને દુઃખ દરદ, આફત તથા કવખતનું મોત બધું ભુલાઇ જશે.

(૨) વળી ઉપલી નેમ પાર પાડવાનાં સૌથી પહેલાં પગથીઆં તરીકે એ સોસાયટીની બીજી નેમ જરથોશ્તી ધર્મનાં ફરમાન પ્રમાણે

(૫) એ સોસાયટી તરફથી "અનુશીલ-રવાન એન્જુમનોની કીચા-કામની 'નાહર ખોરના" નીકળેલી છે તેની નોંધ માટે જુઓ પાનું ૨૬ મું.

(૬) એ સોસાયટીની ઓફીસ પારસી બજારમાં આવેલી છે. સોસાયટીની લાઇબ્રેરી તથા રીડીંગ રૂમ રાખવામાં આવ્યાં છે.

(૭) આ સોસાયટીનો અઠવાડીક વર્ગ રવીવારે સાંજે પા થી ૬ા [સ્ટે. ટા.] સર્વ પારસીઓ, આનુઓ તથા જુદ્દીઓ માટે ખોલેલો છે.

(૮) આ સોસાયટીમાં જરથોશ્તી અનુયાયીઓ તથા જુદ્દીઓ સભાસદ થઈ શકે છે—એટલે કે તેઓ તે માટે આવતાં પીતાં હોય. દરેક સભાસદ ઓછામાં ઓછી ૧૮ વરસની ઉમરનો હોવો જોઈએ. દરેક સભાસદની ફી મહીનાના આઠ આના છે, અને એક ફાળો આપવો જોઈએ છે. વધુ વીગતો માટે લખો:—

ડીનશાહ ફરામજી મસાણી, બી. એ., એલ્.

ઓનરરી સેક્રેટરી, ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ

સોસાયટી, ૨૮-૨૯ પારસી બજાર સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

૫

## ધી પારસી વેજીટેરીયન ઍન્ડ ટેમ્પરન્સ સોસાયટીની અનુશોહ-સ્વાંન ક્રીયાકામ-યોજનાની શરતોનો ટુંક સાર.

(**નોંધ:** નજીવી રકમમાં પુષ્કળ સંગીન પાયાપર થતી ક્રીયાઓનો લાભ આપતી આવી ઉત્તમ **ક્રીયાકામ-યોજના** કોઇબી બીજાં હૈયાત મંડળમાં હસ્તી ધરાવતી જોવામાં આવતી નથી. તા૦ ૧ લી એપ્રીલ ૧૯૧૫ થી તા૦ ૧૫ મી જુન ૧૯૧૮ સુધીનાં આસરે સવાત્રણ શરૂઆતનાં વરસમાં ૧૩૪ બાનુઓ અને ૧૩૯ ગૃહસ્થો મળી એકંદર ૨૭૩ મેમ્બરો જોડાયાં છે. એજ મુદતમાં યોજનાનું ફન્ડ વધીને રૂ. ૩૨,૦૦૦ ની ગંજાવર રકમ ઉપર જવા પામ્યું છે. ભવીષમાં જેમ જેમ નવા મેમ્બરો વધતા જશે તેમ તેમ એ યોજના હજી ખીલવા તથા વધવા પામશે.)

(૧) ફક્ત સોસાયટીના કોઇબી વર્ગના મેમ્બરોજ યોજનામાં દાખલ થઈ શકશે; બહારનાંઓ મુદલ નહીં.

(૨) એ યોજનાનો લાભ લેવા માટે દરેક દાખલ થનારે **રૂ૨૦૧ ની રકમ** એ યોજનાનાં ફંડમાં પોતે તનદરોસ્ત હાલતમાં પુર શુદ્ધિમાં જીવતાજીવત ભરેલી હોવી જોઇએ. હૈયાતી બાદ સગાંવ્હાલાંઓ તરફથી કે વીલમાં ફરમાવેલી રકમ મુદલ કબુલ કરવામાં આવશે નહીં.

(૩) કાયદા મુજબ રૂ. ૨૦૧ ની રકમ એક્કી વખતે આંખી ભરવી જોઇશે; પણ એક ખાનગી ગોઠવણ મુજબ હફતે હફતેની નાની રકમો પણ એકઠી કરવામાં આવે છે.

(૪) યોજનાનો લાભ લેવા માટે દરેક રૂ૨૦૧ ભરનાર છેલ્લે સુધી સોસાયટીનો મેમ્બર હોવો જોઈએ, અને સોસાયટી તેને તેના ગમે તેવા પડતા વખતમાં મેમ્બર તરીકે નીભાવવા તૈયાર છે.

(૫) આ બધી રૂ. ૨૦૧ ની રકમો અનામત રાખી, તેનાં વ્યાજમાંથી દર મહીને નીચે મુજબ **ક્રીયાઓ** ચોકસ નેમેલા દીવસે ચાલુ થાય છે:

(૧) વરસમાં દરેક અનુશોહ-મેમ્બરની એક સંપુર્ણ ખુબ સાથની યજશ્ને દર સાલ થાય છે યાને કે એક દહાડો આગમચથી બે મોબેદ સાહેબો વારા ફરતી સંપુર્ણ ૭૨ હાની મીનોનાવરની યજશ્ને પોતા થકી બન્ને જણાં જુદી જુદી કરી, તે આખો દીવસ તેઓ અગ્યારીમાંજ રહી ખુબ જાળવીને બહારવને અનુ-શેહની અરદાફ્રવષની યજશ્ને માંડે છે, તોજ યજશ્ને સંપુર્ણ કીધેલી કહેવાય છે. આવી યજશ્ને બહુ ખરચાળુ હોવાથી હાલમાં કદાચજ થતી જોવામાં આવે છે. અસલ જરથોશ્તી ફરમાન મુજબ આવી સંપુર્ણ ખુબ સાથની યજશ્નેજ રવા ગણાય છે. **ફકત આ યજશ્નેનો લાભજ ઉપલી અનુશોહ યોજનામાં જલદીથી જોડાવા માટે લલચાવવા તદન પુરતો છે.** એ ઉપરાંત બીજી ક્રીયાઓ થાય તે તો જુદી.

(૨) જે દીવસે અમુક અનુશોહની ઉપર મુજબ ખરશેદ થાય તેજ દીવસે તેને નામની એકતાની ખાસ બાજ અરદાફ્રવશની નહી ધરાય છે. આવી રીતની દરેક અનુશોહની એકતી નહી બાજ કરવાનો અસલ જરથોશતી હોકમ છે.

(૩) દર મહીને નેમેલા દીવસે: આફ્રીગાંન ૮ કરદાનું થાય છે, જેમાં બધાં અનુશોહ–રવાંન મેમ્બરોનાં નામો સામટાં લેવામાં આવે છે.

(૪) એજ મુજબ દર મહીને ઉપલા કરદાઓને લગતી આઠ બાજ ધરાય છે, જેમાં બધાં અનુશોહ–મેમ્બરો-નાં નામો લેવામાં આવે છે.

(૫) વળી એજ મુજબ દર મહીને સ્ફ્રવશીની ક્રીયા (યાને ફરોખશી—અફરો અસલી બોલ "ફ્રવશી" છે) કર-વામાં આવે છે, જેમાં પણ બધાં અનુશોહ–મેમ્બરો-નાં નામો લેવામાં આવે છે.

(૬) વળી, દર મહીને એજ મુજબ **સતુમ**ની ક્રીયા (યાને અસ્તમ) થાય છે, જેમાં પણ બધાં અનુશોહ-મેમ્બરોનાં નામો દેવામાં આવે છે. અનુશોહ ક્રીયા-કામ વખતે હાજર રહેલાં બધાં બાનુ અને ગૃહસ્થ મેમ્બરો સાથે મળીને આ **સતુમ**ની હમ-બંદગી કરે છે. ઉપલી કોઇબી ક્રીયાઓની અંદર સોસાયટીના કાયદા મુજબ ગોસ્ત-મછી-ઇંડાં તથા દારૂ મુદલ વાપરવામાં આવતાં નથી.

(૭) સેવટે, આફ્રીન્ગાંનની ક્રીયા પુરી થયા પછી હાજર રહેલાં મેમ્બરો અસલ શુદ્ધ રીતી મુજબ લોબાન મુકે છે, જે વખતે સર્વે અનુશોહ-મેમ્બરો માટે નીચે મુજબ જોશભેર મીથ્ર (યાને વિચાર) ફેંકે છે:—

"જે પ્રમાણે દાદાર અહુરમજદ કુલ સૃષ્ટીને હુમત-હુખ્ત-હવરશ્તથી આગલ અને આગલ

વધારે છે, તેજ પ્રમાણે પોતપોતીકાં હુમત-
હુખ્ત-હવરશ્ત મુજબ, પોતાનાં બાતેની આતશ-
ની મારફતે, અહીં ભણાયલી મ્યજદના પ્રવાહો
અને માંથ્રના સ્તોતો અને મીથ્રના જોશથી,
આ જાહેરી આતશની બરેહની માંરફતે,
બેહે-સ્ત-બેહરેહ (ફ્લાંન-બીન-ફ્લાંન; અહીં
બધાં ગુજરેલાં બાનુ કે ગૃહસ્થ-મેમ્બરોનાં
નામો હમેશાં તેઓનાં સગા બાપનાં નામની
સાથે, સૌથી છેલ્લાં ગુજરેલાંનું નામ પહેલું
આવે એવા અનુક્રમમાં દેવું)

——નાં ઉરવાનો પોતાની ફ્રવષીની મારફતે
આગલ અને આગલ વધો! આમીન!

જેવી આ યોજનામાં દાખલ થયલા એક મેમ્બરની મરણની ખબર પડે છે, કે તુરત તેના પછીનાં આવતા ક્રીયાના દીવસે તેનું

નામ્ ક્રીયાઓમાં દેવાતું થાય છે, અને જ્યાંસુધી આ સોસાયટીની કે યોજનાની હસ્તી છે ત્યાં સુધી એ બધી ક્રીયાઓ સંજોગોને આધીન થતી રહેશે.

(૬) આ રૂ. ૨૦૧ ની રકમ તો ગરીબમાં ગરીબ વટીકને પાળવે તેટલા માટે ઓછામાં ઓછી ઠેરવેલી છે, પણ જેઓ વધુ શકતીવાળા હોય તેઓ રૂ. ૨૦૧ ઉપરાંત વધારાની રકમ ખુશીથી ભરી આ યોજનાને વધુ મક્કમ બનાવવામાં મદદ કરશે.

(૭) વીગત માટે મંગાવો એ યોજનાનું ખુલાસા પત્રક.

લખો :—**દીનશાહ શાપુરજી મસાની, બી. એ.,**
ઓનરરી સેક્રેટરી, ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ
સોસાયટી, ૨૪-૨૮, **પારસી બજાર, કોટ, મુંબઇ.**

—

# ફરૅોખ ફ્રવરદીન ફસલ સાલ જશન મંડળ.

(સ્થપાયું: ઈ૦ સ૦ ૧૯૦૯.)

## તેની શરતોનો ટુંક સાર:

(૧) જે કોઈ ગૃહસ્થ યા બાનુ જમશેદી નવરોઝથી યાને તા૦ ૨૧ મી માર્ચથી પોતાનું નવું સાલ—ફરવરદીન મહીનો અને અહુરમઝદ રોજ—થી ગણે છે તેઓજ મેમ્બર થઇ શકે છે.

(૨) મેમ્બર તરીકે રોજનાં ફરજ્યાત ભંણતરમાં હમેશાં ઉપલી ગણત્રી મુજબ ખરો ફસલી રોજ–માહ પઢવાની કબુલાત આપવી પડે છે. ફસલી રોજ–માહ જોવા માટે ફસલી જાવેદાંન પંચાંગ બે આનાની જુજ કીમતે ઉપલાં મંડળમાંથી મળે છે.

(૩) ફસલી મુકતાદ સુદ્ધાં આશરે ૪૩ ફસલી હીંગામો ઉપર થતી બર–વક્તની ક્રીયા દરેક મેમ્બરના ફાળામાંથી નીચે મુજબ કરવામાં આવે છે. મુકતાદ સીવાયના ૨૧ હીંગામો માટે દરેક હીંગામ દીઠ ૫) આના ફી દરેક મેમ્બરને આપવી પડે છે, અને મંડળ તરફથી મંડાતાં મુકતાદ માટે પોતાના ગુજરેલાં ખેશીનું નામ ક્રીયામાં દેવાડવાની ખુશી

હોય તો દર નામ દીઠ ખાસ મુકરર કીધેલી ફી આપવી પડે છે. એકથી વધુ નામ આપવાની દરેક મેમ્બરને છુટ છે. જે મેમ્બર આવી રીતે નામ નહી આપવા માંગતો હોય તેને મુકતાદના ૨૨ હીંગામોની ક્રીયા માટે દર હીંગામ દીઠ રાખેતાની ૫) આના ફી આપવી પડશે, પણ મુકતાદ-ક્રીયામાં મુકરર કીધેલો ફાળો ભરનારાઓ પાસેથી ઉપલી વધારાની ફી જુદી લેવામાં આવશે નહીં.

(૪) વળી, મંડળ તરફથી છએ છ ફસલો યાને ગાહામ્બારો ઉપર વાયજ સાથે ૧૨ આનાની ફીનાં વેજીટેરીયન ખાનાં થાય છે, જેમાં મેમ્બરો ઉપરાંત બહારનાંઓ પણ ભાગ લઇ શકે છે.

(૫) ક્રીયાકામને ધોકકો પુગાડયા વગર, ફસલી હીલચાલની તરફેણમાં કોમ-મત ખોલવવાની પણ આ મંડળની એક નેમ છે.

**વધુ માટે મંગાવો ખુલાસા પત્રક.**

લખો: **પીરોજશાહ દાદાભાઈ શરાફ,**
**દીનશાહ શાપુરજી મસાની,** } જોઇન્ટ ઑ૦ સેક્રેટરીઓ.

૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઇ.

## ફક્ત પૈસાથીજ સખાવત થતી નથી!

**અય પ્રીય વાંચનાર,**

(૧) જો તમારે ત્યાંની શાદી રામશ્ની કે નવજોત ટાંકણે ઇજનનાં સુંદર કાર્ડ તમારે છપાવવાના હોય; યા તો,

(૨) જો તમો બીઝનેસનાં માલેક કે વડા હોવો, અને દરેક જાતનું સફાઇદાર છાપેલું જોબ-વર્ક માંગતા હોવો; યા તો,

(૩) જો તમારે હસ્તક કોઇ ધાર્મીક મંડળી ચાલતી હોય યા તો તમો ત્યાંના મેમ્બર હોવો; યા તો,

(૫) જો તમો કેઠે નોકરી ધંધે જનાર હોવાથી, તમારી ઑફીસને લગતું યા મીત્રોની ઑફીસનું છાપવાનું કામકાજ તમારાં ધ્યાનમાં હોય, તો જરૂર

**સૌથી પહેલાં નીચે જણાવેલાં ઘેરનાં પ્રેસને પહેલાં યાદ કરજો!**

જેથી **પહેલું તો** તમો ઘેરને આંગણે સખાવત કરવાનો મુળ નિયમ પાળશો; અને

**બીજું તો** નાણાં ભર્યાં વગર ઉત્તમ સખાવત તમો કરશો.

તે કેવી રીતે?

# ધી ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ.

## (THE FRASHO-GARD PRINTING PRESS.)

દરેક જાતનું છાપખાનાંને લગતું **મધ્યમ ભાવે** સફાઇદાર કામ કરનારા:

(૧) મીલ-ઑફીસ-ધંધાને લગતું જોબ કામ,
માસીક ચોપાન્યાં, પેપર, તેમજ ચોપડી ઇંગ્રેજી,
ગુજરાતી તથા મરાઠી ભાષામાં છાપનારા;

(૨) ફાઇન રૂલીંગ કામ કરનારા: તથા

(૩) ઉંચી મજબુત બાઇન્ડીંગ કરનારા.

**૭૫-૭૭, કુવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

ઉપલું છાપખાનું

**"ધી ઝોરોસ્ટ્રીયન આઇડીયલ ટ્રેક્ટ એન્ડ બુક પબ્લીશીંગ સોસાયટી"**

નામની નવી મંડળીની ખાસ માલેકી હેઠળ કાઢવામાં આવ્યું છે, કે જે મંડળી જરથોશ્તી ધર્મજ્ઞાનના ફેલાવા માટે કાર્ય કરવાની, નીચલી ઉમદા નેમો ધરાવે છે:

(૧) જરથોસ્તી દએનની તરીકતો, ક્રીયાકામો તથા શીલસુફીને લગતું ખરૂં ઉમદા જ્ઞાન પારસી–જરથોસ્તીઓમાં ફેલાવવું;

(૨) ઉપલી નેમ પાર પાડવા મુફત યા સસ્તે ભાવે ચોપડી ચોપાન્યાં લીફલેટો છાપીને વહેંચવા યા વેચવા;

(૩) ઉપલી નેમને ખાતર એક છાપખાનું ચલાવવું, અને તેની આવક આ પબ્લીશીંગ સોસાયટીને તેમજ એની માફક કાર્ય કરતી બીજી મંડળીઓને આગળ વધારવામાં વાપરવી;

(૪) જરથોશ્તી સાહીત્ય તેમજ પારસી કોમની દરેક રીતની બેહેતરી માટે બીજાં ખાતાંઓ તરફથી છપાતી ચોપડી ચોપાન્યાંઓ સસ્તાં ભાવે છાપી આપવાની સગવડ કરવી.

(૫) માઝદયસ્ની દએનની તરીકતો, ક્રીયાકામો, દીનઆઇન અને ફીલસુફીને લગતાં ઇલમનો અભ્યાસ સસ્તાં યા મુફત ચોપડી ચોપાન્યાં વેચી યા વહેંચીને દરેક શાખામાં આગળ વધારવો.

**તેટલા માટે, ફ્રશો-ગર્દ પ્રીંટીંગ પ્રેસને છાપવાનું કામ આપનાર ઉપલી રીતે જરથોશ્તી ધર્મજ્ઞાન ફેલાવવાના કામને તેમજ ધાર્મીક મંડળોને ખરી સખાવતી મદદ કરે છે.**

જેમ બીજા છાપખાનાંઓમાં કામ સોંપીને પૈસા આપશો,
તેમ ફ્રશો-ગર્દ પ્રેસનેબી આપશો.

પણ જ્યારે બીજા છાપખાનાંઓમાં તેના માલેકો પોતાના ખાનગી નફાને ખાતર કામ કરે છે, ત્યારે **ફ્રશો-ગર્દ પ્રેસ** વેજીટેરીયન સોસાયટી, ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુટ, ફરરોખ ફ્રવરદીન ફસલ મંડળ જેવી ખરી 'રાહી' લાઇન ઉપર કાર્ય કરતી ધાર્મીક મંડળીઓને

આગલ વધારવાની એકલી નેમથી કામ કરે છે, અને તેના નફાનો લાભ એ ખાતાંઓને મળશે.

**આવી રીતે કાંઇપણ નાણાંની સખાવત કર્યા વગર ફ્રશો-ગર્દ પ્રેસને ફક્ત છાપવાનું કામકાજ લાવી આપીને તમો ધરખમ "શાદી" સખાવત ઉપલી ધાર્મીક મંડળીઓને કરશો.**

આ ફ્રશો-ગર્દ પ્રેસને એજ નામનાં ત્રીમાસીક ફ્રશો-ગર્દ ચોપાન્યાં સાથે કશો સંબંધ નથી.

લી૦ દુવાગીર, **દીનશાહ શાપુરજી મસાની,**

ઑનરરી ડીરેક્ટર એન્ડ સેક્રેટરી,

**ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ,** ૭૫-૭૭, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

---